

સ્વ. કાન્તિલાલ નાથાલાલ

| | |
|---|---|
| જન્મ : | દેહવિલય : |
| ૨૬-૭-૧૯૦૩ | ૨૮-૪-૧૯૬૫ |

# ચિંતન પરાગ

[ સ્વ. કાન્તિલાલ નાથાલાલની પુણ્યસ્મૃતિમાં પ્રકાશિત ]

સંપાદકો :
હરિપ્રસાદ વ્યાસ
પ્રબોધ રાવળ

પહેલી આવૃત્તિ
એપ્રિલ ૨૮, ૧૯૬૬




પ્રકાશક
શ્રી રમેશ કાન્તિલાલ શાહ
અને
શ્રી અરવિંદ કાન્તિલાલ શાહ
કે. ૮, શ્રીકાન્ત સદન, પર્ણકુંજ,
આંબાવાડી, એલિસબ્રિજ,
અમદાવાદ-૬

મુદ્રક:
શ્રી પ્રબોધ રાવળ
'ગ્રાફિક પ્રિન્ટર્સ'
કલ્યાણનગર, શાહપુર દરવાજા બહાર,
અમદાવાદ

# સંપાદકીય

ધર્મપ્રેમી, રાષ્ટ્રીયતાને રંગે રંગાયેલા, સ્વદેશીના સંનિષ્ઠ પ્રચારક અને માનવતાદી સ્વ. કાન્તિલાલનું તા. ૨૮–૪–૬૫ના રોજ અવસાન થયું. સ્વ. કાન્તિભાઈના અનેક સ્નેહીઓ, મિત્રો અને પ્રશંસકોને લાગ્યું કે સ્વ. કાન્તિભાઈ જેવા વિદ્યાપ્રેમી સજ્જનની પુણ્યસ્મૃતિમાં એકાદ ચિંતનાત્મક લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવે તો એ તેઓશ્રીનું ઉચિત તર્પણ બની રહેશે. આ વિચારને સ્વર્ગસ્થના સુપુત્રો શ્રી રમેશભાઈ અને શ્રી અરવિંદભાઈએ વધાવી લીધો અને એના સુભગ પરિણામ રૂપે ચિંતનાત્મક લેખોનો આ સંગ્રહ 'ચિંતન પરાગ' સ્વ. કાન્તિભાઈની પહેલી અવસાનતિથિએ પ્રસિદ્ધ થાય છે.

આ ગ્રંથના પ્રકાશનકાર્ય અંગે સ્વર્ગસ્થના મોટાભાઈ શ્રી રતિલાલ નાથાલાલની હૂંફ અને પ્રેરણા મળી છે એનો ઉલ્લેખ કરતાં આનંદ થાય છે.

આ ગ્રંથનું આયોજન કરવામાં શ્રી ઝીણાભાઈ દેસાઈ, 'સ્નેહરશ્મિ'એ દોરવણી આપી છે એની સાભાર નોંધ લઈએ છીએ. અને આ કાર્યમાં કીમતી સલાહસૂચન અને વખતોવખત માર્ગદર્શન આપવા માટે ડૉ. રમણલાલ જોશી અને શ્રી રાધેશ્યામ શર્માના અમો અત્યંત ઋણી છીએ.

સૌથી વિશેષ આભાર તો અમારે જેમના લેખો આ ગ્રંથમાં મૂક્યા છે તે વિદ્વાન લેખકોનો માનવાનો છે, જેમના ઉદાર સહકાર વિના આ ગ્રંથનું પ્રકાશન શક્ય ન બન્યું હોત. લેખો માટે અમે ટૂંક મુદત

આપ્યા છતાં, થોડી અગવડ વેઠી લઈને પણ ગુજરાતના પીઢ અને નવોદિત લેખકોએ અમારી વિનંતીને માન આપી પોતાનાં ચિંતન મનનનાં સુફળ રૂપે પોતાના લેખો મોકલી આપ્યા અને ગ્રંથપ્રકાશનની યોજનાને શક્ય બનાવી. અમો એ સૌનો હૃદયથી આભાર માનીએ છીએ. અમોએ કોઈપણ અભ્યાસીને વિષયનું સૂચન કર્યું ન હતું પરંતુ જેમ જેમ લેખો આવતા ગયા તેમ તેમ ગ્રંથનો એક આકાર ઊભો થયો. સ્વ. કાન્તિભાઈને જે વિષયો પ્રત્યે ઊંડો અનુરાગ હતો તે વિષયો – સાહિત્ય, સમાજ અને ધર્મ – અંગેના લેખો આ ગ્રંથમાં સમાવિષ્ટ થયા છે. મુદ્રણતંત્રની મુશ્કેલીને કારણે શ્રી. ગુલાબદાસ બ્રોકર અને શ્રી. કે. કા. શાસ્ત્રીના લેખોને વિષયવ્યવસ્થાની દ્રષ્ટિએ અમે યથાસ્થાને મૂકી શક્યા નથી એનો અમને રંજ છે. વાચકો ઉદારભાવે ક્ષમા કરશે એવી વિનંતી છે.

કોઈ મહાનુભાવ વ્યક્તિની પુણ્યસ્મૃતિમાં આ પ્રકારનો ગ્રંથ પ્રસિદ્ધ થયાના દાખલા ઝાઝા જોવા મળતા નથી. અમારો આ એક નમ્ર પ્રયાસ છે. આશા છે કે ગુજરાતનો વિચારશીલ વાચકવર્ગ એને આવકારશે. આ કાર્યમાં સહાય કરનાર સૌના અમે આભારી છીએ.

— હરિપ્રસાદ વ્યાસ
પ્રબોધ રાવળ
સંપાદકો

# અનુક્રમ

**નોંધ :**

પૃ. ૯૯ અને ૧૦૧ ઉપર લેખના શીર્ષકમાં 'માણસ'ને બદલે 'માનવ' વાંચવું.

પૃ. ૧૨૮ ઉપર ટાંકેલી પંક્તિઓ શ્રી સુન્દરમ્‌ના કાવ્યસંગ્રહ 'યાત્રા'માંથી છે.

# સ્વ. કાન્તિલાલ નાથાલાલનું જીવનવૃત્તાંત

## ૧. વ્યક્તિત્વ સૌરભ

ધર્મપ્રેમી, રાષ્ટ્રીયતાના રંગે રંગાયલા અને માનવજાતિ પ્રત્યે અપાર સહાનુભૂતિ દાખવનાર અમદાવાદના દાનવીર શ્રી કાન્તિલાલ નાથાલાલનો જન્મ પ્રસિદ્ધ શેઠ શ્રી ત્રિકમલાલ ભોગીલાલના કુટુંબમાં સંવત ૧૯૫૯ના શ્રાવણ સુદ ૨ ને શનિવાર તા. ૨૬–૭ ૧૯૦૩ના રોજ થયો હતો. તેઓ જ્ઞાતિએ શ્રી દશા પોરવાડ મેશ્રી વાણિયા હતા. તેમના પિતાશ્રીનું નામ શેઠ શ્રી નાથાલાલ અને માતુશ્રીનું નામ મંગુબહેન હતું. શ્રી કાન્તિભાઈ સત્તર દિવસના હતા ત્યારે તેમણે માતુશ્રીની શીળી છત્રછાયા ગુમાવી. તે વખતે ત્રણ વર્ષના તેમના ભાઈ રતિલાલ અને બે બહેનોને ઉછેરવાની જવાબદારી પિતાશ્રી ઉપર આવી પડી. વિધિયોગાનુસાર પિતાશ્રી નાથાલાલભાઈએ બીજી વાર લગ્ન કર્યાં અને સૌ ભાંડુઓને માતુશ્રી ચંચળબાની હૂંફ મળી. તેમનાં કાકી મણીબાની હૂંફ તો તેમને જીવન-પર્યંત મળેલી હતી જ. પોતાની ચૌદ વર્ષની વયે પિતાશ્રીનું અવસાન થતાં શ્રી કાન્તિભાઈએ શિરછત્ર ગુમાવ્યું, એ પછી તેમની સંપૂર્ણ જવાબદારી તેમનાં ભાભીશ્રી હીરાબહેનને માથે આવી, જે તેમણે નિષ્ઠાપૂર્વક જીવનભર અદા કરી. તેઓ પણ જીવનમા આ બધાને માતૃસ્થાને સ્વીકારીને જ દરેક પગલું ભરતા. સાંસારિક અને વ્યાવહારિક પ્રસંગોએ તેમને તેઓ સર્વે પાસેથી હંમેશાં ઘણું કિંમતી માર્ગદર્શન મળતું. તેમના ઘડતરમાં આ વ્યક્તિઓનો ફાળો અનન્ય છે. પણ એક પછી એક વિધિના ક્રૂરમા ઘા સહન કરવાના આવ્યા. બે બહેનો મરણ પામી

તેમજ પિતાશ્રીનું પણ અવસાન થયું. આવી વિપત્તિઓ વચ્ચે પણ શ્રી કાન્તિભાઈએ જે વિકાસયાત્રા કરી તે પ્રશંસનીય છે. શ્રી કાન્તિલાલના જીવનની કથા એ એક પુરુષાર્થી નરની કથા છે. મુશ્કેલીઓ અને વિપત્તિઓ વચ્ચે તેમણે માર્ગ કાઢી જે સિદ્ધિઓ હાંસલ કરી છે તે સૌને પ્રેરણારૂપ છે.

## કેળવણી

તેમણે પ્રાથમિક કેળવણી અમદાવાદમાં ખાડિયાના લત્તામાં ગોલવાડ પાસે આવેલી મ્યુનિસિપલ શાળામાં લીધી હતી પ્રાથમિક કેળવણી પૂરી કર્યા બાદ માધ્યમિક કેળવણી તેમણે પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં લીધી હતી આ શાળાના કર્ણધારો શ્રી દીવાન સાહેબ અને શ્રી બલ્લુભાઈ સાહેબે વિદ્યાર્થીઓના ચિત્ત ઉપર સ્વદેશી અને રાષ્ટ્રીયતાની ભાવનાના દઢ સંસ્કારો પાડયા હતા. સ્વ. કાન્તિભાઈએ પણ આ શાળાના વાતાવરણમાંથી ઘણી પ્રેરણા મેળવી હતી. પોતાની નાદુરસ્ત તબિયતને કારણે તે મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ આગળ અભ્યાસ કરી શકયા નહિ પણ હાઇસ્કૂલમાંથી તેમને જે ઉત્તમ જીવનપાથેય મળ્યું એનો તેમના વ્યક્તિત્વ–ઘડતરમાં ઘણો હિસ્સો છે ઉપર ઉલ્લેખેલા શિક્ષકો ઉપરાંત શ્રી એચ. બી. કાપડિયા, શ્રી જોગલેકર, શ્રી લેલે આદિનો સ્નેહ શ્રી કાન્તિભાઈ પ્રાપ્ત કરી શકયા હતા, અત્યારે ધી ન્યૂ હાઈસ્કૂલ અને શ્રી એચ બી. કાપડિયા ન્યૂ હાઈસ્કૂલનું સંચાલન કરનાર શ્રી કાપડિયા સાહેબ શ્રી કાન્તિભાઈના વિદ્યાભ્યાસ–કાળને યાદ કરી એક વિદ્યાર્થી તરીકેના તેમના ઉત્તમ ગુણોની તારીફ કરે છે. તેમની સ્વભાવગત સરલતા, સાદાઈ, વિનયશીલ રીતભાત અને પ્રેમાળપણાને શ્રી કાપડિયા સાહેબ આજે પણ ભાવપૂર્વક યાદ કરે છે. પોતાના શિક્ષકોના હૃદયમાં શ્રી કાન્તિભાઈએ કેવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું તે આ ઉપરથી જોવા મળે છે. શ્રી કાન્તિભાઈને સંસ્કૃત, ઈતિહાસ અને ગુજરાતીમાં રસ હતો. પોતાના આ પ્રિય વિષયોનું અધ્યયન તેમણે જીવનના અંત સુધી ચાલુ રાખ્યું હતું. તેમના સહાધ્યાયીઓ અને મિત્રવૃંદમાં સર્વશ્રી ચંદ્રકાન્તભાઈ ગાંધી, સારાભાઈ કાશીપારેખ, કે. ટી. દેસાઈ, હસમુખલાલ માણેકલાલ કાશીપારેખ, વામનરાવ દેસાઈ, એડવોકેટ શ્રી

સંત, આનંદીભાઈ ઠાકોર, હરિવદન દેસાઈનો સમાવેશ થાય છે. કાન્તિભાઈના માયાળુ અને મિલનસાર સ્વભાવને હજુ પણ તેમના મિત્રો યાદ કરે છે.

## વ્યવસાય

મેટ્રિક સુધીના અભ્યાસ બાદ નાની ઉમરમાં જ તે તેમના કાકા ભીખાભાઈ ત્રિકમલાલ અને વડીલબંધુ શ્રી રતિલાલ નાથાલાલની નિશ્રામાં કાપડ ઉદ્યોગમાં જોડાયા. ખૂબજ ખંત અને ઉત્સાહપૂર્વક તેમણે ધી કમરશીયલ અમદાવાદ મીલ્સ કંપની લિ., ધી ન્યુ કમરશીયલ મીલ્સ કંપની લિ., ધી તરુણ કમરશીયલ મીલ્સ કંપની લિ. માં કાપડ ઉદ્યોગમાં અનેકવિધ સેવાઓ બજાવી. પોતાના સંચાલન દરમ્યાન તેમણે મોટા ઓફિસરથી માંડી નાનામાં નાના કારીગર સુધી સર્વેનો પ્રેમ સંપાદન કર્યો હતો. તે સૌને કુટુંબીજન તરીકે લેખતા અને તેમના હિત માટે પોતાનાથી બનતું બધું કરી છૂટતા. આ મિલઉદ્યોગો ઉપરાંત ટેક્સ્ટીલ્સ લિમિટેડમાં ડિરેક્ટર તરીકે તેમણે પોતાની સેવાઓ આપી હતી, અને વીમાના ક્ષેત્રે પણ તેમણે ધી સેન્ટીનલ એસ્યુરન્સ કંપની લિ. મારફતે કાર્ય કર્યું હતું.

તેમના વ્યવસાયક્ષેત્રે તેઓ અનેક વ્યક્તિઓના પરિચયમાં આવ્યા હતા અને તે તે વ્યક્તિઓના જીવનમાં નાનો મોટો ભાગ તેમણે ભજવ્યો હતો. તેમના પરિચયમાં આવેલી અનેક વ્યક્તિઓ આજે પણ તેમના પરોપકારી અને ઉમદા સ્વભાવને સહાયરૂપ થવાની વૃત્તિને અને સુજનતાને ભાવપૂર્વક યાદ કરે છે.

## ઉષ્માભર્યું આતિથ્ય

આતિથ્ય તો કાન્તિભાઈનું જ. તેમના વ્યવસાયક્ષેત્રની અને જાહેરક્ષેત્રની પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ અનેક વ્યક્તિઓ તેમના ઉષ્માભર્યા અતિથ્યની કદર કરે છે. કાન્તિભાઈ કાર્યમાં ગળાબૂડ હોય કે વ્યસ્ત હોય પણ તેમને ત્યાં આવનાર સૌ કોઈનો ઉમળકાભેર સત્કાર કરતા. તેમના પરિચયમાં આવનાર સૌ કોઈ સ્નેહથી જિતાઈ જતું. સ્નેહ-સૌજન્યની સૌરભ અનેક હૃદયોને સ્પર્શી જતી અને તેમને શાતા અર્પતી. શ્રી કાન્તિભાઈ સહજભાવે સૌના આત્મીયજન બની જતા.

## દાંપત્યનું મંગલ

૧૯૨૪માં એકવીસ વર્ષની ઉંમરે તેમણે શ્રી પદ્માબહેન સાથે લગ્ન કર્યાં. શ્રી પદ્માબહેન પતિની અનેકવિધ સમાજોપયોગી પ્રવૃત્તિમાં છાયારૂપ બની રહ્યાં. દાંપત્યનું મંગલ પદ્મ રચાયું. કાન્તિભાઈનાં અનેક કાર્યોમાં અને જવાબદારીઓમાં શ્રી પદ્માબહેન તેમનાં સહધર્મચારિણી બની રહ્યાં. ભાવનાઓ અને વિચારોની સંવાદિતાને કારણે શ્રી કાન્તિભાઈનું લગ્ન-જીવન અત્યંત સુખી હતું. આજે પણ ગં. સ્વ. પદ્માબહેન ભાગવત, રામાયણ, મહાભારત આદિ ધર્મગ્રંથોના પરિશીલનમાં ઘણો વખત આપે છે અને પતિનાં આદર્યાં અધૂરાં પૂરાં કરવામાં પોતાનાથી બનતું કરી છૂટે છે.

કાન્તિભાઈએ માતા–પિતાની હૂંફ તો નાની વયે જ ગુમાવી હતી. બે બહેનો પણ નાનપણમાં જ અવસાન પામી હતી. પણ પોતાના સહોદરભાઈઓ અને કાકાની દીકરીઓ બહેનોનો અમલક સ્નેહ તેમને સાંપડયો હતો. તેમના બે વડીલબંધુ શ્રી રતિલાલ નાથાલાલ તથા શ્રી પ્રાણલાલ ભીખાભાઈ, લઘુ બંધુઓમાં શ્રી રમણલાલ નાથાલાલ, શ્રી ચંપકલાલ નાથાલાલ, શ્રી મનુભાઈ ભીખાભાઈ, શ્રી ચીનુભાઈ ભીખાભાઈ તથા શ્રી જયંતીલાલ ભીખાભાઈ છે.

## કુટુંબવાડીના માળી

કાન્તિભાઈના સંતાનોમાં તેમના મોટા પુત્ર ગેમેશભાઈ, નાના પુત્ર અરવિંદભાઈ, દીકરીઓમાં ભારતીબહેન, ભદ્રાબહેન, હંસાબહેન છે. અન્ય પરિવારમાં પૌત્ર વરાંગ, દૌહિત્રો પાર્થિવ તથા હર્ષ છે. તેમની મોટી પુત્રી ભારતીબહેનનું લગ્ન મુંબઈના શેઠ ગટુલાલ રંગીલદાસના પુત્ર દિનેશભાઈ સાથે થયું છે. સૌ સંતાનો પ્રત્યે કાન્તિભાઈને અપાર વાત્સલ્ય હતું અને તેમનો ઉત્તરોત્તર વિકાસ થાય એ દૃષ્ટિએ તેમણે કેળવણી આદિની વ્યવસ્થા કરી હતી. બાળકોના વિકાસમાં ખાસ સમય કાઢી તે અંગત રસ લેતા અને તેમનામાં સંસ્કારોનું સિંચન કરતા. પુત્રવધૂ ધારિણીબહેન પ્રત્યે તેમને એક દીકરીના જેટલો સ્નેહ હતો. શ્રી કાન્તિભાઈએ કુટુંબવાડીના માળીનું કાર્ય જહેમત અને દૃષ્ટિપૂર્વક કર્યું છે. આજે પણ તેમનો પરિવાર કાન્તિભાઈના વાત્સલ્યને આદરપૂર્વક યાદ કરે છે.

## શ્રેષ્ઠ દાન

શ્રી કાન્તિભાઈ ગર્ભશ્રીમંત હતા અને છતા તેમને લક્ષ્મીનું અભિમાન ન હતું લક્ષ્મીને તેઓ સત્કર્મનું સાધન માનતા અને સમાજોપયોગી કાર્યોમા એનો સદ્વ્યય કરતા તેમને વિદ્યા પ્રત્યે પ્રીતિ હતી સંજોગવશાત્ તેઓ પોતે કોલેજનો અભ્યાસ કરી શક્યા ન હતા પણ અનેક વિદ્યાર્થીઓને તેમણે અભ્યાસ જારી રાખવામા આર્થિક સહાય કરી છે શિષ્યવૃત્તિ, પુસ્તકો વગેરે આપીને તેમણે અનેકના જીવનમા સહાય કરી છે વિદ્યાદાનને તેઓ શ્રેષ્ઠ લેખતા અને એ માર્ગે પોતાની લક્ષ્મીનો ઉપયોગ કરતા તેમની ખૂબી એ હતી કે આ રીતે મદદ લેનારને એનો ભાર ન લાગે એની તેઓ ખાસ કાળજી લેતા વિદ્યાદાન ઉપરાત પરબો બેસાડવામાં, યાત્રાધામોમા ધર્મશાળા બાધવામા, ગ્રામજીવનના ઉત્કર્ષમા, સ્વદેશીના પ્રચાર અર્થે, રેંટિયાની પ્રવૃત્તિને વેગ આપવામા તેમજ આધળા અને અપંગ મનુષ્યોને તેમણે પ્રસંગોપાત ઘણી આર્થિક મદદ આપેની છે

## સાદું જીવન અને ઉચ્ચ ભાવના

ધનના ઉપાર્જન અને વ્યય માટે તેમનુ પ્રિય સૂત્ર હતુ "आयादल्पतरो व्ययः।" – આવક કરતા ખર્ચ ઓછું રાખો આ મુદ્રાલેખ તેમણે પોતાના લેટરપેડ ઉપર પણ છપાવેલો આને કારણે તેઓ ઉદારતાથી અન્યને સહાયરૂપ બની શકતા

શ્રી કાન્તિભાઈની સાદાઈ અને નમ્રતા વિષે અગાઉ ઉલ્લેખ થઈ ગયો છે તેઓની અંગત જરુરિયાતો ઓછામા ઓછી હતી સાદું જીવન અને ઉચ્ચ ભાવના– Simple living and high thinking એ એમનો સિદ્ધાંત હતો અને તદનુરૂપ તેમનું આચરણ હતુ.

ભવભૂતિના શબ્દોમા તેમનું હૃદય વજ્ર કરતા કઠોર અને પુષ્પ કરતા કોમળ હતું તેમની સિદ્ધાંતનિષ્ઠા એટલી કડક હતી કે શિથિલ વર્તન તેઓ ક્યારેય પણ ચલાવી લેતા નહિ તેમનો પુણ્યપ્રકોપ તરત પ્રજ્વલિત થતો પણ બીજી જ ક્ષણે આંખોમા અમી ઊભરાતુ સામી વ્યક્તિને પ્રેમથી તીજી લેવાનો કીમિયો શ્રી કાન્તિભાઈને સહજ હતો ઉદારભાવે તેઓ

ભૂલ કરનારને ક્ષમા આપતા પણ આખા પરિસ્થિતિમાં રહેલી આંટીઘૂંટી તેઓ પ્રેમથી સમજાવતા. પોતાની વાત ગળે ઉતરાવવામાં તેમને ક્યારેય પણ ઉતાવળ નહોતી. પ્રેમપૂર્વક, ધીરજપૂર્વક તેઓ વ્યક્તિઓ સાથે અને પરિસ્થિતિ સાથે કામ પાડતા.

## પ્રિય પુસ્તકો

વ્યવસાયમાં તેમને સમય ઘણો ઓછો મળતો. પણ જે કાંઈ સમય મળે તેમાં તેઓ ધાર્મિક પુસ્તકોનું અધ્યયન કરતા. સ્વામી વિવેકાનંદ, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, સ્વામી રામદાસ અને મહાત્મા ગાંધીજીનાં પુસ્તકો તેઓ વારંવાર વાંચતા. ભાગવત, રામાયણ અને મહાભારતનું તો તેઓ પુનઃ પુનઃ પઠન કરતા. ગાંધીજીની 'આત્મકથા' અને પ્રભુદાસ ગાંધીનું લખેલું 'જીવનનું પરોઢ' એ બે પુસ્તકો તેમને ઘણાં પ્રિય હતાં. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં ધાર્મિક પુસ્તકો પણ તેઓ રસપૂર્વક વાંચતા. લોકમાન્ય ટીળકનું 'ગીતા રહસ્ય' પણ તેમનું પ્રિય પુસ્તક હતું અને કર્મયોગનું પાલન કરવામાં તેમને એમાંથી ઘણી પ્રેરણા મળી છે. 'સરસ્વતીચંદ્ર' અને 'ચંદ્રકાન્ત' જેવા ગ્રંથો પણ તે વાંચતા. આ બધાં પુસ્તકો વાંચ્યા બાદ એની નોંધો તૈયાર કરવાની તેમને ટેવ હતી.

## સ્વદેશીના પ્રચારક

રાષ્ટ્રીય મહાસભામાં તેમને શ્રદ્ધા હતી. સ્વદેશીના પ્રચાર અને પ્રસારમાં તેમણે સક્રિય રસ લીધો હતો. તેઓ આજન્મ ખાદીધારી હતા. તેઓ જાતે કાંતેલા સૂતરમાંથી ખાદી વણાવી પહેરતા. કોંગ્રેસ અધિવેશનમાં પણ તેમણે ભાગ લીધો હતો. 'સ્વદેશીને ઉત્તેજન આપો', 'Buy Swadeshi goods'—એ મુદ્રાલેખ તેમણે રાખ્યો હતો અને સ્વદેશી માલને ઉત્તેજન આપ્યું હતું. સરદાર વલ્લભભાઈ પટેલ અને ગણેશ વા. માવલંકરના નિકટ પરિચયમાં તે આવ્યા હતા. 'હરિજન સેવક સંઘ'ને તેમણે પોતાની સંસ્થા માની હતી અને સંઘની પ્રવૃત્તિમાં એક યા બીજી રીતે મદદ કરતા હતા. રવીન્દ્રનાથ ટાગોરની 'વિશ્વભારતી' સંસ્થાના તે આજીવન સભ્ય હતા.

## ફરતું પુસ્તકાલય

તેમણે પોતના માતુશ્રીના સ્મરણાર્થે એક ફરતુ પુસ્તકાલય શરૂ કરી તેનો વહીવટ ગુજરાત વિદ્યાસભાને સોપ્યો હતો ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ વેગવાન બને એ માટે તેમણે ઘણો પ્રયત્ન કર્યો હતો ફરતુ પુસ્તકાલય જેવમા દવાખાનાઓમા વ્યાપક બને એ માટે તેમણે જે યોજના ઘડેલી તે દાદાસાહેબના અવસાનને કારણે આકાર લઇ શકી નહિ, પણ ત્યારબાદ સદરહુ પુસ્તકાલયને લાલા લજપતરાય મફત વાચનાલયમા ખસેડવામા આવ્યુ છે અત્યારે અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ ચલાવે છે એનો વિચાર શ્રી કાન્તિભાઇએ છેક ૧૯૩૩મા અમલમા મૂકયો હતો તેઓશ્રીએ પોતાના માતુશ્રીના સ્મરણાર્થે નાના પુસ્તકાલયની પ્રવૃત્તિ આરંભી હતી અને હાલ તેમા ચુનંદા આઠેક હજાર પુસ્તકો છે પુસ્તકોની પસંદગી શ્રી કાન્તિભાઇએ જાતે કરેલી છે આ પુસ્તકાલય અત્યારે ખૂબ ઉપયોગી નીવડયુ છે નાની નાની પેટીઓમા લઈ શકાય તેવી વ્યવસ્થા હોવાથી દવાખાના, જેલ, અન્ય વિકાસ મંડળો એનો સારો લાભ ઉઠાવી શકે છે સદ્વિચાર સમિતિદ્વારા એનો ઉપયોગ થાય એ માટે તેમણે ઘટતી વ્યવસ્થા કરી છે તેમણે ખાડિયાની સાર્વજનિક વ્યાયામ શાળામા પણ પોતાની સેવાઓ આપેલી છે આ વ્યાયામ શાળાના ચારેક વર્ષ સુધી તેઓ પ્રમુખ હતા

## દરિદ્રનારાયણની સેવા

કૈલાસવાસી પૂજ્ય નારાયણ સ્વામીના તેઓ અનન્ય ભક્ત હતા પૂ નારાયણ સ્વામી મારફતે વિદ્યાદાનની પ્રવૃત્તિને તેમણે વેગ આપ્યો હિમાલયની ગોદમા 'બાપુ વિદ્યામંદિર' અને 'નારાયણ હાઈસ્કૂલ' ઊભી કરવામા તેમણે ખાસ રસ લઈ ઉમદા ફાળો આપ્યો છે અત્યારે પણ 'બાપુ વિદ્યામંદિર' દરિદ્ર નારાયણોની સેવા કરતી અજોડ સંસ્થા છે નારાયણ આશ્રમની વ્યવસ્થા કમિટિના પણ તેઓ સભ્ય હતા

જનહિતના કાર્યો કરતા કાન્તિભાઈ પોતાની દશાપોરવાડ જ્ઞાતિને વીસર્યા ન હતા જ્ઞાતિના સામયિક 'પોરવાડ યુવક'મા તેઓ પોતાના લેખો

દ્વારા યુવકોને પ્રેરણા આપતા. તેમણે લખેલા લેખોમાં 'પ્રાર્થના', 'યુવકોની ફરજ' વગેરે નોંધપાત્ર છે.

તેમના રસના વિષયોમાં ફોટોગ્રાફી, ક્રિકેટ, ચિત્રકલા આદિને ગણાવી શકાય.

## દેહવિલય

તેમની તબિયત નાજુક હતી. આવી નબળી તબિયતે પણ તેઓ ઘણું કામ કરી ગયા. તા. ૧૮-૩-'૬૫ના રોજ તેમને લકવાનો હુમલો થયો અને સંવત ૨૦૨૧ના ચૈત્ર વદ ૧૨ ને બુધવારે તા. ૨૮-૪-'૬૫ના રોજ વહેલી સવારે તેમનો દેહ વિલય થયો.

સ્નેહાળ સ્વજન, રાષ્ટ્રપ્રેમી, સ્વદેશીના પ્રબળ પુરસ્કર્તા, પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રણેતા, દાનવીર શ્રી કાન્તિલાલ નાથાલાલની પુણ્ય સ્મૃતિમાં તેમના કુટુંબીજનોએ સ્વ. કાન્તિભાઈને અત્યંત પ્રિય એવી વિદ્યાપ્રવૃત્તિ દ્વારા ચિંતનાત્મક લેખોના સંગ્રહ 'ચિંતન પરાગ'ના પ્રકાશન દ્વારા તેમનું તર્પણ કર્યું છે એ સમુચિત છે. વિદ્યારસિક અને સંસ્કારી શ્રી કાન્તિભાઈની વ્યક્તિત્વ સૌરભ અનેકોને પ્રેરક નીવડે અને સ્વર્ગસ્થના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પે એ જ અભ્યર્થના.

—સંપાદકો

## ૨. પ્રેમાળ ભાઈ

મારા નાના ભાઈ કાન્તિલાલ વિષે ટૂંકમાં કાંઈપણ કહેવું મારે માટે અત્યંત મુશ્કેલ છે. નાનપણથી જ જવાબદારી આવી પડયા પછી અમારા જીવનમાં ઊભા થયેલા અનેક પ્રસંગો અને અમારા કુટુંબની અનેક હળવી ભારે પળોમાં કાન્તિભાઈ મારી અને કુટુંબની સાથે કેવી રીતે રહ્યા તેના અનેક પ્રસંગો મારી નજર સમક્ષ ખડા થાય છે.

કાન્તિલાલ ૧૭ દિવસના હતા અને અમારાં માતુશ્રી ગુજરી ગયાં. ત્યાર બાદ અમારાં માતુશ્રી ચંચળબા, કાકી મણીબા અને તેમનાં ભાભી-એ (હીરાબેને) તેમનો સંભાળપૂર્વક ઉછેર કર્યો. તેઓ માટે કાન્તિલાલને ખૂબ સદ્‌ભાવ અને મમતા હતાં. અને તેટલો જ પ્રેમ તેઓ તેમની પાસેથી મેળવી શકયા હતા.

નાનપણથી જ તેઓ દેશભક્તિના રંગે રંગાયેલા હતા અને ૧૯૨૦ની સાલથી તેઓ રાષ્ટ્રીય આંદોલનમાં રસ લેતા હતા. તેમણે જીવનભર ખાદી પહેરી અને ખાદીની સાથે જીવનની ભાવનાને પણ વણી લીધી.

કુટુંબમાં, ધંધામાં, કે પછી સામાજિક પ્રવૃત્તિઓમાં તેમણે હંમેશા રચનાત્મક વલણ અખત્યાર કર્યું છે. કયાંય તેમણે કદી કોઈનો ખોટો વિરોધ કર્યો ન હતો—કે નકારાત્મક વલણ લીધું નહોતું. બાળપણમાં, વિદ્યાર્થી અવસ્થામાં અને મારી સાથે ધંધામાં પ્રવેશ્યા ત્યારથી તેમના જીવનના આખરી દિવસ સુધી તેમણે હંમેશાં મને સાથ આપ્યો છે.

તેઓ ધર્મપરાયણ હતા અને મારી સાથે બદ્રીનારાયણથી માંડી દક્ષિણમા રામેશ્વર સુધીની બધી જ યાત્રાઓમા મારી સાથે રહેલા આ યાત્રાઓમા પણ એમના સ્વભાવ મુજબ તેઓ મંદિરોમા જઈ માત્ર દર્શન જ કરતા એવું ન હતુ પણ હમેશાં જ્ઞાની પુરુષોનો— સાચા સાધુ અને સન્તોનો સમાગમ ખોળતા ઈશ્વરને તેમણે માણસમા જોવા પ્રયત્ન કરેલો અને એ જ રીતે તેમણે પ્રભુની સેવા કરેલી એમ કહુ તો તેમાં કોઈ અતિશયોક્તિ નથી

તેઓ દાનવીર પણ હતા, માત્ર નામ કરવા માટે જ તેઓ દાન કરતા નહીં પણ જરૂરિયાતવાળાની જરૂરિયાત છાની રીતે પૂરી કરતા ગરીબો માટે તેમને ખૂબ કુણી લાગણી હતી અને તેમના દાનનો પ્રવાહ પણ હમેશા ગરીબ અને જરૂરિયાતવાળા તરફ જ વહ્યો છે તેમની નાજુક તબીયત પણ તેમને આ બધા કાર્યો કરતા રોકી શકતી નહીં

મારા નાના ભાઈ તરીકે કાન્તિલાલે મને હમેશાં પ્રેમ આપ્યો છે, સહકાર આપ્યો છે અને ટેકો આપ્યો છે તેઓ અમારી સાથે એક થઈને રહ્યા અને છેલ્લી ઘડી સુધી અમારા બધાનો માન મરતબો અને મોભો જાળવ્યો

કાન્તિલાલના જવાથી, ઈશ્વરે, એક અમારા સરળ એવા પ્રેમાળ ભાઈ અને સાથીને, અમારી વચ્ચેથી લઈ લીધા છે અનેક વ્યક્તિઓ અને કુટુબો જે તેમના પરિચયમા આવ્યા, જેમને તેમની પાસેથી એક યા બીજા પ્રકારની હૂંફ યા સહાય મળી તે સૌને માટે કાન્તિલાલની ખોટ પૂરી શકાય તેમ નથી મને તો પૂરેપૂરી શ્રદ્ધા છે કે તેમની ઉચ્ચ ભાવનાઓ જોઈને ઈશ્વરના દરબારમા તેમના આત્માને શાન્તિ મળે તેવુ સ્થાન મળેલુ હશે ઈશ્વર તેમના આત્માને શાંતિ અર્પે અને સૌને સન્માર્ગે વાળે તે જ પ્રાર્થના

—રતિલાલ નાથાલાલ

## ૩. પ્રેરક પ્રસંગો

સ્વ. કાન્તિભાઇ આજે આપણી વચ્ચે નથી. સંવત ૨૦૨૧ના ચૈત્ર વદ ૧૨ તા. ૨૮–૪–૧૯૬૫ને બુધવારના રોજ તેઓ ઇશ્વરના સાનિધ્યમાં ચાલ્યા ગયા. તેમની સ્મૃતિમાં "ચિંતન પરાગ"નું પ્રકાશન થાય છે ત્યારે કાન્તિભાઇના પરિચયમાં આવેલા, સગાં, સ્નેહી, સંબંધીઓ, મિત્રોની જુદી જુદી લાગણીઓને મળેલી વાચામાંથી તેઓના સ્મૃતિપટ ઉપર કાન્તિભાઇના જીવનનું ચિત્ર કેવું ઉપસ્યું છે તે આપણને જણાઈ આવશે. કાંતિભાઇના જીવનનાં વિવિધ પાસાંઓને સમગ્ર રીતે જોઇએ ત્યારે જ આપણને કાંતિભાઇના જીવનમાં વિવિધ રંગોનું કેટલું સુંદર સંમિલન થયું હતું તેનો ખ્યાલ આવે છે.

હીરાનાં અનેક પાસાં હોય છે. અને આ પાસાંઓમાં વિવિધ રંગોનું એક પ્રતિબિંબ દેખાય છે.

મેઘ ધનુષ્યનાં પણ અનેક રંગો હોય છે. પણ તેના સમરંગોનું સામૂહિક દર્શનજ એક સુંદર આકૃતિનું સર્જન કરે છે.

કેલિડોસ્કોપમાં વિવિધરંગી આકારો રચાય છે. જોનાર આનંદ અનુભવે છે. પણ તેમાંથી જે સૌન્દર્યને આપણે પામીએ છીએ તે જુદા જુદા કાચના સંમિલન વગર શકય બનતું નથી. અને તેને સ્હેજ ફેરવતાં આપણે એક બીજી જ કોઈ સુંદર આકૃતિનો અનુભવ કરીએ છીએ.

માનવીના જીવનમાં પણ આવું જ બને છે. તેના જીવનના પણ અનેક પાસાં છે, વિવિધ રંગો છે. આ પાસાં અને આ રંગોને સાથે મેળવીને જોઈએ ત્યારેજ માનવીનો સાચો પરિચય મેળવી શકાય. વ્યક્તિ ગમે તેટલી મહાન કે ક્ષુદ્ર હોય પણ તેની મહાનતા કે ક્ષુદ્રતા, અલ્પતા કે ઉચ્ચતા, બીજી વ્યક્તિ સાથેના સંપર્ક અને સંસર્ગમાં જ ઊપસી આવે. સંપર્કમાંથીજ સમાજનું નિર્માણ શક્ય બને છે અને એ સંપર્કની ભૂમિકા ઉપરથી વ્યક્તિ અને સમાજના ઉચ્ચતર ધોરણોનો ક્યાસ નીકળી શકે. આ દૃષ્ટિએ ગુફા નિવાસી સાધુની તુલનામાં સમાજની વચ્ચે શ્વાસ લેતા સદ્‌ગૃહસ્થ નાગરિકનું એક વિશિષ્ટ મૂલ્ય છે.

અત્રે સ્વ. કાંતિભાઈનું ચિત્ર પણ જુદી જુદી વ્યક્તિઓ સાથે તેમના સંપર્ક અને સંસર્ગમાંથીજ આપોઆપ ઊપસી આવે તે યોગ્ય ગણાય.

જીવન દેવતાની ખૂબી તો જુઓ. તેમના સંસર્ગમાં આવતા દરેકે કાંતિભાઈને જુદી રીતે જોયા છે. કોઈકે તેમનામાં પ્રેમાળ પિતા જોયા છે તો કોઈકે ભાઈનો ભાવ જોયો છે, કોઈકે મુરબ્બીની મમતા જોઈ છે, તો કોઈકે વિશાળ વડલાની છાયા જોઈ છે. કોઈકે તેમનામાં અક્ષયપાત્ર જોયું છે તો વળી કોઈકે સહૃદયી મિત્ર જોયા છે. કોઈકે ઇશ્વર સ્તવનમાં રાચતો ભક્ત જોયો છે અને કોઈકે બાળકની સરળતા અને નિર્લેપતાનાં દર્શન કર્યાં છે તો કોઈકે જીવનની મુશ્કેલીઓનો સામનો કરતો માણસ પણ જોયો છે.

કાંતિભાઈ એક છે. સંસર્ગમાં આવેલી વ્યક્તિઓ અનેક છે. પરંતુ તે અનેકમાં રહેલું એકત્વ અને પેલા એકમાં રહેલું અનેકત્વ કેવી સુંદર રીતે પ્રગટ થાય છે! વિવિધ પ્રસંગો અને પરિચયમાંથી કાંતિભાઈના સંપર્કમાં આવેલી વ્યક્તિઓ જ તેમના જીવનની આબેહુબ રેખાઓ જ્યારે દોરે છે ત્યારે તે કંઈક આવું દેખાય છે:

અમદાવાદના જાણીતા ધારાશાસ્ત્રી અને માજી નગરપતિ **શ્રી ચંદ્રકાંત છોટાલાલ ગાંધી** સ્વ. શ્રી કાન્તિભાઈના નિરાભિમાન અને માયાળુ સ્વભાવનું વર્ણન આપતાં જણાવે છે કે "સમાજમાં સ્વર્ગસ્થ કાન્તિભાઈ જેવા પૈસે ટકે સારી રીતે સુખી હોવા છતાં, આ પ્રમાણે તદ્દન સાદું જીવન ગાળનાર

અને બીજાઓની મુશ્કેલી અને દુઃખ સમજી શકનાર વ્યક્તિઓ બહુ ઓછી હોય છે. તેમના અવસાનથી સમાજે ખરેખર એક સારા, ધર્મપ્રેમી, દયાળુ ગૃહસ્થ ગુમાવ્યા છે."

ચી ન. વિદ્યાલયમા કાર્યકરતા શિક્ષક **શ્રી કરુણાશંકર પંડયાને** સ્વ શ્રી કાંતિભાઈના પરિચયમા એક ચિરંજીવ રહેનારું પુણ્યસ્મરણ દેખાય છે. તેઓ સ્વ. કાંતિભાઈ સાથેના પરિચયમાથી તેમના જીવનમા ઊતરેલા રંગોને વ્યક્ત કરતા જણાવે છે. "સ્વ કાંતિભાઈ અનેક બાબતોમા મારા પ્રેરણાદાતા હતા. તેઓ સાચા અર્થમાં વૈષ્ણવ હતા. તેમના સંગનો રંગ મને પણ લાગ્યો મારામા પડેલી ધાર્મિક વૃત્તિઓએ તેમના સંસર્ગથી સ્પષ્ટ આકાર પ્રાપ્ત કર્યો તેઓ નિયમિત ઈશ્વરને યાદ કરતા, પૂજા પાઠ કરતા. શહેરની આ દોડધામ ભરી જિંદગીમાથી હું પણ ઈશ્વરસ્મરણ માટે સમય ફાળવતો થયો છું. એ જ રીતે ધાર્મિક બાબતોની જેમ નિયમિત તકલી ઉપર કાતવુ એ એમની વિશિષ્ટ પ્રવૃત્તિ હતી તેનો રંગ પણ તેમની પાસેથી મને લાગ્યા વિના રહ્યો નહિ, આજે હું જે થોડો સમય નિયમિત રીતે કાતુ છું તે તેમની પ્રેરણાનું ફળ છે

છાપાઓ અને માસિકો વાચીને તેમાના સારા લખાણોની કાપલીઓ એકઠી કરવી અને તેમા આવતા સારા ચિત્રોનો સગ્રહ કરવો એ એમનો શોખ હતો ઘણીવાર તેમને હાથમા કાતર પકડી કાપલીઓ કાપતા જોતો ત્યારે જન્મે અને ધર્મે શિક્ષક એવો મારો જીવ ખૂબ પુલકિત થઈ ઊઠતો. આવા જ્ઞાન પિપાસુ ધનિક સજ્જનોનો સંપર્ક ભાગ્યે જ થાય છે."

પ્રસિદ્ધ સાહિત્યકાર ધૂમકેતુના પુત્રી **શ્રી ઉષાબેન જોષીએ** કાન્તિભાઈ માટે કરેલુ વિધાન મહત્વનુ છે "શ્રી કાન્તિભાઈ પાસે જોવા મળેલી સાદાઈ તે સાચી સાદાઈ હતી શ્રી અને સાદાઈનો મેળ બહુ ઓછી વ્યક્તિઓમા જોવા મળે છે જ્યારે એ સાદાઈ સમગ્ર જીવનમા વણાઈ ગયેલી જોવા મળે છે ત્યારે એમાથી એક અનોખુ વ્યક્તિત્વ જ ઊભુ થતુ હોય છે, તમારું મસ્તક ત્યારે નમી પડે છે સામા માણસનું સ્વમાન જાળવવાની કળા બહુ ઓછા શ્રીમંત માણસો પામે જોવા મળે છે તે શ્રી કાન્તિભાઈના જીવનમા હમેશ જોવા મળેલ. નાના કોઈ પણ માનવી

મારેનો તુંકાર તેમને મોંઢે કદી પણ સાંભળવા નહીં મળ્યો હોય." સ્વ. કાન્તિભાઈના નાના માનવી સાથેના સંબંધમાં માનવીની માનવતા અને જીવનની મીઠાશ પણ શ્રી ઉષાબેન પૂર્ણ સ્વરૂપે જોઈ શક્યાં છે.

**ડૉ. ઘનશ્યામ ગૌરીશંકર જોષી** કાન્તિભાઈના લાગણીશીલ આત્માની નોંધ ગદ્‌ગદિત ભાવે લેતાં લખે છે "માનવ પ્રેમના સદાય ભૂખ્યા એ મહાન આત્માને આજે યાદ કરું છું ત્યારે મારું હૈયું ભીંજાતું હોય તેવી કોઈ અકથ્ય લાગણી હું અનુભવતો હોઉં એમ મને લાગે છે. મને બરાબર યાદ છે કે મારા બાપુની (શ્રી ધૂમકેતુ) વસમી વિદાય પછી મારા આંસુ લૂછવા પોતાની નાદુરસ્ત તબિયતની પરવા કર્યા વિના અમારે ઘેર આવેલા અને અમારું દુઃખ હળવું કરી ગયેલા. આવી હતી એમની સહાનુભૂતિ! પોતે દુઃખી થવું પરંતુ બીજાનું દુઃખ હળવું કરવું આ એમનો જીવનસિદ્ધાંત હતો."

સ્વ. કાંતિભાઈની સત્યપ્રિયતાનો એક સુંદર પ્રસંગ તેમના બાળપણના સહાધ્યાયી **શ્રી વામનરાવ કૃષ્ણલાલ દેસાઈ** ટાંકે છે.

"એક પ્રસંગ— ૧૯૨૨ની સાલનો યાદ આવે છે: ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલના આદ્યસ્થાપક શ્રી રતિલાલ ત્રિવેદી અમને મેટ્રીકના વર્ગમાં ગુજરાતીના પિરિયડમાં ભાસકવિનું એક નાટક શીખવતા હતા. તે વખતે હું અને કાંતિભાઈ વાતો કરતા દેખાયા. શિક્ષક આગળ મારું માન સાચવવાના ખ્યાલથી (ઘટોત્કચની ગરદન પકડવાનું દૃશ્ય હતું એટલે) ભળતું ગોઠવી દઈ રતિભાઈને મેં કહ્યું કે 'સાહેબ, હું તો એમ પૂછતો હતો કે કોઈ આપણી બોચી પકડે, તો આપણે, ઘટોત્કચની જેમ, કાંઈ કવિતા ગાઈએ?' રતિભાઈને મારા શીઘ્ર ઉત્તરથી સંતોષ થયો અને વધુમાં તેમણે આ ઉપરથી નાટ્યશાસ્ત્રના સિદ્ધાંતો ચર્ચા કરી સમજાવ્યા, પણ સ્વ. કાંતિભાઈને આ ગમ્યું નહિ અને તે બોલી ઊઠયા "શા માટે આવું જૂઠું બોલ્યા? કેટલી સત્યપ્રિયતા!"

સ્વ. કાંતિભાઈની ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા પણ અચળ હતી અને અમદાવાદના સુપ્રસિદ્ધ જ્યોતિષી **દૈવજ્ઞ શિવકુમારભાઈ શાસ્ત્રી** અંગત

પરિચયના દાવે કહે છે કે કાંતિભાઈના જીવનમાં જ્યારે જ્યારે માનસિક, આર્થિક કે કૌટુંબિક રીતે કોઈપણ પ્રશ્ન ઉભો થતો યા વિકટ પરિસ્થિતિ ઉભી થતી ત્યારે તેમનામાં શ્રદ્ધાના બળનો પ્રભાવ હંમેશાં જોવા મળતો. આ શ્રદ્ધાના બળને કારણે જ તેમના જીવનની અનેક મુશ્કેલીઓનો લય થયો હતો. સ્વ. કાન્તિભાઈની ઇશ્વર પ્રત્યેની શ્રદ્ધા એટલી અચળ હતી કે સામાજિક વાણાંવાણાંમાં અને વિપરીત સંજોગોમાં પણ તેઓ તેમાંથી ડગ્યા ન હતા. શ્રી શાસ્ત્રીજી આગળ કહે છે, "હું તેમના પ્રેમથી વિવશ થાઉં છું. સ્વ. કાન્તિભાઈ માટેની મારી ઉદ્‌ભવતી ઊર્મિઓને આજે ત્રિકાલ પ્રાર્થનાના મંત્ર સ્મરણ કરીને હું શાન્ત કરું છું. આ ગુપ્ત મંત્રનું તેઓ સદાકાળ સ્મરણ કરતા હતા. તેને તેઓએ પોતાના સ્વજનોથી પણ ગુપ્ત જ રાખ્યો હતો. અને મારી પાસે પણ તેઓ પ્રસંગોપાત અચાનક એકવાર આ મંત્ર બોલી ગયા હતા. હું માનું છું કે ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા જ તેમને જીવન આપતી હતી.

હીરાના અનેક પહેલદાર પાસાં હોય છે. અને પ્રત્યેક પાસું ચળકતું જ હોય છે—બધી વ્યક્તિ વિશે એવું, સત્યની ખાતર, કહી શકાશે? બધી વ્યક્તિ વિશે એવુ ના જ કહી શકાય છતા વ્યક્તિવિશેષ વિશે કહેવાય તો ભાગ્યે જ વાંધાજનક લાગે. સાદાઈમાં જીવનાર ધર્મપરાયણ કાન્તિભાઈ એક વ્યાયામશાળાના વરસો સુધી પ્રમુખ રહ્યા હોય, એ સંસ્થાની તમામ પ્રવૃત્તિઓમાં તેમણે જીવંત રસ દાખવ્યો હોય એ જરી નવાઈ પમાડે તેવું લાગે. પણ એ સાચું જ છે કે કાન્તિભાઈએ ખાડિયા સાર્વજનિક વ્યાયામશાળામાં સારો એવો રસ લઈ સહાય કરેલી તે હકીકત **શ્રી જયંતી ઠાકોર** પાસેથી આપણને જાણવા મળે છે શ્રી કાંતિભાઈએ જે આર્થિક સહાય કરેલી તેની પાછળ કયો હેતુ હતો? શ્રી ઠાકોર યોગ્ય જ કહે છે "વિદ્યાર્થીઓનાં શરીર બંધાય અને પરદેશી હકુમત સામે તેઓ ઝઝુમી શકે એટલા માટે." ઉપરાંત, દેશના રાષ્ટ્રીય કાર્યક્રમોની સફળતા વાંચ્છનાર કાન્તિભાઈએ વિદ્યાદાનની એક અભિનવ યોજના અમલમાં મૂકેલી અને તે ફરતા પુસ્તકાલયની. રાજનગરના ખાડિયા જેવા કેટલાય લત્તાઓમાં પેટીમાં પુરાયેલા જ્ઞાન-વિજ્ઞાનના ભંડાર સમા પુસ્તકોની મુક્ત ને મફત લ્હાણી અંગત રીતે કરવામાં શ્રી કાન્તિભાઈનો ફાળો સ્મરણીય ગણાય.

સ્વ. શ્રી કાન્તિભાઈના નિકટના મિત્ર અને સ્નેહી **શ્રી હસમુખલાલ મા. કાશીપારેખ**, પોતાના મોટા પુત્ર અશોકની ગંભીર માંદગી સમયે કાન્તિભાઈએ જે સેવાભાવ આચરી બતાવ્યો તે યાદગાર પ્રસંગ ટાંકીને, "મરણુ તો દરેક જન્મનાર માટે છે જ, પરંતુ જીવન દરમ્યાન ઉમદા કાર્યો કરીને જાય અને જેની યાદ મરણુ બાદ હરપળે આવે તે જીવન જીવ્યું ગણાય."—એવું જે વિધાન કરે છે તે કેટલું તો સાચું છે!

સ્વ. શ્રી કાન્તિભાઈના સ્નેહી મિત્ર **શ્રી ચંદુલાલ ભગુભાઈ દલાલ** તેમના નિરાભિમાની અને શાન્ત પ્રકૃતિ અંગે લખતાં જણાવે છે કે "એમને બહારગામ ફરવા જવાનો શોખ હતો પણુ તે મોટે ભાગે ધાર્મિક સ્થાનોએ જવાનો. કેટલીય વખત એ શ્રીનાથજી જઈ આવ્યા હશે. અચાનક નક્કી કરે, મોટર–ગાડીમાં જાય, દોડમ્હોડ જાય, બે ચાર દિવસ રહે અને પાછા આવે. પૂછીએ કે "આમાં શું કરી આવ્યા?" તો કહે 'દર્શન કરી આવ્યો'. એ દર્શનાભિલાષી હતા. જે કાંઇ પણુ અણુગમતું થાય તે બધું મનમાં ને મનમાં સમાવે અને કોઈ ઉપાય ન જડે એટલે તીર્થે જઈ ઇશ્વરની મૂર્તિ સમક્ષ મૂંઝવણુ ઠાલવે. એનાથી એમને આશ્વાસન મળતું હશે પણુ મૂંઝવણુ ટળતી કે નહીં એ તો એ જાણે. કાન્તિભાઈની મૂંઝવણુ કદાચ ટળતી જ હશે. એમાં ભાગ્યે જ શંકા રહે, કારણુ કે ચંદુભાઈએ જ આગળ નોંધ્યું છે કે "કાન્તિભાઈ કાવાદાવાથી અજાણુ હતા. જોઈતું મળે તો એ માટે ઈશ્વરનો આભાર માનતા, ન મળે તો એ માટે બળાપો કરતા નહીં. જીવનમાં સાદાઈથી રહેવા માટે એ સદા પ્રયત્નશીલ રહેતા. આપણું બગાડનારનું પણુ આપણે ના બગાડવું એ પ્રકારની વૃત્તિ ધરાવનાર ક્વચિત્ જોવા મળતા માણસોમાંના તે એક હતા. તે ઘણા જ ભલા હતા. કોઈ પણુ માણસ પોતાનું દુઃખ તેમને કહી જતો અને મદદ કરવા યોગ્ય હોય તો એ તેને મદદ કરતા. તેમની ભલમનસાઈનો ગેરલાભ પણુ ઉઠાવાતો. માણસ બોલીને ફરી જાય, વાયદો કરીને વાયદા મુજબ આવે નહીં, પૈસા ઉછીના લઈ ગયો હોય પણુ પૈસા આપી જાય નહીં. તેવા કેટલાક કિસ્સા પણુ બનતા. આવું બધું બને ત્યારે તેવા વર્તનનો બદલો લેવાની તેમની વૃત્તિ નહોતી." શ્રી ચંદુલાલ ભગુભાઈ દલાલની આ વાત કાન્તિભાઈના કેટલાક નિકટના સંબંધીઓ પણુ જુદી રીતે કહી જાય છે.

કદાચ તેઓએ આ વિષે ફરિયાદ પણ કરી હશે. પણ કાંતિભાઇ આ વાત જાણતા હતા. અને તેઓએ કેટલીક વખત મિત્રો પાસે ગરીબો પ્રત્યેની હમદર્દીની લાગણી વ્યક્ત કરતાં કહ્યું પણ હતું કે તેઓ સામે આવીને ઊભેલો માનવી જે નાટક કરે છે તે નથી જોતા પણ જે વેદનાએ તેને તે નાટક કરવા માટે ફરજ પાડી છે તે વેદનાને જુએ છે. કેટલું ઊંડું જીવનદર્શન !

સ્વ. શ્રી કાન્તિભાઇની પીડિતો પ્રત્યેની વેદના એક પ્રસંગે આમ વાચા પામી હતી. દીન દુઃખીયાના સાથી બનેલા સદ્‌વિચાર સમિતિના સંચાલક **શ્રી હરિભાઈ પંચાલ**, સ્વ. કાન્તિભાઇએ કોઇકના હૃદયની બારી કેવી રીતે ઉઘાડી હતી તેનો પ્રસંગ ટાંકે છે.

"દીન-દુઃખીની દાઝ પણ એમના હૈયે બેઠી હતી.

એક સુખી ઘરના ભાઇ સમયના વાવાઝોડામાં સપડાયા, ને કાળબળે અનેકને રોજી રોટી આપનાર એ ભાઇને કોઇકની પેઢીમાં રોજી માટે નોકરી મેળવવી પડી.

પત્નીનું મુલાયમ શરીર આ કઠણાઇ સહી ન શક્યું ને ટી. બી. લાગુ પડયો.

એકની એક નાની બેનની આવતી કાલ સુધારવા માટે ઉચ્ચ અભ્યાસ કરાવવો જરૂરી હતો. એમ ન કરતાં, સામો પક્ષ વેવિશાળ તોડી નાખે એવો ભય હતો.

પત્નીનો રાજરોગ, બ્હેનનો અભ્યાસ ને ઘરનો નિર્વાહ આ ત્રણ બાજુનો મોરચો સંભાળવાની ભારે મુશ્કેલી હતી. એ ખાનદાન કુટુંબનો નબીરો કોઇની પાસે માગી શકતો પણ નહિ. તેથી ઘરના ખૂણે બોર-બોર જેવડાં આંસુ સારતો હતો.

હતાશા એના જીવનને આવરી બેઠી હતી.

આ ભાઇની વાત મારા મિત્ર મારફત જાણવા મળી ત્યારે અરેરાટી જાગી. એટલે હું એમના ઘેર મળવા ગયો. એમના હૈયાને ઈજા ન પહોંચે એ રીતે સાચવી-સાચવીને વાત કઢાવી ત્યારે જાણવા મળ્યું કે પત્નીની માંદગી, બ્હેનના અભ્યાસની પરિસ્થિતિ અને ઘરની હાલતને આસાન

બનાવવા એમને ઠીક ગણાય એવી રકમની જરૂર હતી જિંદગીમા કોઇની પાસે કશુય માગ્યુ ન હતુ એટલે એ બાબતનો ભારે સ કોચ હતો દબાતા-ચ પાતા અવાજે માત્ર આટનુ જ કહ્યું, 'મારે થોડાક વખત માટે આટલી રકમ ઉછીની જ જોઇએ કે ગમે તેમ કરીને થોડાક વખતમા હુ તે રકમ પરત કરી દઇશ.'

મે એમને આશ્વાસન આપ્યુ

આ ભાઇની વ્યથાની વાત આવીને કાન્તિભાઇને મે કરી આવી કોઇ પણ વાત સાભળવા માટે એમના હૃદયની બારી સદા ઉઘાડી જ રહેતી

એક સજ્જનને સહેવી પડતી પરેશાનીની વાત જાણીને એ ખૂબ વ્યથિત થયા બીજી કશીજ વાત કર્યા વિના એ ઊભા થયા ને જરૂરી રકમ કાઢીને મારા હાથમા મૂકતા કહ્યુ, "લો, આ રકમ એમને આપજો આ રકમ હુ ઉછીની નથી આપતો સહકાર રૂપે જ આપુ છુ એટલે એ ભાઇને કહેજો કે રકમ પરત કરવાની કશી જરૂર નથી"

મારા મનમા તો એમ હતુ કે એ ભાઇની વાત સ્વ કાન્તિભાઇને કહીશ, ને એમને અનુકૂળતા હશે તો પેલા ભાઇને સ્વ કાન્તિભાઇ પાસે બોલાવીને સહકાર અપાવરાવીશ એટલે મે કહ્યુ, 'અત્યારે આપવાની જરૂર નથી હુ તેમને આપની પાસે બોલાવી લાવવાનો છુ એ આવે ત્યારે આપ જ તેમને આપજો"

તેમણે કહ્યુ, 'મારી પાસે એ ભાઇને લાવશો જ નહિ એ દુઃખી ભાઇની આખમા બેઠેલી લાચારી મારે નથી જોવી દાનનુ વરવ ડ બતાવીને મારે એ ભાઇના આત્મગૌરવને હણી નથી નાખવુ આ રકમ આપનાર તરીકે મારુ નામ પણ એમને ન કહેશો આમા હુ કઇ મોટી ધાડ મારુ છુ ? એમનુ દુ ખ જાણીને મારા હૃદયમા જે વેદના અનુભવાઇ એ હળવી કરવા માટે જ—મારા મનની શાંતિ માટેજ હુ આ આપુ છુ, કોઇની ઉપર ઉપકાર કરવા માટે નહિ" અહો શ્રી હરિભાઇએ ટાંકેલા પ્રસ ગ ઉપરથી અબ્રાહમ લિંકનનો એક પ્રસિદ્ધ પ્રસ ગ યાદ આવ્યા વિના નથી રહેતો પોતાના કપડાં બગડવા દઇનેય લિંકને કાદવમાથી એક ડુક્કરને બચાવ્યુ ત્યારે તેના પ્રત્યુત્તરમા લિંકન મનનીને એવી મતલબનુ બોલેલા

કે કુક્કરના દુઃખ કરતાં વિશેષ તો મારી બેચેની દૂર કરવાના સ્વાર્થથી જ મેં એને ઉગાર્યું. કેવો વિચારવિવેક !

કાન્તિભાઈ જેવા ધાર્મિક સજ્જનને આધ્યાત્મિકતાનો જરાપણ સ્પર્શ ના થયો હોય એમ તો ક્યાંથી મનાય? બાઇબલનું આ અર્થનું એક વચન છે. "Knock, and ye shall get the reply". રામકૃષ્ણ પરમહંસ પણ આ અર્થને મળતું કહેતા કે "પુકારો અને તે તમને મળશે." અને એ ન્યાયે કાન્તિભાઈના પુકારના પ્રત્યુત્તરમાં જ જાણે તેમને "નારાયણ" મળ્યા. ( વિવેકાનંદને 'સ્વામી' એવું વિશેષણ લગાડો તો કોઈ વાંધો ન લે પણ રામકૃષ્ણને ? રામકૃષ્ણ તો પરમહંસ હતા. એ વિશેષણોથી પર અને વિશેષણોની પારના હતા. ) હિમાલયના કુમાઉં પ્રદેશના ભોળુડાં ગરીબજનોના આર્થિક (ભૌતિક) અને આધ્યાત્મિક એવા ઉભય ઉત્કર્ષમાં પોતાની જાત ઘસી નાખનાર "નારાયણ" પોતાના નામની આગળ 'શ્રી', 'સ્વામી' કે 'પૂજ્ય' જેવાં વિશેષણો મૂકવાનો વિરોધ કરતા. નારાયણ, સાંભળ્યા અને વાંચવા મુજબ, પરમ આનંદની જાણે ચૈતન્ય-મૂર્તિ હતા. એમને જોઇને નિર્દોષ શિશુની એક સરલમધુર છબીની છાપ જોનારના ચિત્તને ચિરકાળ સુધી જકડી રાખતી.

કાન્તિભાઇનું નારાયણ સાથેનું પ્રથમ મિલન "શ્રી નારાયણ આશ્રમ વ્યવસ્થાપક સમિતિ"ના પ્રમુખ **શ્રી હરિભાઈ દેસાઈ** નોંધે છે તે પ્રમાણે સન ૧૯૪૭માં થયું. આ મિલન અક્ષરશઃ સંમિલન જ નીવડ્યું. નારાયણના સ્વર્ગવાસ ગમનથી સ્થૂળ વિરહ થયો પણ આજે નારાયણના ચરણમાં જ કાન્તિભાઈ નિવસે છે. અર્થાત્ કાન્તિભાઈ અને નારાયણના સંમિલન ઉપર શાશ્વતિની મુદ્રા લાગેલી છે તેનો, આસ્તિક હોય તે તો ભાગ્યે જ ઈન્કાર કરી શકે. કાન્તિભાઇના બંગલામા પ્રવેશતાં જ જમણી તરફ એક ખંડ છે, જ્યાં મહદ્ અંશે ગં. સ્વ. પદ્માબેન તમને મળશે. એ નાના ખંડમાં એક સુવાસ છે—આ સુવાસ કોની? અલબત્ત, નારાયણની જ. કદાચ ત્યાં જ નાનકડો રમેશ ( રમેશભાઇ, કાન્તિભાઇના મોટા પુત્ર) નારાયણને અનેક કાલાઘેલા પણ જિજ્ઞાસાથી સભર સવાલો પૂછતો હશે. કદાચ ત્યાં પણ નારાયણે હાથમાં કરતાલ લઈ ઉન્મત્ત સંકીર્તનની ધૂન જમાવી હશે. આ નારાયણ પ્રત્યેની ભક્તિ, કાન્તિભાઇએ જીવતાં અને તે

પછી યથાશક્તિ અસ્ખલિત વહેવા દીધી. પિથોરાગઢ જિલ્લાના આરકોટ ગામ પાસે એક મહાવિદ્યાલય બાંધવાની નારાયણની યોજનામાં, નારાયણના નિધન પ્રસંગે અને મરણોત્તર સ્મૃતિગ્રંથના કામોમાં કાન્તિભાઇની પ્રશસ્ય કામગીરીને નારાયણ આશ્રમના વ્યવસ્થાપકો ભાગ્યે જ ભૂલી શકે.

શ્રી નારાયણ આશ્રમ વ્યવસ્થાપક સમિતિના મંત્રી **શ્રી વેણીભાઈ પરીખ** સાચું જ લખે છે "કુમાઉં પ્રદેશની ગરીબ પ્રજાના બાળકો માટે શ્રી બાપુ મહાવિદ્યાલય વિદ્યાધનનો જે પ્રવાહ રેલાવે છે તેનો મોટો યશ સદ્‌ગત શ્રી કાન્તિભાઇને ફાળે જાય છે તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેમના હાથે ઘણી નાની મોટી સંસ્થાઓ અને વ્યક્તિઓને સહાય મળેલી છે. અમારી જાણ પ્રમાણે જેને પણ જરૂરિયાત છે તેને કાન્તિભાઈ મદદ આપતા જ રહ્યા છે. આવા સહૃદયી ઉદાર સજ્જનની ખોટ સમાજને હંમેશ માટે સાલશે."

નારાયણ આશ્રમ વ્યવસ્થાપક સમિતિમાં સ્વ. કાન્તિભાઈના સહકાર્યકર અને તેમના નિકટના મિત્ર **શ્રી માણેકલાલ છો. દેસાઇ** શ્રી કાન્તિભાઇના ભક્તિભાવનું વર્ણન કરતાં લખે છે કે કાન્તિભાઇ એક ભક્ત હૃદયવાળા મહાનુભાવ હતા અને નારાયણ સ્વામી પ્રત્યે ભક્તિભાવથી આકર્ષાયા હતા. કાન્તિભાઈની ઉદારતાનો તેઓ પણ એક પ્રસંગ ટાંકે છે. "સ્વ. શ્રી કાન્તિભાઇ સ્વભાવે ખૂબ જ ઉદાર હતા. તબીબી કોલેજના એક વિદ્યાર્થી અભ્યાસ માટે મારી પાસેથી થોડીક રકમ મદદ તરીકે લઇ બાકી ખૂટતી રકમ તેમની જ્ઞાતિના ફંડમાંથી લોન તરીકે લેતા. જ્ઞાતિફંડની લોન કારણવશાત્ બંધ થતાં તેમાં નિરાશ થયા અને મારી પાસે વધુ રકમની સગવડ માટે આવ્યા. મેં તેમને શ્રી કાન્તિભાઇ પાસે મોકલ્યા. શ્રી કાન્તિભાઇએ અભ્યાસના બાકી સમયની ખૂટતી રકમની મદદની તરત જ વ્યવસ્થા કરી આપીને તે ભાઇને ચિંતામુક્ત કર્યા. આજે આ ભાઇ એમ.બી.બી.એસ થયા છે અને વર્ષો થયાં પોતાનું સ્વતંત્ર દવાખાનું ચલાવે છે. ડૉકટરની પ્રેકટીસ સારી જામી છે. જે લત્તામાં તેમનું દવાખાનું છે ત્યાં એક પ્રેમાળ ડૉકટર તરીકે તેમણે નામના મેળવી છે. વખતોવખત હજુ પણ ડૉકટર જ્યારે જ્યારે મને મળે છે, ત્યારે શ્રી કાન્તિભાઇનો આભાર માન્યા જ કરે છે."

શ્રી ચી. ન. વિદ્યાલયના ગ્રંથપાલ **શ્રી ધીરુભાઈ જોષીએ** સ્વ. કાન્તિભાઈને નીકટથી જોયા હતા અને તેમની પાસેથી પ્રેમાળ પિતાનો પ્રેમ મેળવી શકયા હતા. તેમણે સ્વ. કાન્તિભાઈમાં વૈષ્ણવજનનાં વિવિધ લક્ષણો જોયાં હતાં. વૈષ્ણવજનની આત્મસમર્પણની ભાવનાનું વર્ણન કરતાં તેઓ લેખે છેઃ

"સાચા વૈષ્ણવજનનું એક લક્ષણ સંપૂર્ણ આત્મસમર્પણ છે. એ આત્મસમર્પણની ભાવના એમનામાં મેં વખતોવખત નિહાળી છે. સુખને માણસ ભગવાનની પ્રસાદીરૂપ લેખે તે સમજાય તેવું છે. પરંતુ સ્વ. કાન્તિભાઈ શેઠને તો દુઃખને પણ પરમાત્માની પરમકૃપારૂપ ગણી સ્થિતપ્રજ્ઞ ભાવે સહી લેતા તેમના પરિચયમાં આવનાર દરેકે જોયા છે. આપણું આ લોકનું જીવન એ ભગવાને આપેલી ઉછીની અમાનત છે, એ માન્યતા સ્પષ્ટ કરતાં જણાવતા કે કોઈ આપણે ત્યાં કોઈક વસ્તુ કે રકમ અમાનત રૂપે મૂકી ગયું હોય અને આવીને પાછી માગે ત્યારે આપણામાં સંસ્કાર અને સૌજન્ય હોય તો આપણે જેમ હસતે મોંએ અને કૃતજ્ઞતા પૂર્વક પાછી આપીએ છીએ તેમ આપણું જીવન પણ ભગવાને આપણને ધીરેલી અમાનત છે. તેનું જતન કરવું એ આપણો ધર્મ છે. અને ભગવાન એ જ્યારે પાછું માગે ત્યારે હસતે મોંએ એમના ચરણે પાછું ધરી દેવું એ માત્ર આપણો ધર્મ જ નહિ, આપણે માટે આનંદ અને ગૌરવ ગણાવા જોઈએ. મારા માટે એમનું આ જીવનદર્શન અખૂટ પ્રેરણાથી ભરેલ છે. આ પ્રમાણે તો એમણે પોતાનું આખું જીવન નિર્ગમ્યું. અને મારા જેવા અનેકમાં એ શ્રદ્ધાનો નાનકડો પણ તેજસ્વી પ્રદીપ પ્રગટાવતા ગયા."

અમેરિકામાં કાયદાશાસ્ત્રની પી. એચ. ડી. ડિગ્રી મેળવ્યા બાદ ત્યાંની યુનિવર્સિટીમાં કાયદાશાસ્ત્રનું અધ્યાપન કાર્ય કરતા **ડૉ. નવનીત રાવળ** સ્વ. કાન્તિભાઈના નિકટ પરિચયમાં પોતાની વિદ્યાર્થી અવસ્થાથી જ આવ્યા હતા. તેઓ લખે છેઃ

"સ્વ. શેઠશ્રી કાન્તિભાઈનો જન્મ ઉપર વર્ણવ્યા પ્રમાણેનો હતો. કવિશ્રી નરસિંહ મહેતાના કાવ્ય 'વૈષ્ણવજન તો તેને કહીએ 'ને યાદ કરતાં

જાણે કવિશ્રી સ્વ. કાન્તિભાઈનું જ વર્ણન કરતા હોય તેવું અને હંમેશાં લાગ્યું છે. કવિશ્રીના એ કલ્પિત 'વૈષ્ણવજન'ને મેં સાચા રૂપમાં સ્વ. કાન્તિભાઈમાં જોયા હતા. પરોપકાર, નિરાભિમાન, સમદૃષ્ટિ, તૃષ્ણાત્યાગ, સત્ય, નિરહંકાર, મોહમાયા ત્યાગ વગેરે ગુણો સાથે વણલોભી અને કપટરહિત જીવન જીવીને સદ્‌ગત એક સાચા વૈષ્ણવજન થઈ ગયા અને આપણને 'વૈષ્ણવજન' બનવાનો માર્ગ બતાવી ગયા છે.

શ્રી દશા પોરવાડ મેશ્રી વણીક જ્ઞાતિના અગ્રણી **શ્રી વ્રિજલાલ કેશવલાલ મહેતા** સ્વ કાન્તિભાઈની સત્સંગભાવના અને જ્ઞાતિઉત્કર્ષ માટેની તીવ્ર ઈચ્છા દર્શાવતાં લખે છે; "તેમણે કદી કોઈને નુકશાન કરવાની વૃત્તિ સેવી ન હતી તેઓની ધાર્મિક દૃષ્ટિ મંદિરો પૂરતી જ મર્યાદિત ન હતી. તેઓએ જીવનભર સારો સંઘ ખોળ્યો અને સાધુ-સન્તોના સાનિધ્યમાં રહ્યા.

અમારા જ્ઞાતિબંધુઓનું પણ હંમેશાં તેમણે શ્રેય ઈચ્છયું હતું. અને બને તેટલા વધુ ભાઈબ્હેનોને આગળ લાવવા પ્રયત્ન કર્યો હતો. જ્ઞાતિની મેડીકલ અને એજ્યુકેશન સોસાયટીમાં તેઓ જ્યારે ટ્રેઝરર હતા ત્યારે પણ તેમણે ખૂબ સુંદર કામગીરી બજાવી કેળવણીના ફેલાવા માટ કાર્ય કરેલું."

સ્વ. કાન્તિભાઈના વેવાઈ તથા નિકટના સંબંધી **શ્રી ગટુભાઈ રંગીલદાસે** તારતમ્ય કાઢયું છે કે:-

"સ્વ. કાન્તિભાઈ દાંડીકૂચમાં મહાત્મા ગાંધીજીની સાથે હતા. સને ૧૯૩૦થી તેમણે કોંગ્રેસના આદેશોને સંપૂર્ણ રીતે પાળ્યા. આજુબાજુના સર્વ લોકો સાથે પ્રેમ અને સહકારની ભાવના કેળવીને તેઓ સમય તથા સાધનોના ભોગે પણ બધાંને ઉપયોગી થયા છે. આટલા ઉદાર અને ગીતાજીના પગલે ચાલનાર માણસો મારા ધ્યાનમાં બહુ ઓછા આવ્યા છે. તેઓ કોઈનું દુઃખ જોઈને કદી બેસી રહ્યા નહી અને તેમણે તેમના સંબંધમાં આવનાર પ્રત્યેકમાં પ્રભુને જોયા હતા. તેમણે કદી મોટા ધનપતિ થવા કોશીશ કરી ન હતી. તેઓ જીવનભર શુદ્ધ આચાર અને વિચારમાં રાચ્યા. તેમણે સામાજિક કે રાજકીય ક્ષેત્રે મોટાઈ પ્રાપ્ત કરવા

કોઈ મધામણુ નહોતી કરી પણ પોતાના સમાજમાં પોતાની રીતે ઉપયોગી થઈને તેઓ હંમેશાં ઘસાઈ છૂટ્યા હતા. સ્વ. કાન્તિભાઈએ 'આવક કરતાં ખર્ચ વધુ નહીં કરવો' એ ચાણક્યના મુદ્રાલેખને તેમના 'લેટર હેડ' ઉપર છપાવેલો. કરકસર માટેની તેમની ભાવનાનું પ્રતિબિમ્બ કેટલું સુંદર દેખાય છે."

સ્વ. કાંતિભાઈને મન પૈસા કરતાં સંબંધની કિંમત વિશેષ હતી એ **શ્રી ચંદ્રકાન્ત પંડયા** સ્વાનુભવના દાવે લખે છે: કોઈ એક મધ્યમ વર્ગના ભાઈને સોસાયટીમાં બંગલો બંધાવતાં નાણાંની તૂટ પડી, કાન્તિભાઈએ તેમની 'આર્થિક મૂંઝવણ' દૂર કરી, પણ સંજોગવશાત્ પેલા ભાઈ વાયદો પાળી ના શકયા અને એના લીધે તેમણે સ્વ. કાન્તિભાઈને ત્યાં આવવાનું પણ બંધ કર્યું. અકસ્માત એ ભાઈ એકવાર મળી ગયા ત્યારે કાન્તિભાઈ કહ્યા વિના ના રહી શક્યા કે 'હમણાંના કેમ નથી આવતા? પૈસા તો અમે ત્યારે અપાશે પરંતુ પૈસાને ખાતર સંબંધ તોડી ન નંખાય. મારે પૈસા જોઈતા નથી. પૈસા તો આજ છે અને કાલ નથી, પરંતુ માણસમાં માણસાઈ હશે તો તે કયાંય જવાની નથી". આવી હતી સ્વ. કાન્તિભાઈની સહૃદયતા!

બીજો પ્રસંગ ટાંકતાં દુઃખીયાંને મદદ કરવાની ભાવનાનાં દર્શન કરતાં શ્રી. ચંન્દ્રકાન્ત પંડયા જણાવે છે કે "તા. ૫મી માર્ચ ૧૯૬૫ના રોજ સ્વ. કાંતિભાઈ પાસે એક ભાઈ આવી પહોંચ્યા. તેમને પોતાના દુઃખની કથની જણાવતાં કહ્યું કે, તેમનાં પત્ની ત્રણ માસની બેબીને તથા બીજા બે બાળકોને મૂકીને સ્વર્ગવાસી થયાં છે. બધાં બાળકોને તેમણે ડાકોરના અનાથઆશ્રમમાં દેખભાળ તથા અભ્યાસ માટે દાખલ કર્યાં છે. તેઓ આર્થિક તંગી ભોગવી રહ્યા હતા. અને છોકરાંઓ માટે જો પૈસા આશ્રમમાં ભરવામાં ન આવે તો બાળકોનું શું થશે તેની કલ્પના પણ તેઓ કરી શકતા ન હતા. પૂ. ભાઈએ આશ્વાસન આપ્યું અને અનાથ-આશ્રમનું સરનામું, બાળકોનાં નામ વગેરે હકીકત મેળવી લીધી અને જણાવ્યું કે ચિંતા કરશો નહિ. બાળકો માટે વ્યવસ્થા થઈ જશે. બીજા દિવસે અમે ડાકોર પહોંચ્યા. પૂ. ભાઈએ જણાવ્યું કે દર્શન પછીથી કરીશું પણ સૌ પ્રથમ અનાથ-આશ્રમમાં ગાડી લઈ લો. અમે બધા

સાથે હતા છતાં પણ પૂ. ભાઈએ ગૃહપતિને જાતે મળીને પૈસા ભરવાની પોતાની ઈચ્છા પૂર્ણ કરી."

સ્વ. કાન્તિભાઈના અંગત મિત્ર કે જેઓની સાથે ગાંધી આશ્રમ, મહાગુજરાત ખાદી મંડળમાં સાથે કાર્ય કરેલું તેવા **શ્રી બુધાભાઈ તેલી** તેમની અપંગ અને અસહાય માનવી તરફની લાગણી દર્શાવતાં જણાવે છે કે એક વખત કાપડની તંગીના જમાનામાં રક્તપીત્તિયા હોસ્પીટલમાં પાટાની જરૂર પડેલી ત્યારે તેમણે કાન્તિભાઈને આ મુશ્કેલીની વાત કરી. એટલે તુરત જ છેક કલકત્તાથી પાટા મંગાવી આપ્યા અને ત્યાર બાદ વિવિધ પ્રસંગોએ તેઓએ રક્તપીત્તિયાંની હોસ્પીટલમાં યત્કિંચિત્ મદદ કરી છે.

શેઠ ચી. ન. વિદ્યાવિહારના ગૃહપતિ **શ્રી છગનભાઈ દેસાઈ** કાન્તિભાઈના સંબંધમાં માનવતાની મ્હેંકતું પ્રતીક જુવે છે. તેઓ કાન્તિભાઈ કેવી ઉષ્માભરી હૂંફ આપી શકતા હતા એ પ્રસ્તુત કરતાં લખે છે :

"મારા ચિરંજીવીને મારા મોટાભાઈ તેના એન્જિનીયરીંગના બીજા વર્ષના અભ્યાસનો ખર્ચ આપતા હતા, પણ જો નાપાસ થાય તો ખર્ચ બંધ થઈ જાય તેમ હતુ."

"કમનસીબે એ નાપાસ થયો, એ સમાચાર મારે માટે આઘાત રૂપ નીવડયા. હું નિરાશ થઈ વિચારમાં ગમગીન હતો. ને અધવચ એના અભ્યાસ માટેની ગોઠવણ કરવાનું મારે માટે ખૂબ જ ચિંતાનો વિષય હતો. એકાએક મોટરનું હોર્ન સાંભળ્યું. મારા આંગણામાં મોટર અટકી અને સ્વ. શ્રી કાન્તિભાઈ મારા ઘરમાં પ્રવેશ્યા. હું તો એમને જોઈને આભોજ થઈ ગયો. મારું આશ્ચર્ય હું વ્યક્ત કરું ત્યા તો એમણે મને આશ્વાસનના, હૂંફના અને મદદના જે મીઠા શબ્દો કહ્યા એ સાંભળી મારી નિરાશા અને અસહાયતા દૂર થઈ ગયાં. મારું અસ્વસ્થ મન સ્વસ્થ થઈ ગયું. એમના આગમનમાં મેં પ્રભુની દયા અને કૃપાનાં દર્શન કર્યાં."

"માંદગીના બીછાને હતા છતાં પણ, મારાં પત્ની અમારા સંબંધીઓની સાથે નૈનીતાલ જતાં જાણીને તેમને મદદ અને માર્ગદર્શન કરવાના સૂચનો ચિઠ્ઠીમાં ટપકાવ્યા સિવાય તેમને જંપ જ ન વળ્યો."

દહેગામ રહેતા વિદ્વાન વૈષ્ણવ આચાર્ય **શ્રી મુગટલાલજી–"એક પ્રવાસી· વ્રજવાસી"** કાન્તિભાઈ સાથે સહજ સંપર્ક થતાં જ તેમની આંતર-વીણાના તાર કેવા તો ઝંકૃત થઈ ઊઠે છે એ સૂચક છે. આચાર્યશ્રી કાન્તિભાઈમાં મન-વચન-કર્મની ગતિઓમાં સમ્યકતાપૂર્વકનું ઔચિત્ય, સ્વભાવનું સારલ્ય અને જીવનની અત્યંત વિષમ અવસ્થામા પણ હોઠની પાળ ઉપરથી હાસ્યપંખાને ઊડી ના જવા દેવાની જીવનકલા જે રીતે જુએ છે તે તેમના શબ્દોમાં જ આસ્વાદીએ :

श्रीमद्भागवतकारने ग्रन्थके प्रारम्भमें जहां श्रोता-धर्म का निरुपण किया है वहां उसके कैतव और मत्सर रहित होने पर प्रगाढ जोर दिया है। कैतव तात्पर्य है मन, वाणी और कर्म का विपरीत दिशाओ में चलना। जहां इस त्रिपुटी में विपर्यय प्रवेश करता है वहीं श्रोता का मानस गदला हो जाता है। मन, कर्म और वचन की एकता महात्माओं का भूषण माना गया है। इससे प्रतिकूल स्थिति दुरात्माओं के लिये है। श्री कांतिभाई कैतव और मत्सरता दोनों से अछूते थे।

मैं श्री कांतिलाल शेठके सहज सम्पर्कमें आया था। मेरे चित्त पर उनकी सरलता का प्रभाव प्रचिर रुप से उन्होंने छोडा है।—वही सरलता, वही शुद्ध मानस जिसे साधना की फलश्रुति सिद्धोंने बतलायी है।

उदारता, निजत्व और परदुःख काजरता इन तीन गुणों का सामञ्जस्य परिचय के प्रथम सोपान पर ही मिलनेवाले को हो जाता था।

सबसे ऊपर जो बात उनके व्यक्तित्वमें तैर आती थी; वह उनकी निरभिमानता थी। वैभव सम्पन्न कुलमें जन्म ले कर, प्रतिष्ठा की अग्रिम पंक्ति में खडे होकर भी अभिमान का दूषण उन्हें स्पर्श नहीं किया था। साधारण व्यक्तिसे सम्पर्क रखनेमें, उससे कुशल क्षेम पूछनेमें और उनके यहां उत्सव और अवसाद के क्षणों में सम्मिलित होकर निज को धन्य मानते थे।

वे भक्त थे, मानव थे और अति सज्जन थे। एक दिवंगत संत की स्मृति में उन्होंने बहुत गद्‌गद्‌ होकर उनके प्रति श्रद्धा व्यक्त करते हुए ग्रन्थ सम्पादन कराया था। उनकी छोटी बडी सार्वजनिक सेवाओं का लेखा जोखा यहां संभव नहीं पर वे उन्होंने खूब की थी और कृतज्ञ भाव से की थीं।

अपनी उत्तर अवस्था में बीमारी ग्रस्त हो जाने पर भी उनके अधरों की मुसकान मंद नहीं पडी थी। वे हंसते थे उनके ओठों से पहिले उनकी आंखें हंस जाती थी। तकलीफ को उन्होंने सहिष्णु भावसे सहन किया और निष्ठावान भगवद्‌भक्त की तरह इस संसार को छोडा। प्रभु उनकी आत्मा को शांति प्रदान करें।

उनके सुपुत्रों और परिवार के सदस्यों से हम आशा करते हैं कि जिन गुणोंसे प्रभावित होकर यह पंक्ति उनकी स्मृति में हमने लिखी है, उन्हीं सद्‌गुणों को वे अपने में समायेंगे।

સ્વ. કાન્તિભાઈના સામાન્ય માનવી માટેના પ્રેમનું દર્શન **શ્રી રામલાલભાઈએ** ટાંકેલા દાખલામાંથી મળે છે તેઓ લખે છે: "સ્વ. કાન્તિભાઈની શારિરિક શક્તિ સારી ન હતી, તેમ છતાં શ્રી...ના અવસાન સમયે તેઓ ઉનાળાની ખરી બપોરે ગરમીમાં સ્મશાન સુધી ચાલીને આવેલા. પરિણામે તેમના પગે ફોલ્લા પડી ગયેલા. અનેક મિત્રોએ ના પાડી છતાં તેઓ માનેલા નહિ અને જણાવેલું કે સાધારણ માનવી માટે કષ્ટ ભોગવવું એ જ ખરી સેવા છે, અને મારે એ કષ્ટ ભોગવતા રહેવું છે."

ઉન્નતિ વિદ્યાલયના આચાર્ય **શ્રી હરિભાઈ વજેશંકર શુક્લને** તેમના પરિચયમાં આવેલા વાલીગણમાંથી સ્વ. કાન્તિભાઈ તેમના સ્મૃતિપટ પર ચિરંજીવ બની ગયેલા લાગે છે. તેમણે કાન્તિભાઈમાં શેઠ કરતાં પણ એક સરળ નિખાલસ અને ભોળા દિલના વાલી દેખાયા છે. તેમની પ્રથમ મુલાકાતનો તેઓ પ્રસંગ ટાંકે છે."

"ઈ. સ. ૧૯૪૯–૫૦ની સાલ હતી, ગુજરાત કૉલેજના મેદાન પર વેસ્ટર્ન ઝોન અને પરદેશી ટીમની-એમ. સી. સી. (?) —મેચ ગોઠવાઈ હતી. સ્ટેડીયમના અભાવે આ કૉલેજનું વિશાળ પટાગણ અનેક "ટેન્ટો"માં ફેરવાઈ જતું. હું જે 'ટેન્ટ'માં બેઠો હતો તેજ 'ટેન્ટ'માં નીચેની બેઠકોમાં એક કુટુંબ ગોઠવાયેલું હતું. આશરે પાંચ-સાડાપાંચ ફૂટની ઉંચાઈ, ભરાવદાર શરીર, સફેદ ટોપી, લાંબો કોટ અને કપાળમાં શ્રીજીનું તિલક ધરાવતા એક વેપારી સજ્જન બેઠા હતા, તેમની બાજુમાં જ બેઠેલી તેમની પુત્રી કુમારી ભારતીએને દૂરથી જ મારો પરિચય કરાવ્યો. શિક્ષક જેવી વ્યક્તિ આવા કોઈ તમાશામાં આવે એની તેમને સૂઝ નહતી. મેચ શરૂ થઈ અને થોડીવાર બાદ પહેલી ટૂંકી 'રીસેસ' પડી. આજ સમયે પોતાની બેઠકમાંથી ઉપર મારી પાસે આવી ખુરશીમાં ગોઠવાઈ, 'સાહેબ, આ છોકરાં બરાબર ભણે એ જોતા રહેજો. અને અમારી આ ભારતીને કયારથી ભણાવા આવશો ?" બાળકોની કેળવણી માટેનો તેમનો રસ સ્પષ્ટ રીતે જણાઈ આવતો. શ્રી શુકલને કાન્તિભાઈમાં, "કેટલા પૈસા લેશો ?" કહીને "સોદો" પતાવતા વ્યાપારી નથી દેખાતા પણ ખરેખરા વાલીનું દર્શન થાય છે

કુટુંબના નજીકના સ્નેહી **શ્રી ચંદુલાલ મગનલાલ પટેલ** સ્વ. કાન્તિભાઈમાં કોઈપણ દીન દુઃખીયાં માટે કંઈક કરી જોવાની ઉત્કટ ભાવના જુએ છે. સ્વ. કાન્તિભાઈ, માટે તેઓ લખે છે: "મોટાનુ કામ નાના કરતાં જ આવ્યા છે. પરંતુ તેઓ મોટા હતા અને છતાં નાનાનું કામ પોતાની શક્તિ પ્રમાણે કરતા હતા. તેમને મળવા આવેલા કોઈપણ વિદ્યાર્થીને કે અસહાયને તેમની પાસેથી હમેશાં માત્ર સહાય મળી છે તેટલું જ નહિ પણ મમતા અને સ્નેહભાવ હમેશાં મળ્યાં છે"

૧૯૩૦ની સાલથી સ્વ. કાન્તિભાઈના પરિચયમાં આવેલા કોંગ્રેસના એક રચનાત્મક કાર્યકર **શ્રી પોપટલાલ ચુનીલાલ શાહ** લખે છે:

"કાન્તિભાઈના દ્વારેથી કદી કોઈ ખાલી હાથે પાછું નથી ફર્યું અને જરૂરિયાતવાળાને તેમની પાસેથી અચૂક સહાય મળી છે તેનો હું સાક્ષી છું. મારી મારફતે કાન્તિભાઈએ અનેક ગરીબ વિદ્યાર્થીઓને ફી અને પુસ્તકો પૂરા પાડયાં છે, અસહાય માણસોને આર્થિક મદદ પૂરી પાડી છે,—

મધ્યમવર્ગના દુખી કુટુંબોને અનાજ પૂરું પાડયું છે, અને જુદી જુદી અનેક જગ્યાઓએ કાપડ પણ વહેંચાવડાવ્યું છે. આ રીતે તેમણે બીજા પણ ઘણા માણસો મારફતે છાની મદદ કરી હતી. એક વખત તેઓ જેનો હાથ પકડતા તેને કદી અધવચ્ચે છોડતા નહીં. તેનું કામ પાર પાડી આપે ત્યારે જ તેમને સંતોષ થતો, તેમણે ઘણાંને સાંત્વન આપ્યું હતું, ઉત્સાહ આપ્યો હતો અને કદી કોઇને નિરાશ કર્યા નહોતા.

કોંગ્રેસ પ્રત્યે તેમને ખૂબ નિષ્ઠા હતી. તેઓ ખૂબ જ ધાર્મિક હતા અને છતાં સુધારક પણ હતા."

શ્રી પોપટલાલ ચૂનીલાલ શાહ જે એક દુઃખથી પીડાતા યુવાન વિદ્યાર્થીને પ્રથમ વખત કાન્તિભાઈ પાસે લઇને ગયા હતા અને જે પાછળથી કાન્તિભાઇના ખૂબ જ નિકટના સંબંધી બન્યા તેઓ પોતાનો અનુભવ વર્ણવતાં જણાવે છે:

"પૂજ્ય ભાઈ (કાન્તિભાઈ) સાથે મારે એક આત્મીયજન જેમ જીવવાનું પ્રભુએ લખ્યું હશે તેથી તેઓ એક મારા જેવા આમજનના પિતાતુલ્ય બનીને જ રહ્યા હતા.

સને ૧૯૪૯ની સાલમાં આવા પિતાતુલ્ય પૂ. કાન્તિભાઇની અત્યંત ઝીણવટ ભરી કાળજીથી હું નવજીવન પામ્યો. ટૂંકી આવક, બહોળુ કુટુંબ, અને સખ્ત માંદગીમાં હુ પટકાયો. મારું શરીર કૃશ થતું ચાલ્યું. બિછાનામાં મારૂં શરીર છે કે કેમ તેની પણ શંકા જતી.

આવી બીમારીમાં પૂ. ભાઇ તથા પૂ. બ્હેન મારી તબિયતની ખબર કાઢવા અવારનવાર આવે. ડૉકટરને સારવાર માટે મારે ઘેર મોકલવા પ્રબંધ પણ કરેલો. તે વખતે ડૉકટર સ્વ. રસિકલાલ હતા તેમને અને ડૉ. હસમુખભાઇ મહેતાને દવા તથા ઇન્જેકશન વગેરે સારવાર માટે મોકલેલા. મારી તબિયત ખૂબ નાજુક હતી. આ બધી બાબતની ચિંતા જેમ પિતા પોતાના પુત્ર માટે રાખે તેમ પૂ. ભાઇએ મારે માટે રાખી હતી. ડૉકટરે જણાવેલુ કે જો તબિયત અંગે બરાબર કાળજી નહિ લેવાય તો દર્દ ભયંકર છે અને જીવાદોરીની આશા પણ ઓછી. આ સંજોગોમાં

તેઓએ ડૉક્ટરને ખર્ચની સ્હેજ પણ ચિંતા ન કરતાં બધી જ જરૂરી સારવાર પૂરી પાડવા જણાવેલું અને મારી તબિયતની દેખભાળ અંગત રીતે જાતે જ કરીને મને નવજીવન અર્પ્યું હતું. આ અને આવા બીજા અનેક પ્રસંગો યાદ કરું છું ત્યારે મને લાગે છે કે તે મારા પિતા હતા, જીવનદાતા હતા."

આવા તો અનેક અનુભવો અને પ્રસંગો છે જે વ્યક્ત નથી થઈ શક્યાં. પણ સ્વ. કાન્તિભાઈના જીવનમાંથી પ્રેમ અને સહૃદયતાનો જે એકધારો સ્રોત વહ્યો છે તેનું દર્શન આમાંથી પૂરતું થાય છે. સ્વ. કાન્તિભાઈ હમેશાં કહેતા કે મારે મારા નામની તકતીઓ કોઈ જગાએ કોતરાવવી નથી. પણ કાન્તિભાઈની સ્મૃતિરૂપે કેટકેટલાં હૃદયોમાં, આજે પણ તકતીઓ ન ભૂંસાય તેવી રીતે, કોતરાઈને પડેલી છે.

માણસની હયાતીમાં તો તેને મળવા અનેક વ્યક્તિઓ આવે છે પણ તેના જીવનની સફળતાનાં દર્શન તો તેના નિધન બાદ કેટલી વ્યક્તિઓ આવે તેના ઉપરથી જ થાય છે. સ્વ. કાન્તિભાઈના અવસાન પછીના દિવસોમાં કાન્તિભાઈના ઘર તરફ જાણી-અજાણી વ્યક્તિઓનો પ્રવાહ એકધારો વહ્યા કર્યો છે. તેમાંના ઘણા તો એવા હતા કે જેમને કુટુંબમાંનું કોઈ ઓળખતું પણ ન હતું અને જ્યાંય આવીને બેઠા હતા. કોણ જાણે છે કે ક્યારે અને કઈ રીતે સ્વ. કાન્તિભાઈ એ બધાનાં જીવનમાં ડોકિયું કરી ગયા હશે!

ચિત્ર એકંદરે સંતોષકારક રીતે ઉપસાવી શકાયું લાગ્યું છે. વ્યક્તિનું સર્વથા નિરાડંબર અને સંપૂર્ણ ચિત્ર તો એક કેવળ પ્રભુ જ દોરી શકે. આપણે કોણ ?

આ બધા પ્રસંગો સુપરિચિત સ્નેહી–સ્વજનોના હાથે આલેખાયેલા છે તેથી સ્મૃતિ ગ્રન્થને લાભ એ થયો કે ઘટનાઓમાં અધિકૃતતા અને ઉષ્મા બંને આવી શકયાં. આ સ્નેહી–સ્વજનોનો અત્રે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

કાન્તિભાઈના માનવતાપૂર્ણ પ્રસંગો રજૂ કરવાનું પ્રયોજન એટલું જ કે તેમાંથી આવાં કાર્યો કરવાની પ્રેરણા મળે.

—સંપાદકો

# મિલાવનહારી

(વૈતાલીય)

સુન્દરમ્

ઙ્ન આ પૂર્વ અહીં હતું
જગ આખું યથા અનાદિથી:
અહિંયાં જન આ બધાં હતાં
પ્રકૃતિ અહિંયાં તથૈવ આ—
અહિં ઝાડ, અહીં જલો, ગિરિ,
અહિં પુષ્પ, ફલો, વનો, નદી,
અહિં માનવકેરી ભાવના,
શતશઃ ઉર કેરી અર્ચના,
મનની અવિરામિકા ગતિ.
ાણુ શૂન્ય મહાન મ્હેલ શું
વસનાર વિના અટૂલું એ :
ત્યહીં ઝંકૃતિ તાહરા પદો-
તણી ને બની સૃષ્ટિ અન્ય આ.
સઘળું સરજાયું અન્યથા.

સુખમાં દુઃખમાં ચહેલ જે
અબ તે અહિં મૂર્ત આખરે
ઝનનન્ રણકી જ ઝાલરો,
ઝબકી ઝળકંત જ્યોતિકા,
પ્રભુના કરને ઉપાડીને
મનુના કર શું મિલાવતી—
નવ પાણિ-પ્રદાન અર્પતી,
અહ આવી ખડી તું ઊર્ધ્વિકા.
પ્રભુ - માનવ - માનવાત્મની
જનની પ્રબલા ઋતંભરા,
જગની નવજન્મદાયિકા
ઉભયાન્વયિની પરાત્પરા.
ધરતી હતી તાહરી સદા,
પ્રગટી તેં નિજ વ્યક્ત તે કરી.

# મિલાવનહારી

(વૈતાલીય)

સુન્દરમ્

દિન આ પૂર્વ અહીં હતું
  જગ આખું યથા અનાદિથી:
  અહિંયાં જન આ બધાં હતાં
  પ્રકૃતિ અહિંયાં તથૈવ આ—
    અહિં ઝાડ, અહીં જલો, ગિરિ,
    અહિં પુષ્પ, ફલો, વનો, નદી,
    અહિં માનવકેરી ભાવના,
    શતશઃ ઉર કેરી અર્ચના,
    મનની અવિરામિકા ગતિ.

ાણુ શૂન્ય મહાન મ્હેલ શું
  વસનાર વિના અટૂલું એ:
    ત્યહીં અંકૃતિ તાહરા પદો-
    તણી ને બની સૃષ્ટિ અન્ય આ.
    સઘળું સરજાયું અન્યથા.

ાભુ યે જગમાં અહીં હતા,
  સભરાભર માણુસાં ય હ્યાં,
ણુ આ જગ ને જગેશની
  બિચની કડી ના હજી હતી.
    ઊતર્યું સ્મિત તાહરું અહીં,
    ક્ષણુ તે જ જડાઈ તે કડી.

ુલકયાં કુસુમો, જલો હસ્યાં,
    અમને રચનારી એ હવે
    અમ પાસ વસી હસી રહી.
નુજો નિરખી રહ્યાં ક્ષણુ—
    બસ એ જ, ખરે જ, એ જ એ–
    દૃગ જેહ રટયાં અનાદિથી,
    સ્વપને, વિજને, સ્થળે, જલે,

  સુખમાં દુઃખમાં ચહેલ જે
  અબ તે અહિં મૂર્ત આખરે
ઝનનન્ રણુકી જ ઝાલરો,
  ઝબકી ઝળકંત જ્યોતિકા,
પ્રભુના કરને ઉપાડીને
  મનુના કર શું મિલાવતી—
  નવ પાણિ-પ્રદાન અર્પતી,
  અહ આવી ખડી તું ઊર્વિકા.
  પ્રભુ - માનવ - માનવાત્મની
  જનની પ્રબલા ઋતંભરા,
  જગની નવજન્મદાયિકા
  ઉભયાન્વયિની પરાત્પરા.
ધરતી હતી તાહરી સદા,
  પ્રગટી તેં નિજ વ્યકત તે કરી.
  શિશુ માનવતાની દિવ્યતા
  રચવા નિજ નાવ નાંગરી.
નિજને અહિંયાં નિવાસતાં
    અહિં નિત્ય વસંત વસાવી તે
ધરતીતણી ધૂળ આ હવે
    કુસુમો બનતી કણે કણે,
મનુ અંતર ચૈત્ય આ હવે
    નિજને રચતું ક્ષણે ક્ષણે,
    તવ કેવલ ઘાટમાં ઢળે.
અયિ રમ્ય પદોની નર્તિકા,
    અયિ દિવ્ય દૃગોની દામિની,
અખિલાત્મ જગત્ - ત્રયાત્મિકા,
    વર તારાં વરતી વસુન્ધરા.

# સામંજસ્ય

રવીન્દ્રનાથ ઠાકુર

અનુ. નગીનદાસ પારેખ

આ ચરાચર વિશ્વમાં આપણે વિશ્વકવિની જે લીલા ચારેકોર જોવા પામીએ છીએ તે લીલા સામંજસ્યની છે એમાં સૂર, પછી એ ગમે એવો કઠિન સૂર ભલે હોય, કયાંય ભ્રષ્ટ થતો નથી; તાલ, ગમે એટલો મુશ્કેલ હોય તોયે કયાંય તેનું લગારે સ્ખલન થતું નથી. ચારેકોર ગતિ અને આનંદ છે, સ્પન્દન અને નર્તન છે, છતાં કયાંય પ્રમત્તતા નથી. પૃથ્વી પ્રત્યેક ક્ષણે પ્રબળવેગે સૂર્યની પ્રદક્ષિણા કરે છે, સૂર્ય પ્રત્યેક ક્ષણે પ્રબળવેગે કોઈ એક અજ્ઞાત લક્ષ્ય તરફ ગતિ કરી રહ્યો છે, પરંતુ આપણા મનમાં લગારે ચિંતા નથી—આપણે સવારમાં બેધડક ઊઠીને દિવસનું નાનામાં નાનુ કામ કરવામાં ધ્યાન પરોવીએ છીએ. અને રાતે એવી ખાતરી સાથે સૂવા જઈએ છીએ કે, દિવસની સાધનસામગ્રી જ્યાં જે રીતે આજે હતી તે, આખી રાતના અંધકાર અને અચેતનતા પછી પણ, બરાબર ત્યાં અને તે જ રીતે આવતી કાલે પણ જોવા મળશે. કેમ કે સર્વત્ર સામંજસ્ય છે; આ અતિવિરાટકાય અને અપરિચિત જગત ઉપર આપણે એ વિશ્વાસને લીધે જ ક્ષણે ક્ષણે વિશ્વાસ રાખીએ છીએ.

તેમ છતાં એ સામંજસ્ય કંઈ સામાન્ય નથી—એ કંઈ છોકરી અને બકરી વચ્ચેનું સામંજસ્ય નથી, એ વાઘ અને બકરીને એક આરે પાણી પાવા જેવું છે. આ જગત્ક્ષેત્રમાં જે બધી શક્તિઓની લીલા ચાલી રહી છે તે શક્તિઓ જેવી પ્રચંડ છે તેવી જ પરસ્પર વિરોધી પણ છે-કોઈ

પાછળની બાજુએ ખચે છે તો કોઈ વળી આગળની બાજુએ ધકેલે છે, કોઈ સંગચે છે તો કોઈ ફુનાવે છે, કોઈ વજ્રમુષ્ટિથી પિંડા બનાવીને તેને નક્કર બનાવવા દબાણ કરે છે, તો કોઈ વળી ચક્રયંત્રના પ્રબળ આવર્તનમા બધાને દળી નાખીને દિશાઓમા ઉડાવી મૂકવાને માટે ગોળ ગોળ ફર્યા કરે છે આ બધી શક્તિઓ અસખ્ય રૂપે અને અસખ્ય તાલે સતત આકાશમા દોડી રહી છે—તેનો વેગ તેનુ બળ, તેનુ વૈવિધ્ય, તેનુ લક્ષ્ય એ બધુ આપણી કલ્પનાથી પર છે, પરતુ એ બધી પ્રબળતા, વિરુદ્ધતા અને વિવિધતાની ઉપર અવિચળ અખડ સામજસ્ય રહેલુ છે આપણે જ્યારે જગતને તેની કેવળ કોઈ એક બાજુથી જોઈએ છીએ ત્યારે ગતિ અને આઘાત અને વિનાશ જ જોઈએ છીએ પરતુ સમગ્રને જ્યારે જોઈએ છીએ ત્યારે સ્થિર સામજસ્ય જોવા મળે છે એ સામજસ્ય જ જે **शान्तम् शिवमद्वैतम्** છે તેનુ સ્વરૂપ છે જગતમા જે સામજસ્ય છે તે **शान्तम्** છે, સમાજમા જે સામંજસ્ય છે તે **शिवम्** છે, અને આત્મામા જે સામજસ્ય છે તે **अद्वैतम्** છે

આપણા આત્માની જે સત્યસાધના છે તેનુ લક્ષ્ય પણ એ તરફ જ છે, એ પરિપૂર્ણતા તરફ—એ શાંત શિવ અદ્વૈત તરફ, કદી પ્રમત્તતા તરફ નથી હોતુ આપણા જે ભગવાન છે તે કદી પ્રમત્ત નથી હોતા; નિરવચ્છિન્ન સૃષ્ટિ-પરંપરા મારફતે અનત દેશ અને અનત કાલ એ વાતની જ કેવળ સાક્ષી પૂરે છે

એ અપ્રમત્ત પરિપૂર્ણ શાંતિને પ્રાપ્ત કરવી એ જ એક સમયે આ ભારતવર્ષની સાધનાનો હેતુ હતો ઉપનિષદમા ભગવદ્‌ગીતામા આપણને એનો પૂરતો પરિચય મળે છે **एष सेतुर्विधरणो लोकानामसम्भेदाय।**

વચમા ભારતવર્ષમા જ્યારે બૌદ્ધયુગનુ આધિપત્ય સ્થપાયુ ત્યારે આપણી એ સનાતન પરિપૂર્ણતાની સાધનાએ નિર્વાણની સાધનાનુ રૂપ લીધુ સ્વય બુદ્ધના મનમા આ નિર્વાણનો અર્થ શો હતો, તેની અત્રે ચર્ચા કરવાથી કશો લાભ નથી, પરતુ દુ ખના હાથમાથી ઊગરવા માટે શૂન્યતામા ઝપલાવી આત્મહત્યા કરવી એ જ ચરમ સિદ્ધિ છે, એવી માન્યતા બૌદ્ધયુગ પછીથી જુદે જુદે રૂપે ઓછાવત્તા પ્રમાણમા ભારતવર્ષમા ફેલાઈ છે

એ રીતે પૂર્ણતાની શાન્તિએ એક સમયે શૂન્યતાની શાન્તિરૂપે ભારતવર્ષની સાધનાના ક્ષેત્રમાં દેખા દીધી હતી. બધી વાસનાઓનો ઉચ્છેદ કરી નાખો આ બધી સહજવૃત્તિઓને નિર્મૂળ કરી નાખીએ ત્યાર પછી જ પરમ શ્રેયને પામી શકાય એ મતે જ્યારથી ભારતમાં પોતાનાં સેંકડો મૂળો ફેલાવ્યાં, ત્યારથી ભારતવર્ષની સાધનામાં સામંજસ્યને ઠેકાણે રિક્તતા આવી બેઠી–ત્યારથી પ્રાચીન તાપસ આશ્રમને ઠેકાણે આધુનિક કાળના સંન્યાસાશ્રમ પ્રબળ બની ગયા અને ઉપનિષદનુ પૂર્ણસ્વરૂપ બ્રહ્મ શંકરાચાર્યના શૂન્યસ્વરૂપ બ્રહ્મરૂપે પ્રચ્છન્ન બૌદ્ધવાદમાં પરિણમ્યું.

કેવળ કઠોર ચિંતનને જોરે માણસ પોતની વાસના અને વૃત્તિઓને ભૂંસી નાખી , જગદ્બ્રહ્માંડનો છેદ ઉડાવી દઈ, શરીરની પ્રાણક્રિયાને અવરોધી દઈ કોઈ નિર્ગુણ અવચ્છિન્ન (abstract) સત્તાના ધ્યાનમાં લીન થઈ પણ શકતો હોય તેમ છતાં દેહમનહૃદયવિશિષ્ટ સમગ્ર માનવને માટે એવી પરિસ્થિતિમાં રહેવું અસંભવિત છે અને એ એને માટે કદી ઇચ્છવા જેવું હોઈ શકે જ નહિ. એટલા માટે જ તે જમાના ના જ્ઞાનીઓ જેને માણસનું ચરમ શ્રેય માનતા, તેને બધા માણસો સિદ્ધ કરી શકે એમ માનતા જ નહોતા. એટલા માટે એ શ્રેયને માર્ગે તેઓ સર્વ સાધારણને બોલાવી શકતા જ નહોતા–બલ્કે મોટા ભાગના લોકોને અનધિકારી કહી રોકી રાખતા અને એ સાધારણ લોકો મૂઢભાવે ગમે તે માન્યતા કે સંસ્કારનો આશરો લેતા, તેને તેઓ દયામિશ્રિત અવજ્ઞાપૂર્વક ઉત્તેજન આપતા. જ્યાં જે જે રીતે છે અને ચાલે છે, તેના વડે સાધારણ માણસ ભલે સંતુષ્ટ રહેતો, એમ તેમનું કહેવુ હતું, કારણ, સત્ય માણસને માટે એટલું દૂરસુદૂર છે, એટલું દુષ્પ્રાપ્ય છે અને સત્યને પામવા માટે માણસે પોતાની પ્રકૃતિને એટલી બધી સંપૂર્ણપણે પલટી નાખવી પડે છે!

દેશના જ્ઞાન અને દેશના અજ્ઞાન વચ્ચે, દેશની સાધના અને દેશના સંસારવ્યવહાર વચ્ચે, આવડો મોટો વિચ્છેદ કદી સ્વાસ્થ્યપૂર્વક સ્થાયી થઈ શકે નહિ. જ્યાં વિચ્છેદ અત્યંત પ્રબળ હોય છે, ત્યાં વિપ્લવ વગર તેનો સમન્વય સધાતો નથી–શું રાજતંત્રમાં, શું સમાજતંત્રમાં કે શું ધર્મતંત્રમાં.

આપણા દેશમાં પણ એ જ થયું. માણસના સાધનાક્ષેત્રમાંથી જ્ઞાનીએ જે હૃદયપદાર્થને અત્યંત જોરજબરીએ એકદમ પૂરેપૂરો દેશવટો દીધો હતો, તે હૃદયે અત્યંત જોર સાથે અધિકાર-અનઅધિકારની વાડ તોડીફોડી નાખીને પૂરને વેગે જોતજોતામાં ચોગરદમ બધું જળબંબાકાર કરી દીધું; ઘણા દિવસ પછી સાધનાના ક્ષેત્રમાં માણસની સાથે માણસનું મિલન ખૂબ ભરપટ્ટે થવા પામ્યું.

અત્યારે વળી બધાએ તદ્દન ઊલટો જ પોકાર ઉઠાવ્યો છે કે, હૃદયવૃત્તિની ચરિતાર્થતા એ જ માણસની સિદ્ધિનું ચરમ નિદર્શન છે. હૃદયવૃત્તિની અત્યંત ઉત્તેજનાનાં જે બધાં શારીરિક અને માનસિક લક્ષણો છે, તે બધાં સાધનામાં પ્રગટ થાય એ વસ્તુ જ માણસનો એકાંતિક આદર પામવા લાગી.

આવી સ્થિતિમાં સ્વાભાવિક રીતે જ માણસ પોતાના ભગવાનને પણ પ્રમત્તરૂપે જ જોવા લાગ્યો. તેની બીજી બધી વસ્તુઓને ગૌણ બનાવી દઈ કેવળ હૃદયાવેગના ચાંચલ્યમાં જ તેને એકાંતભાવે અનુભવવા લાગ્યો અને એવા અનુભવમાંથી જે એક પ્રકારની અત્યંત ભાવવિહ્વલતા જન્મે છે તેને, જ ઉપાસનાની પરાકાષ્ઠા માની લીધી.

પરંતુ ભગવાનને એ રીતે જોવા એ પણ તેમને તેમની સમગ્રતાથી અલગ પાડીને જોયા જ કહેવાય. કારણ, માણસ કેવળ હૃદયપુંજ નથી, અને વિવિધ ઉપાયે શરીરમનની બધી શક્તિને કેવળ હૃદયાવેગની ધારામાં વહેવડાવ્યા કરવાથી કદી પણ સર્વાંગીણ મનુષ્યત્વપૂર્વક ઈશ્વરની સાથે યોગ સાધી શકાતો નથી.

હૃદયાવેગને જ જ્યારે ચરમરૂપે પ્રાધાન્ય આપવામાં આવે છે, ત્યારે માણસ અનાયાસે એમ કહી શકે છે કે ભક્તિપૂર્વક માણસ ગમે તેની પૂજા કરે તોયે તેમાં જ તેની સફળતા રહેલી છે. અર્થાત્, કેમ જાણે પૂજાનો વિષય એ ભક્તિને જગાડવાનો એક ઉપાયમાત્ર ન હોય; અને કેમ જાણે જેને એક ઉપાયથી ભક્તિ જાગતી ન હોય, તેને બીજો ગમે તે ઉપાય મેળવી આપવામાં કંઈ વાંધો ન હોય. આવી સ્થિતિમાં

ભક્તિનું ઉપલક્ષ્ય ગમે તે હોય તેમ છતાં ભક્તિની પ્રબળતા જોઈને જ આપણા મનમાં શ્રદ્ધા જાગે છે—કારણ, પ્રમત્તતાને જ આપણે સિદ્ધિ માનીએ છીએ.

હૃદયાવેગની આવી પ્રમત્તતાને જ આપણે અસામાન્ય આધ્યાત્મિક શક્તિનું લક્ષણ માનીએ છીએ, તેનું કારણ છે. જ્યાં સામંજસ્ય નષ્ટ થાય છે, ત્યાં શક્તિપુંજ એક બાજુ ઢળી પડે છે તેથી જ તેની પ્રબળતા નજરે ચડે છે. પરંતુ એ તો એક બાજુથી ચોરી કરીને બીજી બાજુને જાડી કરવા જેવું છે. જે બાજુથી ચોરી થાય છે તે બાજુથી ફરિયાદ ઊઠે છે; તે ભરપાઈ કરવી જ પડે છે અને તેની સજા ભોગવ્યા વગર છૂટકો થતો નથી. સમસ્ત ચિત્તવૃત્તિઓનું ફક્ત એક હૃદયાવેગમાં પ્રતિ-સંહરણ કરવાના અભ્યાસથી માણસ કોઈ કાળે મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકતો નથી, અને મનુષ્યત્વનું જે ચરમ લક્ષ્ય છે તેને પણ પામી શકતો નથી.

પોતાના મનની ભક્તિની ચરિતાર્થતા જ જ્યારે માણસનું પ્રધાન લક્ષ્ય બની ગઈ, વસ્તુતઃ દેવતા જ્યારે ઉપલક્ષ્ય બની ગયા અને ભક્તિની ભક્તિ કરવી એ જ જ્યારે નશાની પેઠે ઉત્તરોત્તર ઉગ્ર બનતું ગયું, માણસ જ્યારે પૂજા કરવાના આવેગની જ પ્રાર્થના કરવા લાગ્યો, કોની પૂજા કરવી જોઈએ એનો વિચાર સુદ્ધાં તેણે કર્યો નહિ અને એ કારણે જ તેની પૂજાની સામગ્રી ઝપાટાભેર ગમે ત્યાં જેમ તેમ નાનાવિધ આકાર અને નાનાવિધ નામ ધારણ કરી સતત મર્યાદા વગર વધતી જ ગઈ, અને તેને અવલંબીને જાતજાતના સંસ્કાર અને જાતજાતની કથાઓ અને જાતજાતના આચારવિચાર વીંટળાવા લાગ્યા;—જગતના વ્યાપારમાં સર્વત્ર એક પ્રકારની જ્ઞાનની, ન્યાયની, નિયમની અમોઘ વ્યવસ્થા રહેલી છે એ માન્યતા જ્યારે ચોમેર ધૂળભેગી થવા લાગી, ત્યારે તે અવસ્થામાં આપણા દેશમાં સત્યની સાથે રસનો, જ્ઞાનની સાથે ભક્તિનો આત્યંતિક વિચ્છેદ થઈ ગયો.

એક કાળે વૈદિક યુગમાં જ્યારે કર્મકાંડ પ્રબળ બની ગયું હતું ત્યારે નિરર્થક કર્મો એજ માણસનો પૂરેપૂરો કબજો લઈ લીધો હતો; કેવળ

જનતના જટિલ નિયમો અનુસાર વેદિ તૈયાર કરી, મંત્ર ભણી, આહુતિ અને બલિ આપવાથી માણસ સિદ્ધિ મેળવી શકે છે. એવી માન્યતા પ્રબળ બની ગઈ હતી. ત્યારે મંત્ર અને અનુષ્ઠાન જ, દેવતા અને માણસના હૃદય કરતા મહત્ત્વના બની ગયા હતાં. ત્યાર પછી જ્ઞાનની સાધનાનો જ્યારે ઉદય થયો, ત્યારે માણસને મન જ્ઞાન એ જ સર્વોપરિ બની ગયું—કારણ, જ્ઞાનનો જે વિષય હતો તે તો નિર્ગુણ અને નિષ્ક્રિય હતો એટલે તેની સાથે તો આપણો કોઈ જાતનો સબંધ હોઈ જ ન શકે; એ સ્થિતિમા બ્રહ્મજ્ઞાન નામની વસ્તુમા જ્ઞાન જ સર્વસ્વ હોય છે અને બ્રહ્મ કશું નહિ, એમ કરીએ તોય ચાલે. એક સમયે નિરર્થક કર્મ જ સર્વશ્રેષ્ઠ ગણાતું હતું જ્ઞાન અને હૃદયની વૃત્તિને તેણે ધ્યાનમા જ લીધાં નહોતાં. ત્યાર પછી જ્યારે જ્ઞાન મહત્ત્વનુ બની ગયુ ત્યારે તેણે પોતાના અધિકાર-ક્ષેત્રમાથી હૃદય અને કર્મ બંનેને દેશ નિકાલ કરીને અત્યંત વિશુદ્ધરૂપે રહેવાનો પ્રયત્ન કર્યો ત્યાર પછી ભક્તિએ જ્યારે માથુ ઊંચું કર્યું ત્યારે તેણે જ્ઞાનને પગ તળે દબાવીને અને કર્મને રસના પ્રવાહમા ઘસડી જઈને એકમાત્ર પોતે જ માણસના પરમ સ્થાન ઉપર આસન જમાવ્યું, દેવતાને સુદ્ધા તેણે પોતા કરતા ગૌણ બનાવી દીધા, એટલું જ નહિ, ભાવના આવેગને વધારી નાખવા માટે બહાર કૃત્રિમ ઉત્તેજનના બાહ્ય ઉપકરણોને પણ તેણે આધ્યાત્મિક સાધનાનુ અંગ બનાવી દીધું.

આ જાતના ભયંકર આત્મવિચ્છેદની ઉચ્છૃંખલતામા માણસ લાંબો સમય જીવી શકતો નથી એ સ્થિતિમા માણસ ફક્ત થોડા સમય સુધી પોતાની પ્રકૃતિના એક અંશની તૃપ્તિ સાધવાના નશામા ચકચૂર બની જઈ શકે, પરંતુ તેની સમગ્ર પ્રકૃતિની ભૂખ એક દિવસ જાગ્યા વગર રહેતી નથી

એ પૂર્ણ મનુષ્યત્વની સર્વાંગીણ આકાંક્ષાને લઈને આ દેશામા રામમોહન રાય આવ્યા હતા ભારતવર્ષમાં તેમણે કોઈ નવા ધર્મની સ્થાપના કરી નહોતી, પણ ભારતવર્ષમા જ્યા પરિપૂર્ણતાનું રૂપ સદાકાલ રહેલું જ હતુ, જ્યા शान्तं शिवमद्वैतम् હતું, તેના દરવાજા તેમણે જનતા માટે ખોલી નાખ્યા હતા.

સત્યની એ પરિપૂર્ણતાને, એ સામંજસ્યને પામવાની ભૂખ કેવી પ્રબળ હોય છે, અને તેને પોતામાં શી રીતે ગ્રહણ કરવી અને વ્યક્ત કરવી જોઈએ, એ જ મહર્ષિ દેવેન્દ્રનાથના આખા જીવનમાં પ્રગટ થયું છે.

તેમની વહાલસોઈ દાદીમાના મૃત્યુના શોકના આઘાતથી પહેલ પ્રથમ જાગી ઊઠીને મહર્ષિના ધર્મજીવને જે ક્ષુધાને લીધે રુદન કર્યું હતું, તેમાં એક આશ્ચર્યજનક વિશેષતા રહેલી છે.

બાળક જ્યારે રમવાને માટે રડે છે ત્યારે જે કોઈ રમકડું હાથ આવે તેના વડે તેને ભોળવવું સહેલું હોય છે, પરંતુ તે જ્યારે માતાના દૂધ માટે રડે છે ત્યારે તેને બીજા કશા જ વડે ભોળવી શકાતું નથી. જે લોકો પોતાના કોઈ એક વિશેષ હૃદયાવેગનો કશાકના ઉપર પ્રયોગ કરવાનું ક્ષેત્ર માત્ર શોધતા હોય છે. તેમને રડતા રાખવાની વસ્તુ જગતમાં ઘણીય છે—પરંતુ કેવળ ભાવનો સંભોગ એ જ જેનું લક્ષ્ય નથી, જે સત્ય મેળવવા ઇચ્છે છે, તે કંઈ ભોળવાવા ઇચ્છતો નથી, તે તો મેળવવા ઇચ્છે છે. આથી કરીને સત્ય ક્યાં મળશે એની શોધમાં તેણે સાધનાને માર્ગે નીકળવું જ પડવાનું—એમાં વિઘ્નો હોય છે, દુઃખ હોય છે, એમાં વિલંબ થાય છે, આત્મીપજનોનો વિરોધ જાગે છે, સમાજ તરફથી આઘાતોની ઝડી વરસે છે, પરંતુ ઉપાય નથી, એ બધું તેણે સ્વીકારી લેવું પડે છે.

આ સત્યને પામવાની જે ઇચ્છા એ કંઈ કેવળ જિજ્ઞાસા માત્ર નથી, કેવળ જ્ઞાન દ્વારા પામવાની ઇચ્છા નથી—એમાં હૃદયની દુઃસહ વ્યાકુળતા હોય છે;—મહર્ષિની જે વેદના હતી તે સત્યને કેવળ જ્ઞાનરૂપે નહિ પણ આનંદરૂપે પામવાની વેદના હતી. અહીં તેમની પ્રકૃતિ સ્વભાવથી જ એક સંપૂર્ણ સામંજસ્ય ઇચ્છતી હતી આપણા દેશે એક સમયે એમ કહ્યુ હતું કે બ્રહ્મસાધનાના ક્ષેત્રમાં ભક્તિને સ્થાન નથી અને ભક્તિ સાધનાના ક્ષેત્રમાં બ્રહ્મને સ્થાન નથી. પરંતુ મહર્ષિએ બ્રહ્મને મેળવવા ઇચ્છ્યું હતું જ્ઞાન અને ભક્તિ દ્વારા, અર્થાત્ સંપૂર્ણ પ્રકૃતિ વડે સંપૂર્ણરૂપે બ્રહ્મને મેળવવા ઇચ્છ્યું હતું—એટલા માટે એક પછી એક જુદાં જુદાં કષ્ટો, જુદા જુદા પ્રયત્નો જુદાં જુદાં ગ્રહણવર્જનમાં થઈને રસ્તો કરતાં કરતાં

જ્યાં સુધી તેમનું ચિત્ત તમના અમૃતમય બ્રહ્મમાં, તેમના આનંદમય બ્રહ્મમાં પહોંચતુ નહોતું ત્યાં સુધી તેમને એક ક્ષણનો પણ જંપ નહોતો.

એટલા માટે તેમના જીવનમા બ્રહ્મજ્ઞાનને એક વિશેષતા એ પ્રાપ્ત થઈ હતી કે તે જ્ઞાનને બધા લોકો આગળ મૂકયા વગર તેઓ જંપ્યા નહોતા.

જ્ઞાનીનું બ્રહ્મજ્ઞાન કેવળ જ્ઞાનીના કુંડાળામા જ પુરાઈ રહે છે. તેથી આ દેશના લોકો ઘણીવાર કહે છે કે બ્રહ્મજ્ઞાનનો વળી પ્રચાર શો ?

પરંતુ બ્રહ્મનો જેમણે હૃદય દ્વારા અનુભવ કર્યો છે, તેઓ એ વાત સમજ્યા હોય છે કે બ્રહ્મને પામી શકાય છે, હૃદયમાં પ્રત્યક્ષ પામી શકાય છે– કેવળ જ્ઞાનથી જાણી શકાય છે એટલું જ માત્ર નહિ, રસમાં પામી શકાય છે કારણ, બ્રહ્મ બધા રસોનો સાર છે—**रसो वै सः** જેઓ હૃદય વડે બ્રહ્મને પામ્યા છે, તેઓ ઉપનિષદના આ મહાવાકયનો અર્થ સમજ્યા છે–

**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।**
**आनन्दं ब्रह्मणो विद्वान् न बिमेति कुतश्चन ॥**

જ્ઞાન જ્યારે તેને પામવા ઇચ્છે છે અને વાણી તેને પ્રગટ કરવા ઇચ્છે છે ત્યારે વારંવાર પાછાં ફરે છે, પરંતુ આનંદ દ્વારા જ્યારે એ આનંદમયનો સંબંધ થાય છે ત્યારે તે પ્રત્યક્ષ સંબંધથી બધા ભય અને બધા સંશય દૂર થઈ જાય છે.

આનંદમાં બધા અનુભવોની પરિપૂર્ણતા છે–– મન અને હૃદયનો જ્ઞાન અને ભક્તિનો તેમાં અખંડ યોગ છે.

આનંદ જ્યારે જાગે છે ત્યારે તે બધાને બોલાવે છે; તે એક કુંડાળામાં એકલો અટૂલો પુરાઈ રહી શકતો નથી. તે કોઈને એમ કહેતો નથી કે 'તું દુર્બળ છે, તારામાં શક્તિ નથી.' કારણ, આનંદ આગળ કોઈ મુશ્કેલી મુશ્કેલ નથી,–આનંદ એ આનંદરૂપી સંપત્તિને જ એટલી સર્વ ભાવે અને નિબિડ ભાવે દેખે છે કે એ દુષ્પ્રાપ્ય છે એ કહીને તે કોઈને પણ એનાથી વંચિત રાખવા ઇચ્છતો નથી—રસ્તો ગમે એટલો લાંબો અને મુશ્કેલ હોય, આ પરમ લાભ આગળ તેનો કશો હિસાબ નથી.

એથી કરીને જગતમાં આજ સુધી જે કોઈ મહાત્માને આનંદ દ્વારા એની પ્રાપ્તિ થઈ છે, તેમણે અમૃતભંડારનાં દ્વાર બધા માણસો માટે ખોલી દેવાનો પક્ષ કર્યો છે—અને જેઓ માત્ર જ્ઞાન કે માત્ર આચારમા રચ્યાપચ્યા રહે છે તેઓ જ ડગલે ને પગલે ભેદો દ્વારા માણસોના પરસ્પરના મિલનના ઉદાર ક્ષેત્રને બિલકુલ કંટકમય બનાવી મૂકે છે. તેઓ કેવળ નકારવાચક દૃષ્ટિએ જુએ છે, હકારવાચક દૃષ્ટિએ જોતા નથી—એથી તેઓને વિશ્વાસ બેસતો નથી, માણસ ઉપર તેઓને શ્રદ્ધા હોતી નથી અને બ્રહ્મને પણ તેઓ અત્યન્ત શૂન્યતામાં દેશનિકાલ કરી દે છે.

મહર્ષિ દેવેન્દ્રનાથના ચિત્તમાં જ્યારે ધર્મની વ્યાકુળતા પ્રબળ બની ગઈ ત્યારે તેઓ અન્તે નેતિ નેતિથી સંતોષ માની શક્યા નહોતા, એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી, પરંતુ તેમણે તે વ્યાકુળતાના માર્યા સમાજના અને કુટુંબના લાંબા સમયના સંસ્કારમાં ઊતરી આવેલા કોઈ પરિચિત માર્ગે પોતાના વ્યથિત હૃદયને સમર્પી દઈ ગમે તેમ કરીને તેના રુદનને રોકવાનો પ્રયત્ન કર્યો નહોતો એ જ આશ્ચર્યની વાત છે. પોતે કોને મેળવવા ઇચ્છે છે તે બરાબર સમજાયા પહેલાં જ તેમણે તેને જ મેળવવા ઇચ્છ્યું હતુ—જેને જ્ઞાન સદા જાણવા ઇચ્છે છે અને પ્રેમ જેને સદા પામે છે.

એટલા માટે જીવનમાં તેમણે તે બ્રહ્મનો સ્વીકાર કર્યો જેને પરિમિત પદાર્થની પેઠે પામી શકાતું નથી અને શૂન્ય પદાર્થની પેઠે જેને ન–પામી શકાતું નથી—જેને પામવા માટે એક તરફથી જ્ઞાનને તુચ્છ ગણવું પડતું નથી અને બીજી તરફથી પ્રેમને ભૂખે મારવો પડતો નથી—જે વસ્તુવિશેષ દ્વારા નિર્દિષ્ટ નથી તેમ વસ્તુશૂન્યતા દ્વારા અનિર્દિષ્ટ નથી—જેને વિશે ઉપનિષદમાં કહ્યું છે કે, જે એમ કહે છે કે હું તેને જાણું છું તે પણ તેને જાણતો નથી, જે એમ કહે છે કે હું તેને જાણતો નથી તે પણ તેને જાણતો નથી. ટૂંકમાં જેની સાધના એ પરિપૂર્ણ સામંજસ્યની સાધના છે.

જેમણે મહર્ષિનું ચરિત્ર વાંચ્યું છે તેમણે સૌએ જોયું છે કે, જ્યારે તેમનામાં ભગવત્પિપાસા પહેલવહેલી જાગી ઊઠી હતી ત્યારે તેણે તેમના

મનુષ્યત્વની કેવળ એક જ બાજુ પ્રબળ બની જવાને લીધે બીજી બધી બાજુઓ બિલકુલ ખાલી થઈ જાય છે, પછી આપણે ભગવાનની ઉપાસનાને સતત એકમાત્ર અંશમાં અત્યંત ઉગ્ર બનાવી દઈએ છીએ.

ભગવત્પ્રાપ્તિ માટે ખૂબ જ વ્યાકુળ હોવા છતાં આ જાતના સામંજસ્યહીન વૈરાગ્યે કદી મહર્ષિના ચિત્તનો કબજો લીધો નહોતો. તેમણે સંસારનો ત્યાગ નહોતો કર્યો, સંસારના સૂરને ભગવાનની ભક્તિ સાથે મેળવી દીધો હતો. બધાને ઈશ્વરથી ઢંકાયેલું જોવું એ ઉપનિષદ્‌વચન પ્રમાણે તેમણે પોતાના સંસારના વિવિધ સંબંધો અને વિવિધ કાર્યોને ઈશ્વરથી જ વ્યાપ્ત રૂપે જોવાની તપસ્યા કરી હતી. કેવળ પોતાના પરિવારમાં જ નહિ, જનસમાજમાં પણ બ્રહ્મનો અનુભવ કરવાની આડે આવતાં બધાં વિઘ્નો દૂર કરવાનો તેમણે જીવનભર પ્રયત્ન કર્યો હતો. એટલા માટે જ આ શાન્તિનિકેતનના વિશાળ મેદાનમાં હોય કે હિમાલયના એકાન્ત ગિરિશિખર ઉપર હોય, નિર્જન સાધનામાં તેઓ બંધાઈ રહ્યા નહોતા. તેમનું બ્રહ્મ એકલાનું બ્રહ્મ નથી, તેમનું બ્રહ્મ કેવળ જ્ઞાનીનું બ્રહ્મ નથી, કેવળ ભક્તનું બ્રહ્મ પણ નથી, તેમનું બ્રહ્મ નિખિલ વિશ્વનું બ્રહ્મ છે; નિર્જનમાં તેમનું ધ્યાન અને સજનમાં તેમની સેવા; અંતરમાં તેમનું સ્મરણ અને બહાર તેમનું અનુસરણ; જ્ઞાન દ્વારા તેમની તત્ત્વોપલબ્ધિ, હૃદય દ્વારા તેમના પ્રત્યે પ્રેમ, ચરિત્ર દ્વારા તેમના પ્રત્યે નિષ્ઠા અને કર્મ દ્વારા તેમના પ્રત્યે આત્મનિવેદન. આ જે પરિપૂર્ણ સ્વરૂપ બ્રહ્મ, જેની સાથે આપણે સર્વાંગીણ મનુષ્યત્વના પરિપૂર્ણ ઉત્કર્ષ દ્વારા જ યોગ સાધી શકીએ છીએ, તેની સાચી સાધના તેના દ્વારા બધાની સાથે યુક્ત થવામાં અને બધા દ્વારા તેની સાથે યુક્ત થવામાં—દેહ મન હૃદયની સર્વ શક્તિ દ્વારા તેનો અનુભવ કરવામાં અને તેના અનુભવ દ્વારા દેહ મન હૃદયની સર્વ શક્તિને બળવાન બનાવવામાં—અર્થાત્ પરિપૂર્ણ સામંજસ્યનો માર્ગ ગ્રહણ કરવામાં રહેલી છે. મહર્ષિએ પોતાની વ્યાકુળતા દ્વારા એ પરિપૂર્ણતાને જ પામવા ઇચ્છ્યું હતું અને પોતાના જીવન દ્વારા એનો જ નિર્દેશ કર્યો હતો.

બ્રહ્મની ઉપાસના શાને કહેવાય એ વિશે તેમણે કહેલું છે: **तस्मिन् प्रीतिस्तस्य प्रियकार्यसाधनञ्च तदुपासनमेव**—તેમન ઉપર પ્રેમ રાખવો અને તેમનાં પ્રિય કાર્ય કરવાં એ જ એમની ઉપાસના છે. આપણે એટલું

હૃદયને કેવી દુઃસહ વેદનાથી વલોવી નાખ્યું હતું. તેમ છતાં તેઓ જ્યારે બ્રહ્માનંદનો રસાસ્વાદ કરવા લાગ્યા ત્યારે તેથી તેઓ ઉદ્દામ ભાવોન્માદમાં ભાન ભૂલી નહોતા ગયા કારણ, તેમણે જેને જીવનમાં પ્રતિષ્ઠિત કર્યું હતું તે **શાન્તમ્ શિવમ્ અદ્વૈતમ્** હતું—તેનામાં બધી શક્તિ, બધું જ્ઞાન અને બધો પ્રેમ અથાગ પરિપૂર્ણતા પ્રાપ્ત કરીને રહેલાં છે. તેનામાં ચરાચર વિશ્વ શક્તિ અને સૌન્દર્યમંડિત થઈ સદા લહેરાયા કરે છે—એ લહેરો સમુદ્રને છોડીને ચાલી જતી નથી તેમ સમુદ્ર પણ એ લહેરોથી ખળભળી ઊઠતો નથી. તેનામાં અનન્ત શક્તિ છે માટે જ શક્તિનો આવો અટલ સંયમ છે, તેનામાં અનન્ત રસ છે માટે જ રસનું ગાંભીર્ય આવું અમાપ છે.

શક્તિના એ સંયમમાં અને રસના એ ગાંભીર્યમાં મહર્ષિએ પોતાને સદા સ્થિર રાખ્યા હતા, કારણ, તેમની સાધના ભૂમામાં આત્માનો અનુભવ કરવાની હતી. જેઓ આધ્યાત્મિક અસંયમને જ આધ્યાત્મિક શક્તિનું લક્ષણ માને છે, તેઓ આ અવિચલિત શાંતિની અવસ્થાને જ દારિદ્ર માને છે—તેઓ પ્રમત્તતામાં ઊંધે માથે પડવું એને ભક્તિની ચરમ અવસ્થા સમજે છે. પરંતુ જેમણે મહર્ષિને નજીકથી જોયા છે, ખરું જોતાં જેમને તેમનો લગારે પરિચય થયો છે, તેઓ જાણે છે કે તેમનો પ્રબળ સંયમ અને પ્રશાંત ગાંભીર્ય ભક્તિરસના દારિદ્રમાંથી જન્મ્યાં નહોતાં. પ્રાચીન ભારતના તપોવનના ઋષિઓ જેમ તેમના ગુરુ હતા તેમ ઈરાનના સૌંદર્યકુંજનું બુલબુલ હાફિઝ પણ તેમના મિત્ર હતા. તેમના જીવનના આનંદપ્રભાતે ઉપનિષદના શ્લોકો પ્રભાતના પ્રકાશરૂપ હતા અને હાફિઝનાં કાવ્યો પ્રભાતનાં ગીતરૂપ હતાં. હાફિઝનાં કાવ્યોમાં જેમને પોતાના રસોચ્છ્વાસનો પડઘો સંભળાતો હતો તેમણે પોતાના જીવનેશ્વરને કેવા ગાઢ રસવેદનાપૂર્ણ માધુર્યઘન પ્રેમથી અંતરમાં અને બહાર જોયા હતા, તે વિસ્તારથી કહેવાની જરૂર નથી.

ઐકાન્તિક જ્ઞાનની સાધના જેમ વૈરાગ્ય જગાડે છે તેમ ઐકાન્તિક રસની સાધના પણ વૈરાગ્ય જગાડે છે. એ દશામાં આખો વખત રસના નશામાં ચકચૂર બની રહેવાનું મન થાય છે, બીજા બધા પ્રત્યે બિલકુલ અરુચિ પેદા થાય છે, અને કર્મનાં બંધનમાત્ર અસહ્ય લાગે છે. અર્થાત્

મનુષ્યત્વની કેવળ એક જ બાજુ પ્રબળ બની જવાને લીધે બીજી બધી બાજુઓ બિલકુલ ખાલી થઈ જાય છે, પછી આપણે ભગવાનની ઉપાસનાને સતત એકમાત્ર અંશમાં અત્યંત ઉગ્ર બનાવી દઈએ છીએ.

ભગવત્પ્રાપ્તિ માટે ખૂબ જ વ્યાકુળ હોવા છતાં આ જાતના સામંજસ્યહીન વૈરાગ્યે કદી મહર્ષિના ચિત્તનો કબજો લીધો નહોતો. તેમણે સંસારનો ત્યાગ નહોતો કર્યો, સંસારના સૂરને ભગવાનની ભક્તિ સાથે મેળવી દીધો હતો. બધાને ઈશ્વરથી ઢંકાયેલું જોવું એ ઉપનિષદ્‌વચન પ્રમાણે તેમણે પોતાના સંસારના વિવિધ સંબંધો અને વિવિધ કાર્યોને ઈશ્વરથી જ વ્યાપ્ત રૂપે જોવાની તપસ્યા કરી હતી. કેવળ પોતાના પરિવારમાં જ નહિ, જનસમાજમાં પણ બ્રહ્મનો અનુભવ કરવાની આડે આવતાં બધાં વિઘ્નો દૂર કરવાનો તેમણે જીવનભર પ્રયત્ન કર્યો હતો. એટલા માટે જ આ શાન્તિનિકેતનના વિશાળ મેદાનમાં હોય કે હિમાલયના એકાન્ત ગિરિશિખર ઉપર હોય, નિર્જન સાધનામાં તેઓ બંધાઈ રહ્યા નહોતા. તેમનું બ્રહ્મ એકલાનું બ્રહ્મ નથી, તેમનું બ્રહ્મ કેવળ જ્ઞાનીનું બ્રહ્મ નથી, કેવળ ભક્તનું બ્રહ્મ પણ નથી, તેમનું બ્રહ્મ નિખિલ વિશ્વનું બ્રહ્મ છે; નિર્જનમાં તેમનું ધ્યાન અને સજનમાં તેમની સેવા; અંતરમાં તેમનું સ્મરણ અને બહાર તેમનું અનુસરણ; જ્ઞાન દ્વારા તેમની તત્ત્વોપલબ્ધિ, હૃદય દ્વારા તેમના પ્રત્યે પ્રેમ, ચરિત્ર દ્વારા તેમના પ્રત્યે નિષ્ઠા અને કર્મ દ્વારા તેમના પ્રત્યે આત્મનિવેદન. આ જે પરિપૂર્ણ સ્વરૂપ બ્રહ્મ, જેની સાથે આપણે સર્વાંગીણ મનુષ્યત્વના પરિપૂર્ણ ઉત્કર્ષ દ્વારા જ યોગ સાધી શકીએ છીએ, તેની સાચી સાધના તેના દ્વારા બધાની સાથે યુક્ત થવામાં અને બધા દ્વારા તેની સાથે યુક્ત થવામાં—દેહ મન હૃદયની સર્વ શક્તિ દ્વારા તેનો અનુભવ કરવામાં અને તેના અનુભવ દ્વારા દેહ મન હૃદયની સર્વ શક્તિને બળવાન બનાવવામાં—અર્થાત્ પરિપૂર્ણ સામંજસ્યનો માર્ગ ગ્રહણ કરવામાં રહેલી છે. મહર્ષિએ પોતાની વ્યાકુળતા દ્વારા એ પરિપૂર્ણતાને જ પામવા ઇચ્છ્યું હતું અને પોતાના જીવન દ્વારા એનો જ નિર્દેશ કર્યો હતો.

બ્રહ્મની ઉપાસના શાને કહેવાય એ વિશે તેમણે કહેલું છે: **तस्मिन् प्रीतिस्तस्य प्रियकार्यसाधनञ्च तदुपासनमेव**—તેમના ઉપર પ્રેમ રાખવો અને તેમનાં પ્રિય કાર્ય કરવાં એ જ એમની ઉપાસના છે. આપણે એટલું

યાદ રાખવું જોઈશે કે આપણા દેશમાં આ પહેલાં ઈશ્વર પ્રત્યે પ્રેમ અને તેમનું પ્રિય કાર્ય કરવું, એ બે વચ્ચે વિચ્છેદ પડી ગયો હતો. કંઈ નહિ તોયે પ્રિય કાર્યનો અર્થ આપણે તદ્દન સંકુચિત કરી નાખ્યો હતો; વ્યક્તિગત પવિત્રતા અને કેટલાક આચારોનું પાલન એને જ આપણે ઈશ્વરનું પ્રિય કાર્ય નક્કી કરી મૂકયું હતું. કર્મ જ્યાં દુઃસાધ્ય હોય, કઠોર હોય, કર્મમાં જ્યાં ખરેખર વીર્યની જરૂર હોય, જ્યાં મુસ્કેલીઓની સામે યુદ્ધ કરવાનું હોય, જ્યાં અમંગલનાં કાંટાઝાંખરાંને લોહીની ગળતા હાથે મૂળમાંથી ઉખેડી નાખવાનાં હોય, જ્યાં અપમાન, નિન્દા, રંજાડ સહી લઈને જૂની રૈવોની સ્થૂળ જડતાને મહામહેનતે ભેદીને જનસમાજમાં કલ્યાણની પ્રતિષ્ઠા કરવાની હોય, ત્યાં આપણે દેવતાની ઉપાસનાને સ્વીકારી નહોતી. દુર્બળતાને કારણે જ એ પૂર્ણ ઉપાસનામાં આપણી અનાસ્થા હતી. અને અનાસ્થા હતી તેથી જ આપણી દુર્બળતા આજ સુધી સતત વધતી જ આવી છે. ભગવાન પ્રત્યેનો પ્રેમ અને તેમનાં પ્રિય કાર્ય કરવા વચ્ચે આપણા ચારિત્ર્યની મજ્જાગત દુર્બળતાએ જે વિચ્છેદ ઊભો કર્યો હતો, તે વિચ્છેદ મિટાવી દેવાને માટે એક દિવસ મહર્ષિ એકલા ઊભા હતા—તે વખતે તેમના માથા ઊપર આર્થિક વિપ્લવનું પ્રબળ વાવાઝોડું વાતું હતું, અને ચોમેર છિન્નભિન્ન પરિવાર અને વિરોધી સમાજના બધી જાતના આઘાતો આવી આવીને પડતા હતા, તેની વચમાં અવિચળ શક્તિપૂર્વક એકલા ઊભા રહીને તેમણે પોતાની વાણી અને વ્યવહારમાં એ મંત્રની ઘોષણા કરી હતી કે—तस्मिन् प्रीतिस्तस्य प्रियकार्यसाधनञ्च तदुपासनमेव ભારતવર્ષે પોતાના દુર્ગતિદુર્ગના જે બંધ બારણે સૈકાના સૈકા વિતાવ્યા છે—પોતાના ધર્મને, સમાજને આચારવ્યવહારને કેવળ પોતાના કૃત્રિમ વાડામાં પૂરી રાખીને એ બેસી રહ્યો છે, તે બારણાં બહારની દુનિયાના પ્રબળ આઘાતથી ભાંગી ગયાં છે: આજે આપણે બધા આગળ ખુલ્લા પડી ગયા છીએ, બધાની સાથે આજે આપણને જાતજાતના સંબંધમાં આવવું પડ્યું છે. આજે જ્યાં જ્યાં આપણામાં ચરિત્રની દીનતા, જ્ઞાનની સંકુચિતતા અને હૃદયનો સંકોચ છે, જ્યાં જ્યાં તર્કહીન આચાર દ્વારા આપણી શક્તિનો ઉપયોગ કરવાનો માર્ગ ડગલે ને પગલે રૂંધાઈ ગયો છે, જ્યાં જ્યાં લોક-વ્યવહારમાં અને દેવતાની ઉપાસનામાં માણસ માણસ વચ્ચે દુર્ભેદ્ય દીવાલો આપણને સેંકડો ટુકડાઓમાં વહેંચી રહી છે, ત્યાં ત્યાં આપણે આઘાત

ઉપર આઘાત અને લજ્જા ઉપર લજ્જા પામવાં પડે છે, – ત્યાં ત્યાં અકૃતાર્થતા વારંવાર આપણા પ્રયત્નોને ધૂળ ભેગા મેળવી દે છે અને ત્યાં ત્યાં પ્રબળ વેગે ધસતા માનવપ્રવાહની તાણ આપણે સહી ન શકવાથી આપણે મૂર્ચ્છા પામીને પડીએ છીએ–આવા સમયમાં જ જે બધા મહાપુરુષો આપણા દેશમાં મંગલની જયપતાકા ઉપાડીને પ્રગટ થશે તેમણે જીવનની સાધના અને સિદ્ધિમાં સત્યનું તે બૃહત્ સામંજસ્ય ઉજ્જ્વળ રાખવાનું વ્રત લેવું પડશે જેથી અહીંના જનસમાજની પેલી જીવલેણ અલગતા દૂર થાય, જે આ દેશમાં અંતરની સાથે બહારનો, આચારની સાથે ધર્મનો, જ્ઞાનની સાથે ભક્તિનો, વિચારશક્તિની સાથે વિશ્વાસનો, માણસની સાથે માણસનો વિચ્છેદ પ્રબળ ઊભો કરી આપણા મનુષ્યત્વને જીર્ણશીર્ણ કરી નાખે છે.

ધનવાન કુટુંબની મબલક વિલાસસામગ્રી વચ્ચે જન્મ્યા છતાં અને આચારનિષ્ઠ સમાજની કુલ પરંપરાગત પ્રથાથી વીંટળાયેલા હોવા છતાં મહર્ષિ પોતાના વિચ્છેદશીલ અંતરમાં આ સામંજસ્ય–અમૃતને માટે વ્યાકુળ બની ગયા હતા; પોતાના જીવનમાં હમેશાં બધા લાભાલાભ અને બધાં સુખ દુઃખ વચ્ચે એ સામંજસ્યની સાધનાને વર્યા હતા અને બહાર સમાજમાં બધા બાધા વિરોધો વચ્ચે **શાન્તં શિવમદ્વૈતમ્** એ સામંજસ્યના મંત્રનો તેમણે મુક્ત કંઠે પ્રચાર કર્યો હતો. તેમના જીવનના અંત સુધી એવું જોવામાં આવ્યું છે કે તેમનું ચિત્ત કોઈ પણ બાબતમાં નિશ્ચેષ્ટ નહોતું–ઘરમાં કે બહાર, શયનમાં કે આસનમાં, આહારમા કે વ્યવહારમાં, આચારમાં કે અનુષ્ઠાનમાં, કશાયમા તેમણે લેશમાત્ર શિથિલતા કે બેધ્યાનપણું બતાવ્યાં નથી શું ઘરકાર્યમાં કે શું આર્થિક બાબતોમા, શું સામાજિક બાબતોમાં કે શું ધાર્મિક અનુષ્ઠાનમાં, સુનિયમિત વ્યવસ્થામાંસ્ખલન થાય એ તેઓ કોઈ પણ કારણે લેશમાત્ર ચલાવી લેતા નહિ: આખી વસ્તુને તેઓ ધ્યાનમાં સમગ્ર ભાવે જોતા અને બિલકુલ સર્વાંગીણ ભાવે પાર ઉતારતા –નાનાથી માંડીને મોટા સુધી જેની જેની સાથે તેમને સંબંધ હતો, તેના કોઈપણ અંશમાં તેઓ નિયમનો વ્યભિચાર અથવા સૌન્દર્યની વિકૃતિ સહન કરી શકતા નહિ. ભાષામાં ભાવમાં કે વ્યવહારમાં લગારે પ્રમાણ ચુકાય કે તરત તેમને આઘાત લાગતો. તેમનામાં જે દૃષ્ટિ, જે ઇચ્છા અને જે આધ્યાત્મિક શક્તિ હતી તે નાના મોટા અને અંદરના કે બહારના બધાને

જ છોડની નહિ, બધાને જ ભાવમાં મેળવી દઇને, નિયમમાં બાંધી દઇને કાર્યમાં પરિણત કરતા ત્યારે જ તેમને જંપ વળતો. તેમના જીવનના અંત સુધી જોવામાં આવ્યું છે કે તેમની બ્રહ્મસાધનાએ પ્રાકૃતિક કે માનવિક કોઇ પણ બાબતની ઉપેક્ષા કરી નહોતી–બધી જ બાબતમાં તેમની ઉત્સુકતા એવી ને એવી હતી. નાનપણમાં હું જ્યારે એકવાર તેમની સાથે ડેલહાઉસી પર્વત ઉપર ગયો હતો, ત્યારે મેં જોયું હતું કે એક તરફથી જેમ તેઓ અંધારી રાતે બિછાનું છોડીને પહાડી મકાનના વરંડામાં એકલા ઉપાસનાના આસન ઉપર બેસતા, ક્ષણે ક્ષણે ઉપનિષદ અને હાફેઝના ગીતો ગાઈ ઊઠતા, દિવસ દરમ્યાન અવારનવાર ધ્યાનમાં નિમગ્ન થઈ જતા, સંધ્યા સમયે મારા બાલકંઠનું ભજન સાંભળતા–તે જ પ્રમાણે વળી જ્ઞાન–આલોચનાને મદદ રૂપ તેમની પાસે પ્રોક્ટરના ત્રણ ખગોળ વિષયક ગ્રંથો, કાન્ટનું દર્શન અને ગિબનનો રોમનો ઇતિહાસ પણ હતો–તે ઉપરાંત આ દેશનાં અને ઇંગ્લંડનાં સામાહિક અને માસિક પત્રોમાંથી તેઓ જ્ઞાન અને કર્મના ક્ષેત્રમાં આખા દુનિયામાં માણસની જે કાંઇ પ્રગતિ થતી હતી તે બધાનું તેઓ મનમાં મનમાં નિરીક્ષણ કરતા. તેમના ચિત્તના આ સર્વ વ્યાપી સામંજસ્ય–ભાને તેમને પોતાના સંસાર વ્યવહારમાં અને ધર્મ કાર્યોમાં બધા પ્રકારના મર્યાદાલંઘનથી સદા બચાવી લીધા હતા;–ગુરુવાદ અને અવતારવાદની ઉચ્છૃંખલતામાંથી તેમને રોકયા છે, અને આ સામંજસ્ય–ભાને જ તેમના ચિરંતન સાથી બનીને તેમને નર્યા દ્વૈતવાદમાં ભૂલા પડવા અથવા નર્યા અદ્વૈતવાદના ધુમ્મસમાં ખોવાઇ જવા દીધા નથી. આ મર્યાદાલંઘનની બીક તેમના મનમાં આખો વખત કેવી જાગી હતી, તેનું એક દૃષ્ટાંત આપી હું પુરૂં કરીશ. તે વખતે તેઓ માંદા હતા અને પાર્કસ્ટ્રીટમાં રહેતા હતા–એક દિવસ બપોરે અમારા જોડા સાંકોના ઘેરથી તેમણે મને પાર્કસ્ટ્રીટમાં બોલાવી મંગાવીને કહ્યું, "જો, મારા મૃત્યુ પછી મારી ચિતાભસ્મ ઉપર શાન્તિનિકેતનમાં સમાધિ રચવાની એક સૂચના મારા સાંભળવામાં આવી છે; પરંતુ તને હું ખાસ કહી જાઉં છું કે કદી પણ ત્યાં મારી સમાધિ રચવા દઇશ નહિ."–હું બરાબર સમજી ગયો કે શાન્તિનિકેતન આશ્રમની જે ધ્યાનમૂર્તિ તેમના મનમાં વિરાજતી હતી, તેમાં તેઓ જે શાન્ત શિવ અદ્વૈતના આવિર્ભાવને પરિપૂર્ણ આનંદ રૂપે જોતા હતા–તેમાં તેમનું પોતાનું કોઈ

સ્મરણચિહ્ન આશ્રમદેવતાની મર્યાદાનું કોઈ દિવસ પણ રખેને લગારે લંઘન કરે એ આશંકાએ જ તે દિવસે બપોરે તેમને જંપ વળવા દીધો નહોતો.

એ સાધક જે અસીમ શાન્તિને આશ્રયે પોતાની પ્રશાન્ત ગંભીરતામાં શાન્ત સમુદ્રની પેઠે મરણક્ષણ સુધી પ્રતિષ્ઠિત હતા, તે શાન્તિ તમે જ છો. હે શાન્ત, હે શિવ! ભકતના જીવનમાંથી તારું તે શાન્ત સ્વરૂપ ઉજ્જવળ ભાવે અમારા જીવનમાં આજે પ્રતિફલિત થાઓ. તારી તે શાન્તિ ઉપર જ સકલ વિશ્વની પ્રતિષ્ઠા થયેલી છે, તે જ બધાં બળનો આધાર છે. અસંખ્ય બહુધા શકિત તારીએ નિરતબ્ધ શાંતિમાંથી ઉભરાઈને અસીમ આકાશમાં અનાદિ અનંત કાલમાં વિકીર્ણ પ્રકીર્ણ થતી રહે છે, અને એ અસંખ્ય બહુધા શકિત સીમાહીન દેશકાળમાં થઈને તારી આ નિરતબ્ધ શાન્તિમાં આવી નિઃશબ્દપણે પ્રવેશ પામે છે. સકળ શકિત સકળ કર્મ અને સકળ પ્રકાશના આધારરૂપ તારી એ પ્રબળ વિપુલ શાન્તિ અમારા આ નાનાવિધ ક્ષુદ્રતાથી અસ્વસ્થ, વિરોધોથી વિચ્છન્ન, ભયોથી વ્યાકુળ દેશ ઉપર નવા નવા ભકતોની વાણી અને સાધકોના જીવનમાં થઈને પ્રત્યક્ષરૂપે ઊતરી આવો. ખેડૂત જ્યાં આળસુ અને દૂબળો હોય છે, જ્યાં તે પોતાના પૂરા ઉદ્યમથી ખેતર ખેડતો નથી હોતો, ત્યાંજ અનાજને બદલે નીંદામણથી જોતજોતામાં આખું ખેતર ભરાઈ જાય છે–ત્યાં વાડ સારી રહેતી નથી, પાળ ભાંગી જાય છે, ત્યાં જ દેવાનો ભાર ઉત્તરોઉત્તર વધતો જઇ પાયમાલીનો દિવસ ઝપાટાભેર પાસે આવતો જાય છે. અમારા દેશમાં પણ એ જ રીતે દુર્બળતાનાં બધાં લક્ષણો ધર્મસાધનામાં અને કર્મસાધનામાં સ્પષ્ટ થઇ ગયાં છે–ઉચ્છૃંખલ કલ્પનાશીલતા અને યુકિતવિચારહીન આચાર દ્વારા આપણાં જ્ઞાન અને કર્મનાં ક્ષેત્ર, આપણા મંગલનો માર્ગ, બધે જ બાધાગ્રસ્ત બની ગયો છે; બધી જાતની વિચિત્ર અમૂલક, અસંગત માન્યતાઓ બહુ સહેલાઇથી આપણા ચિત્તને વળગી જાય છે;પોતાની દુર્બળ બુદ્ધિ અને દુર્બળ પ્રયાસને કારણે આપણે પોતે જેમ ઘરમાં અને બધા પ્રકારનાં કાર્યોમાં અને સંસ્થાઓમાં ડગલે ને પગલે નિયમભંગ અને અવ્યવસ્થાનું બીભત્સ દશ્ય ખડું કરીએ છીએ તે જ પ્રમાણે તારા આ વિશાળ વિશ્વ વ્યાપારમાં પણ અમે બધે જ નિયમહીન વિચિત્ર

સ્વૈરાચારની જ કલ્પના કરી લઈએ છીએ,—અસંભવિત ભયો ઊભા કરીએ છીએ,—એથી જ કોઈ પણ પ્રકારના વહેમ માની લેવામાં અમને કશી અડચણ નથી,—તારા ચરિત્રમાં અને અનુશાસનમાં અમે ઉન્મત્તમાં ઉન્મત્ત બુદ્ધિભ્રષ્ટતાનું આરોપણ કરતાં અમે અચકાતા સુદ્ધાં નથી અને અમારા બધી જાતના લાંબા સમયથી ચાલતા આવેલા આચાર–વિચારમાં મૂઢતાની એવી કોઈ હદ નથી જેમાંથી કોઈ યુક્તિ તર્ક કોઈ શુભબુદ્ધિ વડે અમને રોકી શકે. આથી અમારી દુર્ગતિની ભયભરી લાંબી અમાસની રાત્રિમાં દુઃખ દરિદ્ર અને અપમાનમાં થઈને માર્ગ ભૂલીને અમે સતત અંધાપાની આસપાસ ફર્યા કરીએ છીએ. હે શાન્ત, હે મંગલ, આજે અમારા પૂર્વાકાશમાં તારી અરુણની લાલીએ દેખા દીધી છે, પ્રકાશ થાય તે પહેલાં જ એક બે ભક્ત વિહંગો જાગીને સુનિશ્ચિત પંચમ સ્વરે આનંદ વાર્તા પ્રગટ કરી રહ્યા છે, આજે અમે દેશના નવજાગરણને બ્રાહ્મમુહૂર્તે મંગલ પરિણામ પ્રત્યે દૃઢ વિશ્વાસ માથે ચડાવીને તારા જ્યોતિર્મય કલ્યાણ સૂર્યના અભ્યુદય તરફ નવા ઉત્સાહથી અને નવી આશાથી તને આનંદમય અભિવાદનના નમસ્કાર કરીએ છીએ.

# અહિંસાની પરિણતિ

## સમન્વય અને સત્યાગ્રહ

કાકાસાહેબ કાલેલકર

અહિંસાનો પ્રારંભ કેમ થયો તે આપણે જાણતા નથી. અહિંસા એટલે સ્નેહ, અને આત્મીયતા એટલું તો સ્પષ્ટ છે. પણ એનો પ્રારંભ થયો જીવદયાથી.

માણસ પાસે શકિત છે, બુદ્ધિ છે. માણસ શસ્ત્રો તૈયાર કરી શક્યો અને નાનાં, મોટાં અસંખ્ય પ્રાણીઓને એણે મારવાનું શરૂ કર્યું. પ્રાણીહત્યાનો પ્રારંભ આત્મરક્ષા માટે થયો હશે, અને તે યથાયોગ્ય ગણાયો ત્યાર પછી માણસે પ્રાણીહત્યા શરૂ કરી આહાર માટે. બધાં જ પ્રાણીઓ આહાર માટે જીવહત્યા કરે છે. વાંદરા જેવાં પ્રાણીઓ વનસ્પતિ ખાઈને જીવતાં હોવાથી તેમને આહાર માટે પ્રાણીહત્યા કરવાનું ન સૂઝયું પણ વાંદરાનાં વંશજો, માણસો પ્રગતિશીલ રહ્યાં. તેમણે જોયું, પશુ અને પક્ષી પ્રાણીહત્યા કરે જ છે. આગળ જતાં જળચરોમાં પણ એ જ નિયમ દેખાયો. મોટાં માછલાં નાનાં માછલાંને ખાય છે. માણસે પક્ષપાતરહિત પશુ–પક્ષી અને માછલાં ત્રણેને ખાવાનું વિચાર્યું. અને જળચર, ભૂચર અને ખેચર ત્રિવિધ પ્રાણીઓની હત્યા શરૂ કરી. (અને કેટલાંક માણસો તો માણસને મારીને પણ ખાવા લાગ્યા.) એમણે સિદ્ધાંત બાંધ્યો **'જીવો જીવસ્ય જીવનમ્'** જીવ લઈને જ જીવી શકે છે.

પણ આ સાર્વભૌમ હત્યા સામે જીવદયા પોકારી ઊઠી. એણે પ્રથમ મનુષ્યમાંસનો નિષેધ કર્યો. નરમાસ ભક્ષકોને 'ક્રવ્યાદ' કહીને એમને રાક્ષસની કોટીમાં મૂકયા.

ત્યાર પછી જીવદયાનું ધ્યાન ગયું ગાય, બળદ, ઘોડા આદિ ઉપયોગી જાનવરો તરફ. જે જાનવરો દૂધ દે છે, ખેતીમાં કામ આપે છે, વાહન ખેંચે છે અથવા સવારીમા કામ આવે છે એમને બચાવવાનું માણસને સૂઝ્યું. વાંદરા તો માણસ જેવા જ દેખાય છે. માણસ જેવી લાગણીઓ પણ બતાવે છે એટલે એમની પણ હત્યા બંધ થઈ. દયાભાવે દલીલ કરી કે રામના સૈનિકો, હનુમાનનાં અનુયાયીઓ, અને સીતાને બચાવવા માટે સેતુ બાંધી આપનાર વાંદરાઓને મરાય જ કેમ ? વાંદરાઓ શાકાહારી છે એ પણ દલીલ એમના બચાવમા વાપરી શકાય. જો કે માંસાહારી પશુ–પક્ષીઓને ખાતાં માણસ અચકાય છે. ઘેટા–બકરાં, હરણ જેવાં શાકાહારી જાનવરોને જ ખાઇ જવાનું માણસે પસંદ કર્યું છે.

આહાર માટે પ્રાણીઓને મારવાનું કામ માણમે છોડયું. (અર્થાત્ થોડા લોકોએ) એ અહિંસાનું એક મોટું પગથિયું હતું. પ્રથમ ગાયને અઘ્ન્યા કહીને બચાવી. પછી ધીમે ધીમે તમામ પશુ–પક્ષીઓને ન મારવાનું નક્કી કર્યું. અને સૌથી છેલ્લે માછલાંને પણ અભયદાન મળ્યું.

આવા નિરામિષાહારી લોકો અગર કોઈ છે તો તે ભારતમાં જ દેખાય છે. યુરોપ, અમેરિકા આદિ પરદેશોમાં બધે માંસાહાર જ ચાલે છે. આખી માણસજાત હજી માંસાહારી છે એમ જ કહેવું પડે છે માંસ ન ખાનારા Vegetarian ભારત બહારની દુનિયામાં એટલા ઓછા છે કે માણસજાતનો વિચાર કરતાં એમની સંખ્યા ગણતરીમાં કોઇ લેતું નથી.

એક જણે સાચું કહ્યું છે કે, ભારતમાં માંસ ખાનારાની સંખ્યા ન ખાનારાની કરતાં વધારે છે. ન ખાનારાઓમાં એક એવો પણ વર્ગ છે જેને માંસ મળતું નથી માટે નથી ખાતો. મળે ત્યારે ખાય જ છે અથવા વાર તહેવારે જ ખાય છે.

જીવદયાને કારણે પ્રાણીઓને ન મારનારા લોકોમાં જૈનો, વૈષ્ણવો, નામધારી શીખો, મહાનુભાવ સંપ્રદાયના લોકો અને અઘોરી સંપ્રદાયના લોકો પણ ગણાય. અમુક અમુક પ્રદેશોમાં બ્રાહ્મણો અને કેટલાક વાણિયાઓ માંસ નથી ખાતા. કેટલાંક માંસ ન ખાય પણ માછલાં ખાય એ સ્થિતિ છે આપણા દેશની.

અને છતાં જીવદયાવાળા નિરામિષભોજી આ લોકોને અહિંસાને નામે યુદ્ધ ટાળવાનું સૂઝયું નહિ. જૈન રાજાઓ ફોજ રાખતા. બ્રાહ્મણ રાજાઓ પરશુરામની પેઠે પ્રાચીનકાળથી આજ સુધી લડાઇમાં ભાગ લે છે જ.

'આ યુદ્ધમાં શસ્ત્ર ધારણ ન કરું' એમ પીઠ ઉંમરે કહેનારા એકલા શ્રીકૃષ્ણ જ નીકળ્યા. આત્મરક્ષા માટે પણ શસ્ત્રયુદ્ધમાં ભાગ ન લેવાય એ અહિંસાવૃત્તિ પરદેશનાં પેસીફિસ્ટ લોકોએ કેળવી, ભારતમાં એનો પ્રચાર કર્યો મહાત્મા ગાંધીએ. જેનો ઇતિહાસ અને એનું ભાવિ કેવું છે એ આપણે આજના ભારતવાસીઓ જાણીએ જ છીએ. એટલે જ હિંદુ શબ્દની નિરુક્તિ યથાર્થ છે—એને હિંદુ ગણાય જે, હિંસા ન કરે એમ નથી પણ હિંસા કરતા એનું દિલ દુભાય છેઃ—

हिंसया दूयते चित्तम्
यस्या सौ हिंदूरीरितः ।

આ છે આજની અહિંસાની ભૂમિકા. એમાં ફક્ત મારવા અને ખાવાની જ વાત વિચારાય છે. અમુક જૈનીઓએ જીવ કયાં કયાં છે એની પોતાના જમાનાની વૈજ્ઞાનિક શોધખોળ ચલાવી. બટાટાં રીંગણાં જેવા બહુબીજ વનસ્પતિઓનો આહાર છોડી દીધો. એ વરણાગીપણું પણ નોંધવા જેવું છે. પણ હવે આપણે મારવા ખાવા ઉપરાંતની વ્યાપક અહિંસાનો વિચાર કરવો જોઇએ. જેનું ચિંતન હવે થોડું કરીશું.

* * *

હિંસા એટલે દ્રોહ. મારે જીવવું છે અને ફાવવું છે એટલા માટે બીજાના જીવવા-ફાવવાના અધિકાર ઉપર તરાપ મારવી તે છે દ્રોહ અને હિંસા. પોતાના જીવવાફાવવા માટે બીજાના એવા જ હક ઉપર તરાપ

મારવી એ ગમે તેટલું સ્વાભાવિક, પ્રાકૃતિક કે કુદરતી હોય તોયે તેમાં અન્યાય છે એ જાતની ધર્મબુદ્ધિ માણસમાં ઊગી એને આપણે કહીએ છીએ અહિંસા અથવા અદ્રોહ. એનું અહિંસા અદ્રોહનું પૂર્ણ સ્વરૂપ કહે છે કે બીજાના જીવવા ફાવવાના અધિકારનો સ્વીકાર કરતાં અને પોતાને જીવવા ફાવવાની જેટલી તક રહેશે તેટલી જ હું વાપરીશ. બીજાને જીવાડીને હું જીવું, બીજાને ફવડાવીને હું ફાવું. એને માટે હું મારી બધી શરીરશકિત, બુદ્ધિ–યુકિત, કુનેહ–કળા અને સંગઠન–શકિત વાપરીશ અને છેલ્લે જ્યારે જરૂર જ જણાય ત્યારે હું સ્વાર્થત્યાગ કરીશ. પોતાના પ્રાણ અર્પણ કરવા સુધી સ્વાર્થત્યાગ અને સ્વાસ્ત્યાગ એ છે અહિંસાની પૂર્ણતા અથવા પરિણુતિ. એનો હવે થોડો વિચાર કરવાનો છે.

**जीवो जीवस्य जीवनम्** જીવવું હોય તો સ્થૂળ અથવા સૂક્ષ્મ જીવહત્યા કર્યા વગર છૂટકો નથી. એ પ્રકૃતિની પરિસ્થિતિ આપણે જાણી લીધી, નોંધી લીધી પણ એની સાથે સંકલ્પ કર્યો કે આ પરિસ્થિતિમાંથી બને તેટલા ઊગરી જવું એમાં જ જીવનની કૃતાર્થતા છે. હિંસા બનતાં સુધી ઓછી કરતા જવું–ટાળતા જવું એમાં જ જીવનની સિદ્ધિ છે. એ વસ્તુનો સ્વીકાર કરવો એને આપણે કહીએ છીએ અહિંસાધર્મ.

જીવવા માટે આપણે ખાઈએ છીએ, આહાર કરીએ એ ખરું, પણ એને માટે આહાર મેળવવો પડે છે. એને કહે છે આજીવિકા. શિકાર અને માછીમારીથી માંડીને ખેતી સુધી અને લૂંટફાટથી માંડીને યુદ્ધ સુધી અને એથીયે વિશેષ ઉદ્યોગ–હુનરથી માંડીને વેપાર ઉદ્યમ સુધી બધી પ્રવૃત્તિઓ આજીવિકામાં આવી જાય છે.

આ ઉપરાંત અહિંસાની દૃષ્ટિએ સેવા, સહયોગ, જ્ઞાનદાન ઈત્યાદિ જે પ્રવૃત્તિઓ અંકાયેલી છે તેનો પણ ઉપયોગ આપણે આજીવિકા મેળવવા માટે કરીએ છીએ.

વ્યાપક અર્થની આ આજીવિકા માટે સંઘર્ષ, હરીફાઈ, હુંસાતૂંસી અને અહંશ્રેયસી ચાલે છે. આ બધું ટાળીને હરીફાઈને બદલે સહયોગ, સંઘર્ષને બદલે સમુચ્ચય અને સમન્વય. અને અહંશ્રેયસીને બદલે આત્મ-વિલોપન. એ બધું અહિંસામાં આવી જાય છે. એનું જ આપણે વિસ્તાર-પૂર્વક અને ઊંડાણમાં ઊતરીને ચિંતન કરવાનું છે.

જ્યાં જીવન છે ત્યાં ડગલે ને પગલે અથડામણ ઊભી થવાની જ. ચકમક અને લોઢાના સંઘર્ષમાંથી જેમ ચિનગારી ઝરે છે તેમ અથડામણમાંથી સંઘર્ષ અને હિંસા પેદા થાય છે. જ્યાં આત્મીયતા છે, સમજ છે, ભલાઇ છે ત્યાં માણસ અથડામણ ટાળવા માંડવાળ કરે છે. માંડવાળ ઘણીવાર લાચારીથી કરવામાં આવે છે. કોકવાર ઉદારતાથી, અને કોકવાર દીર્ઘદષ્ટિના સ્વાર્થથી પણ માંડવાળ કરવામાં આવે છે.

આ ઉપરાંત જીવન વિજ્ઞાનની દષ્ટિએ પણ સંઘર્ષ ટાળીને સહયોગ કરવાનો રસ્તો નીકળે છે, જેને કહે છે સમન્વય. સમન્વય એ અહિંસાનો સર્વોત્કૃષ્ટ સાક્ષાત્કાર છે. જ્યાં જ્યાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે ત્યાં ત્યાં જો બંને પક્ષ, બધા પક્ષ સમજુ હોય, ન્યાયપ્રેમી–ન્યાયકારી હોય, બધા પ્રત્યે જો આત્મીયતા કેળવવા જેટલા ઉદાર અને હૈયાવાળા હોય તો એમને સમન્વય સૂઝવાનો જ, અથવા કોઇ સુઝાડે તો પ્રસન્નપણે પસંદ થવાનો જ. યુદ્ધ ટાળવા માટે આપણે જે વિષ્ટીઓ ચલાવીએ છીએ એ મોટે ભાગે અને શુદ્ધરૂપમાં સમન્વયની પ્રવૃત્તિ જ હોય છે.

અહિંસામાં માનનાર લોકોએ આજસુધી જીવદયાનું ચિંતન ઘણું કર્યું. હવે અહિંસાના ઉપાસકોએ તેમજ યુદ્ધ વિરોધી શાંતિના ઉપાસકોએ સમન્વયનું ચિંતન અને ખેડાણ કરવું જોઇએ. અહિંસા માટેની આપણા યુગની આ પ્રધાન સાધના હશે.

કોઇની અસહ્ય આડાઇને કારણે અહિંસા–પ્રેરિત જીવનપરાયણ સમન્વય જ્યારે અશક્ય બને છે ત્યારે સમન્વયનું અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવા માટે 'અહિંસક સંઘર્ષ'નો રસ્તો ગાંધીજીએ શોધી કાઢયો. અને એને નામ આપ્યું સત્યાગ્રહ. સત્યાગ્રહ ખરેખર આ યુગની ભારેમાં ભારે આધ્યાત્મિક શોધ છે. સમન્વય માટે જ એ છે. 'જે પક્ષ સમન્વયમાં માને છે એને જ સત્યાગ્રહ કરવાનો અધિકાર છે' એ સિદ્ધાંત સમજવાનો અને ચલાવવાનો જમાનો આવી ગયો છે.

---

# પરિવર્તનનો પ્રેમ

સુન્દરમ્

रिवर्तिनि संसारे … …

…સાર તો પરિવર્તન પામ્યા જ કરે છે. અને આપણને પણ પરિવર્તન ગમે જ છે.

નવાં નવાં કપડાં, નવી નવી વસ્તુઓ, નવા નવા વિચારો, નવી નવી લાગણીઓ: કેટલું બધું સારું લાગે છે.

અને છતાં વસ્તુઓ બદલાય છે તે ગમતું નથી. 'તમે તો બદલાઈ ગયા' 'ફરી ગયા' આવા ઉદ્ગારો સામા માટે આપણે કેટલી બધી વાર કાઢવા પડે છે?

કેટલીક વસ્તુઓ એવી છે કે જે સદાયે એવી ને એવી રહે એમ આપણે ઈચ્છીએ છીએ, ઝંખીએ છીએ, માગીએ છીએ. પ્રથમ વાર પ્રેમ થાય છે, મૈત્રી થાય છે ત્યારે એમ જ થાય છે કે એ સદા કાળ આમ જ રહો. 'મારી અખંડ રહો માઝમ રાત' આ પ્રેમીઓનું પરમ સૂત્ર છે.

પણ માંદા પડીએ છીએ ત્યારે આપણું સૂત્ર બીજું હોય છે. દાક્તર સાહેબ, આ પીડા વહેલામાં વહેલી મટાડી દો … બદલી નાખો, પલટી નાખો, શરીરના જે ભાગમાં આ ગરબડ થઈ રહી છે તે જલદીમાં જલદી હઠાવી દો. આ ઝગડો થયો છે, વહેલામાં વહેલો, ટૂંકામાં ટૂંકી રીતે પતાવી દો.

જગતનું મહાનમાં મહાન યુદ્ધ, કૌરવ પાંડવોનું માત્ર અઢાર દિવસમાં જ ઊકલી ગયું, અઢાર અક્ષૌહિણી સેનાઓની આટલા દિવસમાં સફાઈ થઈ ગઈ, એ વિચારતાં રાહત અનુભવાય છે. કેમ કે ઝગડાઓ, વેરઝેર તો પેઢી દર પેઢી ચાલતાં રહે છે, ઇતિહાસમાં સો સો વરસ ચાલેલા યુદ્ધ નોંધાયાં છે. ભવિષ્યનું અણુયુદ્ધ કદાચ થોડા કલાકોમાં જ, થોડી ક્ષણોમાં જ પતી જાય તેવું બને. એમાં કોણ મરશે ને કોણ બચશે એ સવાલ બીજો છે, પણ લડાઈ જેવી અણગમતી ચીજ વિશ્વવ્યાપી પાયા ઉપર માણસ થોડી જ ક્ષણોમાં ઉકેલી નાખે એ તેની નાનીસૂની પ્રગતિ નહિ કહેવાય.

આમ માણસ આગળ બે મૂંઝવણો છે. એને જે વસ્તુઓ શાશ્વત માટે જોઈએ છે તે તે રીતે મળતી નથી, જે વસ્તુઓનો તે જલદીમાં જલદી નિકાલ માગે છે તે પણ તે રીતે બનતો નથી.

માણસને પરિવર્તન પણ જોઇએ છે, અને સ્થિરતા, અવિચલતા, શાશ્વતતા પણ જોઈએ છે. એને નિત્યનૂતનની કામના છે અને પરમ શાશ્વત પણ જોઇએ છે.

એ બેનો મેળ કેવી રીતે બને?

મેળ બનેલો જ છે. એ માટે પ્રશ્ન પણ નથી રહી શકતો.

**अजो नित्यः शाश्वतोऽयं पुराणः**– આવી વસ્તુ જગતમાં છે, આદિ કાળથી–પુરાણ, જન્મ્યા વિનાની–અજ, કેમકે જેને જન્મ થાય છે તેનું મૃત્યુ થાય છે. નિત્ય, શાશ્વત, સદાયે હાજર, હાજરાહજૂર, ત્રિકાળમાંયે ટકી રહેનારી, શાશ્વત.

આ પળે પળે પરિવર્તન પામતા જગતમાં આપણે જ્યારે જ્યારે વસ્તુઓને સ્થિર રહેવાની, સદા ટકી રહેવાની ઝંખના કરીએ છીએ ત્યારે આ આત્માને ઝંખતાં હોઈએ છીએ. એ વસ્તુની ખબર પડી જાય, અને આત્મા સુધી પહોંચાય એટલે પ્રશ્નની એક બાજુ પૂરી થાય છે પ્રેમ કરતાં કરતાં જો પ્રેમીના આત્મા સુધી પહોંચાય, વિચાર કરતાં કરતાં જો વિચારના પરમ તત્ત્વ સુધી પહોંચાય તો શાશ્વત વસ્તુ હાથ આવી જાય.

અને આત્માના—અને પરમાત્માના પણ—આ સ્થિર આસનમાં પહોંચ્યા પછી બીજા છેડાની ગતિ શરૂ થાય છે. અમર એવો આત્મા, અજ અને નિત્ય જન્મમાં ઊતરે છે, મૃત્યુને માટે તૈયાર રહે છે, પળે પળે અનિત્યમાં વિચરતો રહે છે, ક્ષણે ક્ષણે, પદે પદે તે નૂતન અને નવલમાં પહોંચે છે. અને એ જ બરાબર છે. આપણે ઝાડ ઉપર એનાં એ પાંદડાં શાશ્વત કાળ માટે બેઠેલાં રહે એવું કલ્પી શકતા નથી, ઇચ્છી શકતા નથી. બીજ તે સદા બીજ રૂપે જ અખંડ રહે એમ ઇચ્છતા નથી. આપણે અંકુર માગીએ છીએ, કુમળાં કુમળાં પાંદડાંને ફૂટતાં જોવા માગીએ છીએ, ક્યારે કળીઓ બેસે, ક્યારે ફૂલ ખીલે તેની આતુરતાથી રાહ જોઈએ છીએ, અને પછી ફળોમાંથી બીજ બની જાય તે પણ આપણી યોજનામાં ગોઠવીએ છીએ.

આમ છે એટલે જગત સદા હર્યુંભર્યું રહે છે, પાનખર આવી જાય છે એટલે સદા વસંતનો મનોહર બહાર માણવાનો મળે છે. સાગરો ભરી ભરીને પાણી પડ્યાં છે, પણ તે હરતાં ફરતાં રહે છે, ઊંચે ચડી નીચે વરસતાં રહે છે, આ કિનારેથી પેલે કિનારે ગતિ કરતાં રહે છે, એમાં તો તે જીવતાં રહે છે.

સનાતન સાગર સનાતન ગતિ પણ માગે છે. જે પરમ સ્થિરતા છે તે જ નિત્ય ગતિમાં પણ છે. એટલે જ સત્ હતું તે જગત્ થયું, સ્થિર હતું તે ગતિમાં આવ્યું.

ગતિની પણ શાશ્વતતા છે, અને સ્થિરતાની પણ શાશ્વતતા છે. આ બંને શાશ્વતી મળી જગત બને છે. આદિ ધ્રુવ તત્ત્વ સત્ છે તે ગતિમાં મુકાય છે. સત્ય તે ગતિમાં આવીને ઋત બને છે.

આ બંને શબ્દોને, સત્યની બંને અવસ્થાઓને આપણે પામવાની છે.

શ્રી અરવિંદે એક સ્થળે કહ્યું છે– Man is fortunately inconsistent. માણસનું સદ્ભાગ્ય છે કે તે અસંગત છે.

માણસને એક જ અવસ્થામાં, વિચારની, લાગણીની, શરીરની એક જ સ્થિતિમાં રાખી મૂકો, તેની સુસંગતિ ઉપર વારી જાઓ; વાહ, આ ભાઈના વિચારો, ભાવો કેવા તો એવા ને એવા જ છે, એમ માની

ખુશ થાઓ, ભલે, એએક ઘડી મારું લાગશે પણ પછી, મન કહેશે, એમાં શું? આપણે જાણીએ છીએ એ શું બોલવાના છે. એની એ રેકર્ડ વાગ્યા કરશે-વિચારની, લાગણીની. અને શરીર-કઈ મા પોતાના પહેલા દિવસના બાળકને એવું ને એવું સદાને માટે જોવાને તૈયાર હશે?

કહો, કઈ પ્રેયસી પોતાના પ્રિયતમને એતો એ જ પ્રેમનો પોપટિયો પાઠ પુનઃ પુનઃ કરતો જોવાને ઇચ્છતી હશે?

જીવન, જગત તો પાંગરે છે, વધે છે, એની કળાઓ પર્વે પર્વે ખીલે છે.

જગત, પરિવર્તિની સંસાર સદાય આમ પલટાતો જ રહે છે.

પણ એ કેવો પલટાય છે, એને કોણ પલટે છે, એણે કેવા પલટાવું જોઈએ!

ભગવાનની જગતને માટે કોઈ યોજના હશે કે કેમ તે તો એ પોતે જ જાણે, પણ માણસની તો જગતને માટે યોજના છે જ, અને દરેક સાચા દિલનો માણસ પોતાની યોજના મુજબ જગતને ઘડવાને બેસી ગયો છે.

પણ લોઢું એક છે અને એને ઘડનારા ઘણા છે. એક કહે છે મારે દાતરડું કરવું છે, બીજો કહે છે મારે બંદૂક ઘડવી છે. ભગવાન વળી કહેશે, લોઢું ઘણું છે, એમ થવા દો!

પણ બંદૂકવાળા સામસામે ઉભા થઈ જાય છે પ્રભુને પ્રાર્થનાઓ થાય છેઃ અમારા શત્રુઓનો નાશ થાઓ. પ્રાર્થના સાચા અંતરની હોય તો પ્રભુને તે સાંભળવી જ પડે, અને પછી બંને શત્રુઓનો નાશ કરવો પડે અને કદાચ એમ એ કરતા પણ હશે. પછી તોપો ઓગાળીને તેના હળ બનાવવાને કોઈ જીવતું ન રહે તો પણ વાંધો નહિ.

તો ઘણા બંદૂકો હેઠી મૂકી સામાનું હૃદયપરિવર્તન કરવા નીકળે છે. ગાંધીજીએ જિન્હાના હૃદયપરિવર્તન માટે અપૂર્વ પ્રયત્ન કર્યો. તો જિન્હાએ પણ એ જ પદ્ધતિ અજમાવી, ગાંધીનું હૃદયપરિવર્તન કેમ ન થાય? એ મારી વાત કેમ ન માને?

આપણી ઇચ્છા, પ્રભુની ઇચ્છા સુધી ન પહોંચે ત્યાં સુધી તે પલટાતી જ રહેવાની. આપણા ભાવો, આપણા વિચારો, આપણા આદર્શો, આમ તો એ બધાં પ્રભુ તરફથી જ આપણને ભેટ રૂપે, નાના મોટાં ઉચ્ચાલનો રૂપે મળ્યાં છે, પણ તે ટૂંકે હપ્તે, એ બધું પ્રભુના પરમ સત્ય પાસે પહોંચે ત્યાં લગી તેણે આગળ ને આગળ વધ્યે જવાનું છે. પર્વાત્ પર્વમ્.

બધું જ પલટાય છે, કોઈ વસ્તુને પ્રભુ સ્થિર રહેવા દેતા નથી. પણ આ પલટો, આ પરિવર્તન, એની ક્રિયામાં સમજપૂર્વક, ભાનપૂર્વક, આનંદપૂર્વક જોડાઈ જાય તો પરિવર્તન એ વેદનાની વસ્તુ નથી રહેતી. પ્રભુની આ વિશ્વરૂપી આનંદયાત્રામાં એ પણ આનંદનું પદક બની રહે છે.

પરિવર્તન, ભલે આવે. પ્રભુની મહાગતિમાં આપણું પગલું ભળી જશે, એના પરમ સ્થિર સત્યમાં, પરમ સ્થાણુમાં આપણે સ્થિર થઈશું પછી એ સત્ય આપણી દ્વારા ઋત બનીને, ગતિમાન સત્ય બનીને, જગતમાં પ્રતિ પળે, પ્રતિ પદે પાંગરતું, પ્રકટતું રહેશે.

૩૧–૩–'૬૬

આ જ લોકશાહી છે ને? એમાં વિરોધ પક્ષો માનવંત સ્થાને કામ કરે છે. અને દરેક પક્ષ પોતાની નીતિના વિજય માટે મથે છે.

ખબર નથી, આ બધી 'શાહી'ઓમાંથી કોની સાહીમાં કલમ બોળીને વિધાતા જગતના લેખ લખશે?

અનેક ઇચ્છાઓ, અનેક લાગણીઓ, અનેક વિચારો, અનેક શક્તિઓ, અનેક હથિયારો જગતના ચોકમાં ઘૂમી રહ્યાં છે. દરેકને પોતાની ચરિતાર્થતા, પોતાનો વિજય મેળવવો છે. કોનો વિજય થશે?

દેવોને આ પ્રશ્ન થયેલો, અને જવાબ મળેલો.

ઇશ્વરેચ્છા બલીયસી. માણસ પાસે આ જ્ઞાન છે. પણ તે કેટલું કામ આવે છે?

ઇશ્વરને પણ તેની ઇચ્છા છે, તેનો વિચાર છે, તેની લાગણી, ભાવ છે. અને તે પણ હાથપગ વાળીને બેસી રહેલા નથી. જગતમાં એની પરમેચ્છાનું ચક્ર પણ ઘૂમે છે. એનો પરમ સત્ય-વિચાર, ઋત-દર્શન, પરમ દૈવી ભાવ સક્રિય પ્રવર્તે છે.

અને એટલે જ કોઇનો પણ વિચાર, કોઇનો પણ ભાવ, કોઈની પણ શક્તિ અંતિમ વિજયને પામતાં નથી. માણસ માત્રના વિચારો આજે કે કાલે પડી ભાંગે છે, પડી ભાંગવાના છે, એના ભાવો લુખ્ખા બનીને ઊડી જવાના છે. એના પ્રેમો પ્રેમહીન ખોખાં બની રહેવાના છે.

પણ માણસની પાસેથી પ્રભુ એક વસ્તુ ઝૂંટવી લે છે તો એથી વધુ ઉત્તમ બીજી વસ્તુ તેને આપે પણ છે. માણસ પ્રાર્થના કરે તેથી પણ અધિક તે આપે છે: **ईप्सितादधिकं दाता।**

એટલે આપણી પાસે ઇચ્છા છે, વિચાર છે, લાગણી છે, ભાવ છે, આદર્શ છે, યોજના છે, તો તે ભલે રહ્યાં. પણ એ વિચાર, ભાવ, યોજના, આદર્શ પાંગરતાં રહે, પ્રફુલ્લતાં રહે, નિત્યનૂતન રહે તો બસ.

દિવસ ઊગે અને થાય કે હા, આપણી અંદર પણ કાંઈ નવું ઊગ્યું છે તો ઘણું. એના એ વિચારો, એની એ ઇચ્છાઓ, એના એ આદર્શો—એ બધું ક્યાં સુધી વળગાડી રાખી શકાય? મરેલા બચ્ચાને ન છોડતી વાંદરી કરતાં તો માણસ ઘણો આગળ વધ્યો છે

આપણી ઈચ્છા, પ્રભુની ઈચ્છા સુધી ન પહોંચે ત્યાં સુધી તે પલટાતી જ રહેવાની. આપણા ભાવો, આપણા વિચારો, આપણા આદર્શો, આમ તો એ બધાં પ્રભુ તરફથી જ આપણને ભેટ રૂપે, નાનાં મોટાં ઉચ્ચાલનો રૂપે મળ્યાં છે, પણ તે ટૂંકે હપ્તે, એ બધું પ્રભુના પરમ સત્ય પાસે પહોંચે ત્યાં લગી તેણે આગળ ને આગળ વધ્યે જવાનું છે. પર્વાત્ પર્વમ્.

બધું જ પલટાય છે, કોઈ વસ્તુને પ્રભુ સ્થિર રહેવા દેતા નથી. પણ આ પલટો, આ પરિવર્તન, એની ક્રિયામાં સમજપૂર્વક, ભાનપૂર્વક, આનંદપૂર્વક જોડાઈ જાય તો પરિવર્તન એ વેદનાની વસ્તુ નથી રહેતી. પ્રભુની આ વિશ્વરૂપી આનંદયાત્રામાં એ પણ આનંદનું પદક બની રહે છે.

પરિવર્તન, ભલે આવે. પ્રભુની મહાગતિમાં આપણું પગલું ભળી જશે, એના પરમ સ્થિર સત્યમાં, પરમ સ્થાણુમાં આપણે સ્થિર થઈશું પછી એ સત્ય આપણી દ્વારા ઋત બનીને, ગતિમાન સત્ય બનીને, જગતમાં પ્રતિ પળે, પ્રતિ પદે પાંગરતું, પ્રકટતું રહેશે.

૩૧–૩–'૬૬

# છાંદોગ્યની ઉદ્‌ગીથ–ઉપાસના

મકરન્દ દવે

છાંદોગ્ય ઉપનિષદ સામવેદનું છે એટલે સ્વાભાવિક રીતે જ તેમાં સૂરનો મહિમા અને સૂરની સાધના પ્રગટ થયા વિના ન રહે. ઉદ્‌ગીથ એ આવું અક્ષરબ્રહ્મનું ઉચ્ચ સ્વરે લલકારેલું જયગાન છે. છંદની શક્તિથી સમગ્ર જીવનની રક્ષા દર્શાતી હોવાથી આ ઉપનિષદ છાંદોગ્ય કહેવાયું છે. છંદનું છંદત્વ આચ્છાદન કરવામાં, અમૃતનો આસ્વાદ કરાવી જીવનનું રક્ષણ કરવામાં છે એમ છાંદોગ્ય કહે છે. દેવો મૃત્યુથી ભય પામ્યા ત્યારે છંદોએ તેમનું રક્ષણ કર્યું.

देवा वै मृत्योर्बिभ्यतः ते छन्दोभिः आच्छादयन् ।
यदेभिः आच्छादयन् तत् छन्दसां छन्दत्वम् ॥

મૃત્યુથી ભય પામતા દેવો છંદો વડે પોતાનું રક્ષણ કરવા લાગ્યા. તેમણે છંદથી પોતાનું આચ્છાદન કર્યું, તેથી છંદનું છંદપણું છે.

છાંદોગ્યના આ આચ્છાદનમાં રક્ષણ ઉપરાંત અનંત વિસ્તારનો અર્થ પણ રહ્યો છે. કારણ કે છંદ આપણા જીવન પર આકાશની જેમ છવાઈ જાય છે. એના આચ્છાદન નીચે નાની–મોટી બધી જ વસ્તુઓ આવી જાય છે. છાંદોગ્યને આ જગત છોડી પરલોકની ચિંતામાં રસ નથી. એ

તો આ પૃથ્વી, જળ, ઔષધિ, પુરુષ, વાણી અને વાણીમાંયે સહુથી શ્રેષ્ઠ સામગાનના પણ સાર રૂપે જે વિલસે છે એ 'स एष रसानां रसतमः'- આ ધરતીનો પરમ રસ આપણને આકંઠ પાવા માગે છે. આ રસને જ છાંદોગ્ય ઉદ્‌ગીથ કહે છે, ૐ કહે છે, ભૂમા કહે છે:

આ રીતે છાંદોગ્ય ઉપનિષદ અત્યંત સ્થૂળ, અલ્પ અને ક્ષણિક વસ્તુથી માંડી પરમ સૂક્ષ્મ, વિશાળ અને સનાતન તત્ત્વ તરફ આપણને લઈ જાય છે. બ્રહ્મમાં કાંઈ બહિષ્કૃત નથી એની છાંદોગ્ય આપણને વારંવાર પ્રતીતિ કરાવે છે. અને એટલે તો છાંદોગ્યમાં આવતા શ્વાનઃ ગામમાં શંકરાચાર્ય કોઈ શ્વાનસ્વરૂપી મહાન દેવની-પરમેશ્વરની પ્રતિભાનાં દર્શન કરે છે, ત્યારે આપણી લોકાયત પરંપરાના અર્વાચીન અભ્યાસી શ્રી દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય એમાં આદિમ જાતિના, અન્ન માટેના સમૂહગાન સિવાય બીજું કાંઈ જોતા નથી. આ શ્વાનગાન વિષે ડૉ. રાધાકૃષ્ણન્ માને છે તેમ, એકબીજાનુ પુચ્છ પકડી પુરોહિતોની પ્રદક્ષિણા કરતા આ શ્વાનોની પાછળ વૈદિક ઋષિઓની મજાકવૃત્તિનું પ્રદર્શન નથી," પણ એક ગંભીર સત્ય પૂરી ગંભીરતાથી અહીં નિરૂપવામાં આવ્યું છે. શ્રી દેવીપ્રસાદનો કહેવા પ્રમાણે શ્વાન-સંજ્ઞાથી ઓળખાતી આદિ જાતિ જેની પાસેથી પ્રેરણા મેળવે છે તે શ્વેત મહાશ્વાન એકબીજાને ફાડી ખાવા કે એકસાથે મળી બીજાને ફાડી ખાવા ઉશ્કેરતો નથી. એ તો સહુને મળી અન્નદેવની પ્રાર્થના કરવાનું કહે છે. 'સાથે પ્રાર્થો, સાથે ટકી રહો!' (અંગ્રેજી: પ્રે ટુગેધર, સ્ટે ટુગેધર) જેવું પ્રાર્થનાના બળથી જીવનસંરક્ષણનુ સૂત્ર આપે છે. આ વિશ્વની પરમ શક્તિ સાથે અંતરનો સૂર મિલાવતી પ્રાર્થના સફળ થાય કે નહીં એ જુદો પ્રશ્ન છે ભૌતિક દૃષ્ટિ એને કબૂલવા તૈયાર ન થાય પણ છાંદોગ્ય તો આ આંતરસંગીતની સર્વસમર્થતા મુક્તકંઠે ગાય છે. એનું ઉદ્‌ગીથગાન અન્નથી શરૂ કરી આત્માનંદ વરસાવતું જાય છે

ખરી વાત એ છે કે આ ઉપનિષદમાં અન્નનો તિરસ્કાર નથી તેમ એક માત્ર અન્નપ્રાપ્તિમાં જ જેનું આયુષ્ય ખપી જાય છે એવી આદિમ-જાતિની અમોઘ ઈતિશ્રી નથી. પણ અન્નથી માંડી અનંત બ્રહ્માંડના આત્મતત્ત્વ ભૂમા ભણી એ સૂરની પાંખો ફફડાવે છે. અને સુખની શોધમાં

નીકળેલા મનુષ્યને 'હજુ આગે ! હજુ આગે !' ની હાક મારે છે. 'અલ્પમાં સુખ નથી, ભૂમામાં જ સુખ છે' એ છાંદોગ્યની ભુવન ગજાવતી ઘોષણા છેઃ

'यो वै भूमा तत् सुखं, नाल्पे सुखमस्ति ।'

આમ છાંદોગ્ય ભૂમામાં જ સુખ છે એમ ભારપૂર્વક કહે છે. આ ભૂમા સર્વત્ર પૂર્ણ છે અને સર્વથી પર છે. જે આ ભૂમાને પિછાણે છે, તે પોતાના સાચા આત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે. અન્ન, બળ અને જ્ઞાનની ઉત્પત્તિ પણ આત્મામાંથી જ થાય છે. **अन्नम् आत्मतः, बलम् आत्मतः, विज्ञानम् आत्मतः ।** સર્વ સુખના અક્ષય ભંડાર સમા આત્માની પ્રાપ્તિ માટે પણ છાંદોગ્યમાં ખાલી હવાઈ વાતો નથી. એ નક્કર ધરતી પર ઊભા રહી પરમ આનંદને પ્રાપ્ત કરવા માટે એક પછી એક પગથિયાં ચડવાનું કહે છે. અન્નના કોળિયાથી માંડી અક્ષર બ્રહ્મને પામી સર્વ ગ્રંથિઓને ભેદવાનો માર્ગ એ ચીંધે છે :

आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः
स्मृतिलाभे सर्वग्रंथीनां विप्रमोक्षः ।

અન્નની શુદ્ધિથી બુદ્ધિ સાત્ત્વિક બને છે, બુદ્ધિ સાત્ત્વિક બનાવથી અચલ સ્મૃતિ પ્રગટ થાય છે. આવી સ્મૃતિ સ્થળ–કાળના સીમાડા ભેદી શકે છે ને અવિચ્છિન્ન આત્મસ્વરૂપમાં સ્થિત થાય છે. મનુષ્યે આવી આત્મિક જાગૃતિ માટે ભગીરથ પ્રયત્ન કરવો જોઈએ. છાંદોગ્ય કહે છે કે એનો બધો જ આધાર તમે કેવું અન્ન મુખમાં નાખો છો તેના પર છે. **अन्नमयं हि मनः ।** મન એ અન્નનું જ રૂપાંતર છે. જેવું અન્ન એવું મન. એટલે અન્ન કેવી રીતે અને કેવું મેળવીએ તેના પર મનના બંધારણનો આધાર છે. છાંદોગ્ય અન્નપ્રાપ્તિનો સર્વોત્તમ ઉપાય ઉદ્‌ગીથમાં જુએ છે. ઉદ્‌ગીથ દ્વારા જે અન્ન મળે છે એ જ શરીરને પોષી મનને પરિશુદ્ધ કરી, અંતે આત્મદર્શન કરાવી આપે છે.

મનુષ્યમાં રહેલી ભયંકર બુભુક્ષાને મારામારી કરી પડાવી લેવાના પંથેથી વાળી પ્રાર્થનાને પ્રેમને પંથે ચડાવવાની શ્વાને કરેલી ઉદ્‌ગીથ-ઉપાસનામાં સ્પષ્ટ સૂચન છે— **अन्नापते अन्नम् इह आहरत्**–એ

પશુમાંથી પ્રભુત્વ ભણી લઇ જતો ઉદ્‌ગાર છે. મનુષ્યમાં રહેલી પશુવૃત્તિને ઉપનિષત્કારની જેમ 'હ્યુમન ડેસ્ટિની'ના કર્તા લેકોમ્ટે ડયુ નોય એક શ્વાન બીજા શ્વાનને ફાડી ખાય છે તે ઉપરથી જંગલનો પુકાર (અંગ્રેજી : ધી કૉલ ઑફ ધી વાઈલ્ડ) કહે છે. આ જંગલના પુકારથી માણસ આગળ વધે ત્યારે મનુષ્યમાંથી આંશિક મુક્તિનો અવાજ શરૂ થાય છે, અને ત્યાર પછી પ્રભુત્વનો પુકાર (અંગ્રેજી : ધી કૉલ ઑફ ડિવાઈન) આવે છે, ને એ જ મનુષ્યને પૂર્ણતામાં લઇ જાય છે. એમાં માત્ર એકનું કે અમુક વર્ગનું જ કલ્યાણ નથી, પણ સર્વનું કલ્યાણ છે. સૂર્ય ઊગે છે ત્યારે અમુક જગ્યાએ અજવાળું નથી કરતો; એનો પ્રકાશ સર્વત્ર રેલાય છે. કારણ કે છાંદોગ્ય કહે છે તેમ, એ ઉદ્‌ગીથગાન કરતો ઉદય પામે છે : **उद्यन् वा एष प्रजाभ्य उद्‌गायति ।** સૂર્ય ઊગીને પ્રાણી માત્રના કલ્યાણને અર્થે ગાન કરે છે, પણ સૂર્યનું ગાન સાંભળવા માટે આપણે આપણા પ્રાણને તૈયાર કરવા જોઈએ.

આ સૃષ્ટિમાં ઉદ્‌ગીથગાન તો અવિરતપણે ચાલ્યા જ કરે છે. પણ એની સાથે સૂર મિલાવતાં આપણને આવડતું નથી. છાંદોગ્ય કહે છે કે આપણી ઇંદ્રિયો, મન અને પ્રાણ દ્વારા દેવો અને અસુરો વચ્ચે ઉદ્‌ગીથ-ગાન કરવાની હરીફાઈ ચાલ્યા કરે છે. દેવ એટલે પ્રકાશમાન બુદ્ધિ ઉદ્‌ગીથની ઉપાસના કરે છે કે તરત જ અસુરો–તમસથી આવૃત્ત થયેલી વાસનાઓ આપણી ઇંદ્રિયો, મન અને પ્રાણને પાપયુક્ત કરી નાખે છે, પરંતુ મનુષ્યમાં રહેલા મહાપ્રાણને અંતરાત્માને અસુરો કાંઈ નથી કરી શકતા. તેને પાપયુક્ત કરવા જતા જ અભેદ્ય શિલા પાસે માટીના ઢેફાની જેમ અસુરોના ભુક્કા થઈ જાય છે.

છાંદોગ્યે આ કેવડું મોટું સત્ય કહ્યું છે! મનુષ્યના અંતરતમનો કેટલો મહિમા અહીં ગાયો છે! અંતે તો મનુષ્યના મહાપ્રાણ પાસે અસુરોનું કાંઈ ચાલતું નથી, એ સત્યના પાયા પર જ ઉદ્‌ગીથના આ અજેય આનંદની ધજા આભ ઊંચી ફરકે છે.

જીવનનું રહસ્ય પ્રગટ કરવાના બે માર્ગ છે: એક પ્રહાર કરીને, બીજો પ્રેમ કરીને; એક આઘાત કરીને બીજો આત્મસાત્ કરીને. પ્રહાર

કરીને મળે તેનો સામો એટલો જ ભયંકર પ્રત્યાઘાત પડે છે. પ્રેમથી જે જિતાય એમાં પરમ કલ્યાણ જ પ્રગટે છે. છાંદોગ્ય તો પૃથ્વી, જળ, સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો ને આકાશની ઉદ્‌ગીથ રૂપે ઉપાસના કરવાનું કહે છે. એ જ રીતે બકરી, ગાય, ઘોડા વગેરે પ્રાણીઓની પણ ઉદ્‌ગીથ રૂપે ઉપાસના કરવાનું કહે છે. આ ઉદ્‌ગીથ તે ઉચ્ચ સ્વરે ગાન રૂપે ઊઠતા અંતરના પ્રેમ સિવાય બીજું કશું નથી. જે મનુષ્ય પોતાના સ્વાર્થમાં જ પુરાયેલો રહે છે, તે એની પોતાની જાળમાં મરી પરવારે છે, અને જે પોતાની જાતમાંથી મુક્ત થઈને ભૂમા ભણી–વિશાળ ચૈતન્ય ભણી આગળ વધે છે તે એકલો અમૃતનો અધિકારી બને છે. પંચમહાભૂતોની આ સૃષ્ટિમાં પણ એકથી બીજાની સૂક્ષ્મતા, વિશાળતા અને શુદ્ધિની શક્તિ વધતી જાય છે. પૃથ્વીથી જળ વધારે છે અને પૃથ્વીને જળ શુદ્ધ કરે છે. જળને અગ્નિ શુદ્ધ કરે છે, અગ્નિને વાયુ શુદ્ધ કરે છે, અને વાયુને આકાશ શુદ્ધ કરે છે. આને છાંદોગ્ય **परोवरीयान् उद्‌गीथ–** ઉત્તરોત્તર શ્રેષ્ઠ ઉદ્‌ગીથ કહે છે. પરંતુ આ બાહ્ય આકાશની વિશાળતા સાથે છાંદોગ્ય એક બીજી એવી જ વિશાળતા તરફ આંગળી ચીંધવાનું ચૂકતું નથી. છાંદોગ્ય આ અનંત આકાશ જેવા જ બૃહત્ આકાશને મનુષ્યના અતિ અલ્પ હૃદયમાં–દહરકમળમાં બતાવે છે. અને જ મહત્ ચેતના અનંત બ્રહ્માંડમાં વ્યાપ્ત છે એ માનવીના અંતરમાં પણ રમી રહેલ છે એવો આત્મવિશ્વાસ જગાડે છેઃ

**यावान् अयं आकाशः तावान् अंतर्हृदयः ।**
**यत् अस्य इह अस्ति तत् अस्मिन् समाहितम् ॥**

છાંદોગ્ય જેને ભૂમા કહે છે એ બાહ્ય અને અંતર બંને જગતમાં સમતોલ જીવનદૃષ્ટિ આપી જાય છે. મનુષ્યનો અહંકાર જ્યારે તેને ભાન ભુલાવે ત્યારે આ અનંત આકાશ સામે ઘડીભર નીરખતાં એનો અહંકાર ક્યાંયે ઓગળી જાય. અને આવડા મોટા આકાશ નીચે ઊભા રહી એ પોતાની જાતને અત્યંત ક્ષુદ્ર માની બેસે, ત્યારે પોતાના અંતરાત્માનું દર્શન કરતાં એ બ્રહ્માંડથીયે વેંત ઊંચો વધી જાય. જે ભૂમાને અથવા દહરકમળને જાણે છે તે છાંદોગ્ય કહે છે તેમ–**आत्मानन्दः स स्वराट्**

**भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति**- એ આનંદમય, સ્વપ્રકાશ અને સત્યસંકલ્પ બને છે.

આપણે આપણા પ્રમાદથી કે આસુરી વૃત્તિના પ્રભાવથી સચરાચરમાં જે બ્રહ્મસંગીત રેલાઈ રહ્યું છે તેને બેસૂર અને બેતાલ રીતે ગાઈએ છીએ. છાંદોગ્યની ઉદ્‌ગીથ-ઉપાસના એને પરમ શુદ્ધ રીતે ગાવાનું આપણને શીખવે છેઃ **दुरुद्‌गीतम् अनुसमाहरति**। આ વિશ્વની હરએક વસ્તુમાં એ આનંદનું ગાન ચાલી રહ્યું છે, તેની સાથે આપણું હૃદય પણ અનાયાસ ગાઈ ઊઠે છે. અને એના મૂળમાં જે પરમ પ્રેમ રહ્યો છે તેની આપણને પ્રતીતિ થાય છે. ઉપનિષદના આ ભાવને કવિવર ટાગોરે એક એક સુંદર ગીતમાં ગૂંથી લીધો છેઃ

'બાજે બાજે, રમ્ય વીણા બાજે-
અમલ કમલ માઝે, જ્યોત્સ્ના રજની માઝે,
કાજલ ઘન માઝે, નિશિ આંધાર માઝે,
કુસુમ-સુરભિ માઝે, વીણ-રણન શુનિ જે,
પ્રેમે પ્રેમે બાજે'

[ગીત વિતાન]

અનંતનું આ વીણાગાન સાંભળવાની ને એની સાથે સૂર મિલાવવાની શક્તિ પરમાત્મા આપણને આપો એ પ્રાર્થના.



# એલિયટનું પહેલું કાવ્ય*

ઉમાશંકર જોશી

ટી. એસ. એલિયટ પોતાની એક કવિતામાં કહે છે : મારા અંતમાં મારો આરંભ છે. In my end is my beginning. એટલે આમ ક્ષરદેહે તો એ ચાલ્યા ગયા છે. પણ એ અંતમાં જ આરંભ છે. ખરું જોતાં અક્ષર સામગ્રી દ્વારા જે જીવે છે તેનું જીવન તો પછીથી વધારે ને વધારે વ્યાપક બનતું જાય છે. એટલે એલિયટના એ અક્ષર જીવનનું વિશેષ ભાવે સ્મરણ કરીએ તો એ ઉચિત થશે.

એમનો કાવ્યસંગ્રહ બહુ મોટો નથી. વચ્ચે થોડોક વખત લખેલું જ નહીં. કદાચ વધુ લખાશે નહીં એમ પણ એમને હતું. પરંતુ, સતત, એમણે આ જમાનાના કવિએ લખવું જોઈએ એ રીતે લખવા પ્રયત્ન કર્યો. એ વખતે–બીજા દસકામાં તો 'જ્યોર્જઅન પોએટ્સ' હતા. કવિતા વિક્ટોરિયાના જમાનામાં તો બહુ ડાહીડાહી થઈ ગયેલી. તે પછી તો મરવા પડી હોય એવી એની દશા હતી. પહેલા દસકામાં એવી કોઈ ખાસ કવિતા મળતી નથી. એક કવિ વચ્ચે થઈ ગયેલો : હોપકિન્સ. પણ એની ઘણી કવિતા તો પડી રહી હતી. ઘણાં વરસો પછી એ પ્રગટ થઈ: અને ત્યારે એની અસર બહુ પડી, ત્રીસ પછીના રચનારાઓ ઉપર. પણ જ્યોર્જ રાજાના સમયમાં જે કવિઓ લખતા હતા તેમાં કોઈ સ્પંદન ન હતું. તે વખતે આ એક કવિએ અર્વાચીન મનુષ્યે કવિતા કેવી રીતે લખવી જોઈએ તે અંગે વિચાર કર્યો. એની અંદર સાચી સર્જકતા હતી. લપટા પડી ગયેલા જે આકારો હતા, શબ્દો હતા તેનાથી એનું મન રીઝતું ન હતું. બર્ન્સ કવિ પ્રેમ વિશે લખે છે :

" My love is like a red red rose.

કવિએ બે વાર red red શબ્દ વાપર્યો અને ગુલાબ સાથે સરખામણી કરી. શાની? એની પ્રિયતમાની નહીં, પણ પ્રેમનો જે અનુભવ છે તેને માટે તેણે આ પ્રતીક યોજ્યું અને એક જ પંક્તિમાં પોતે એ વસ્તુ મૂકી દીધી. પણ એલિયટ એ તો તદ્દન બીજા જમાનામાં આવ્યા છે. એ ગુલાબો જુએ છે અને એમની છાતી બેસી જાય છે. આ તો નવા જમાનાનાં ગુલાબ છે, અર્વાચીન જમાનાનાં, અર્વાચીન મનુષ્યોની વચ્ચે ખીલતાં ગુલાબ છે;

for the roses
" Had the look of flowers that are looked at.

" આ બધાં સભાન બની ગયેલાં ગુલાબ છે. બધા લોકો અમારી સામે જુએ છે એનું એમને ભાન છે. આ જમાનો બદલાઈ ગયો, એનું શું કરવું? એટલે એ વાતનો કવિએ સામનો કર્યો, મનોમન સ્વીકાર કર્યો કે આ જમાનો બદલાયો છે તો કવિ પણ બદલાશે. પણ કવિ કવિતા તો કરશે. કવિ હારી નહીં ખાય. કવિતા તો એ કરવાનો જ. દરેક

...then...

ઘણું બધું બંને વચ્ચે ચાલ્યું છે, ઘણી વાતો થઈ છે. કવિએ ક્યાંક વચ્ચેથી બંનેનું પુરાણ ઉપાડયું છે. હવે વાત સાંભળશું એમાં એ બધી પાછલી વાતનો પડઘો પણ આવ્યા કરશે.

...you and I–એ માણસ...

આપણે કવિતા લખનારા કે આસ્વાદનારા તો, તરત જ, એ બીજું માણસ તો પ્રિયતમા જ હોય એમ માનીએ : પણ આ એટલું બધું સહેલું નથી. આ જગત તો બદલાઈ ગયું છે. ગુલાબ પણ સજાગ છે, સભાન છે, એવો આ જમાનો છે. રોમાન્સ છે ક્યાં? રોમાન્સનું તો અહીં શીર્ષાસન થઈ ગયું છે.

...you and I...

માણસની અંદર પોતાનું બીજું રૂપ છે એની સાથે એ વાત કરે છે. ચાલ, તું પાછળ પડયો છે! તારાથી નથી રહ્યું જતું? ઘરમાં નથી ગોઠતું? ચાલ, લઈ જાઉં તને, ભઈલા, પણ ક્યાં લઈ જાઉં?

એ પેલો બીજો છે, અંદર, એને પ્રેમ કરવો છે. માથે ટાલ પડવા આવી છે. હવે લોકો તેની સામે જુએ પણ નહીં, એટલો બધો વખત તો ચાલ્યો ગયો! તેમ છતાં કટિબદ્ધ થઈને આ બોલે છે : Let us go then... પેલો હજી વિચાર કરે છે–વિમાસ્યા કરે છે. અને કાવ્યની કુલ ૧૩૧ પંક્તિઓને અંતે કવિ શું નિરૂપે છે? ભઈલો જઈ શકતો નથી. કાવ્યના છેલ્લા શબ્દો છે : and we drown–અને આપણે ડૂબી જઈએ છીએ. આ જે આપણી ચેતના છે તે હિમશિલા છે. થોડોક ભાગ ઉપર છે, બીજો વધારે ભાગ તો અંદર છે. તો, હિમશિલાના બે ભાગ વચ્ચે જાણે કે આ વાત છે. અંતે ફરી પાછા ડૂબી જવાનું. વળી પાછા જ્યારે જાગીએ ત્યારે.

Let us go then–પણ ક્યાં? કોઈ એક ખંડનો ખ્યાલ ચિત્તમાં ઝબકી જાય છે.

In the room the women come and go

સર્જકની સામે આવો પ્રશ્ન આવે છે. એમણે એમની છેલ્લી મહાન કૃતિ 'Four Quartets' (રાગિણી – ચતુષ્ટય) માં કવિતા વિશે વાત કરી છે, શબ્દો વિશે વાત કરી છે : શબ્દો અટકી જાય છે, છટકી જાય છે, ભાંગી જાય છે, ભરભર ભુક્કો થઈ જાય છે, ચીસ નાખે છે, હાથમાં આવતા નથી. અંતે કહે છે: વીસ વર્ષથી આ લખાવટ પાછળ પડયો છું અને મને આવડત શેની મળી છે? શબ્દો વાપરું છું પણ જે નથી કહેવું તેને માટે એ વપરાઈ બેસે છે. ચેતક અશ્વ પર સવાર તો થઈ જવાય છે, પણ એ હલદીઘાટ નથી લઈ જતો, બીજે લઈ જાય છે. સવારી કરતાં તો આવડી છે, પણ જે રણસંગ્રામમાં નથી જવું ત્યાં પહોંચી જવા માટે. વળી પાછા એ કહે છે: દરેક કાવ્ય એ સર્જકનો Epitaph–મૃત્યુલેખ હોય છે, એક જીવન ગયું, પરવાર્યું, એનો નિર્દેશ એ બની જાય છે. આમ આ કવિ શબ્દોથી સભાન છે. એ ગમે તેમ લખતા નથી. આ છે કવિની શક્તિ. એણે ૧૯૧૭માં એક કાવ્ય લખ્યું– The Love-song of J. Alfred Prufrock. કદિવાડી, ગિરગામ બધું સરનામું નથી આપ્યુ એમ કહોને, પણ J. Alfred Prufrock એમ આખું નામ આપ્યું છે. આ કાવ્યની શરૂઆત કવિ કરે છે :

Let us go then, you and I,

'એ તરત કહે છે : ચાલો ત્યારે જઈએ–તો પછી જઈએ. આમાં 'then' શબ્દ જોવા જેવો છે. આગળ ઘણો સંવાદ ચાલ્યો છે...then : આ 'then' અને ટેનિસનમાં એક ઠેકાણે વપરાયેલો then શબ્દ સરખાવીએ. ટેનિસન તો શબ્દના શિલ્પી છે અને કુદરતના કવિ છે. છંદો પર અપ્રતિમ પ્રભુત્વ હોય તો ભાષાના ચિરંતન કવિઓમાં માણસ સ્થાન પામી શકે છે એના ઉદાહરણરૂપ એ છે. એક પંખીડું ન્યુ... ન્યુ... ન્યુ... અવાજ કર્યા કરતું લાગે છે. કવિ પૂછે છે : Is it then so new–એટલું બધું આ નવીન છે કે તું આમ પાગલ જેવું બની ગયું છે! ટેનિસનના 'then' માં એક આછો અમથો આશ્ચર્યોદ્ગાર છે, માણસ જરીક વિમાસણમાં પડી ગયો ન હોય એવો એક થડકો છે. પણ એલિયટમાં તો 'then' પાછળ એક આખી રામાયણ ખડી હોય એવું તરત સ્પષ્ટ થઈ જાય છે. અને ત્યાં જ કવિનું કાવ્ય શરૂ થાય છે :

...then...

ઘણું બધું બંને વચ્ચે ચાલ્યું છે, ઘણી વાતો થઈ છે. કવિએ ક્યાંક વચ્ચેથી બંનેનું પુરાણ ઉપાડ્યું છે. હવે વાત સાંભળશું એમાં એ બધી પાછલી વાતનો પડઘો પણ આવ્યા કરશે.

...you and I–એ માણસ...

આપણે કવિતા લખનારા કે આસ્વાદનારા તો, તરત જ, એ બીજું માણસ તો પ્રિયતમા જ હોય એમ માનીએ: પણ આ એટલું બધું સહેલું નથી. આ જગત તો બદલાઈ ગયું છે. ગુલાબ પણ સજાગ છે, સભાન છે, એવો આ જમાનો છે. રોમાન્સ છે ક્યાં? રોમાન્સનું તો અહીં શીર્ષાસન થઈ ગયું છે.

...you and I...

માણસની અંદર પોતાનું બીજું રૂપ છે એની સાથે એ વાત કરે છે. ચાલ, તું પાછળ પડયો છે! તારાથી નથી રહ્યું જતું? ઘરમાં નથી ગોઠતું? ચાલ, લઈ જાઉં તને, ભઈલા, પણ ક્યાં લઈ જાઉં?

એ પેલો બીજો છે, અંદર, એને પ્રેમ કરવો છે. માથે ટાલ પડવા આવી છે. હવે લોકો તેની સામે જુએ પણ નહીં, એટલો બધો વખત તો ચાલ્યો ગયો! તેમ છતાં કટિબદ્ધ થઈને આ બોલે છે: Let us go then... પેલો હજી વિચાર કરે છે–વિમાસ્યા કરે છે. અને કાવ્યની કુલ ૧૩૧ પંક્તિઓને અંતે કવિ શું નિરૂપે છે? ભઈલો જઈ શકતો નથી. કાવ્યના છેલ્લા શબ્દો છે: and we drown–અને આપણે ડૂબી જઈએ છીએ. આ જે આપણી ચેતના છે તે હિમશિલા છે. થોડોક ભાગ ઉપર છે, બીજો વધારે ભાગ તો અંદર છે. તો, હિમશિલાના એ ભાગ વચ્ચે જાણે કે આ વાત છે. અંતે ફરી પાછા ડૂબી જવાનું. વળી પાછા જ્યારે જાગીએ ત્યારે.

Let us go then–પણ ક્યાં? કોઈ એક ખંડનો ખ્યાલ ચિત્તમાં ઝબકી જાય છે.

In the room the women come and go

કોઈ સારી જગ્યાએ—જ્યાં સ્ત્રીસમુદાય અને પુરુષસમુદાય છે ત્યાં જઈને મળીએઃ જોઈએ, કોઈ ચોકઠું નસીબમાં હોય ને બેસે તો—અને પાછો આ સ્ત્રીસમુદાય શું કરે છે?

Talking of Michelangelo.

મોટી મોટી બાનુઓ છે. વાત પણ મોટી જ હોય! નેહરુને મળ્યા હતા. ટાગોરે autograph આપ્યો હતો. બાપુજીએ કહ્યું હતું... આવી જ વાતો, મોટી મોટી વાતો જ અંદર આવે. Talking of Michelangelo.

આવા ભદ્ર સમાજમા મળ્યા હોઈએ તો વાત થાય કોની? કંઈ અમથાલાલની વાત થાય? ત્યાં તો માઈકેલેન્જેલોની વાત શોભે. તો, ત્યાં જઈએ.

તમે જોશો કે આ આંતરસંવાદ છે, એવા બેની વચ્ચે કે જેમની વચ્ચે વિસંવાદ છે. ટાલ પડવા આવી ત્યાં સુધી પ્રેમ કરવાનો પ્રસંગ આવ્યો જ નથી. નહિ કે પ્રયત્ન કરવાના વિચારોનો અભાવ છે.

Is it perfume from a dress
That makes me so digress?

પાછું એનું ચિત્ત બીજે ચાતરી જાય છે: એ જીવનનો સામનો કરી શકતો નથી. પરિણામે એના જીવનમાં વિરાટ કંટાળો ભરાયેલો એ અનુભવે છે. એનું વર્ણન એ પ્રતીક દ્વારા કરે છે:

I have measured out my life with coffee spoons:
કૉફીનો નાનો પ્યાલો હોય અને ચમચી ચમચી પીધા કરે એમ એણે જીવન વ્યતીત કર્યું છે: આવા કંટાળામાં માણસ—આ વ્યક્તિ જીવે છે.

Let us go then, you and I,
When the evening is spread out against the sky
Like a patient etherised upon a table;

અને ઉપમા કેવી આપી? કોયલના ટહુકાર હોય, ગોધૂલિ હોય, ભરવાડની—ગોપની વાંસળી વાગતી હોય, મંદિરની ઘંટડી રણકતી હોય—એવું સાંજનું

ટાણું સરસ, રંગીન કહેવાય : એલિયટ તો એવા જમાનામાં કવિ તરીકે જન્મ્યા, જ્યાં તેમને આવું બધું ચાલી શકે નહિ. (પેલાં ગુલાબોની વાત યાદ છેને?) તેણે સાંજનું વર્ણન કેવું કર્યું ? દરદી જેવી સાંજ! આપણે ત્યાં સાંજ વધારે રળિયામણી હોય છે. ઇન્ડોનેશિયાનો જ્વાળામુખી ફાટી નીકળ્યા પછી એક બે વરસ આપણી સંધ્યાઓ વધુ રળિયામણી લાગી પણ પશ્ચિમના દેશોમાં ? હું જૂન મહિનામાં ઇગ્લેન્ડમાં હતો. એ સારામાં સારો મહિનો છતાં ૨૧ દિવસ સૂરજ ન દેખાયો! એટલે સાંજ તો દરદી જેવી જ હોય, પણ દરદીયે કેવો? etherised upon a table. એનું જીવન suspend થયેલું છે : શ્વાસ લેવાની એની શક્તિ છે, પણ વેદન-શક્તિ એની પાસેથી લઈ લેવામાં આવી છે. કાવ્યની જે વ્યક્તિ છે તેની જે દશા છે તેનું જ પ્રક્ષેપણ-projection અહીં દેખાય છે.

પછી fog-ધુમ્મસનું વર્ણન કરે છે:

For the yellow smoke that glides along the street,  
Rubbing its back upon the window-panes;

આ ઉપમા વળી જુદી જ જાતની આવે છે. ધુમ્મસ–પીળચટું-બારીઓના કાચ ઉપર એની પીઠ ખંજવાળે છે. આ તો પાછા યુરોપના લખનારા. બારીના કાચ સાથે પીઠ ઘસે એ પ્રાણી તો બિલાડી. એટલે પાછું જાતીય વૃત્તિનું એ પ્રતીક છે એમ કોઈ ભણી આવેલાઓ આપણું ધ્યાન ખેંચવાના. વાત પણ અત્યારે સ્નેહજીવનની ઝંખનાની ચાલે છે એટલે આ પ્રતીકનો ત્યાં અનુપ્રવેશ નથી એમ પણ નહીં કહી શકાય.

આ લખાવટ જ અનોખી આપણે જોઈએ છીએ. ૧૯૧૭માં આ કાવ્ય આવ્યું ત્યારે જુદી જ રીતનું કાવ્ય લાગેલું. બોલચાલની ભાષામાં Let us go then, you and I થી શરૂ થયું હતું. કોક વખત તો બોલચાલમાંથી ચાલતા ચાલતા ભીંડીબજાર પહોંચી ગયા હોઈએ તેવું પણ લાગે:

To spit out all the butt-ends of my days and ways?

આખો વખત એક કટાક્ષનો દોર એમાં ચાલે છે. વચ્ચે માઇકેલેન્જેલોનું આવી ગયું, એમાં પણ સંગીતનો લય મૂકી કટાક્ષ સાધ્યો છે. ડ્રેસ–ડાયમ્રેસ

અથવા આઈસીઝ અને કાઈસીઝનાં પ્રાસજોડકાઓ દ્વારા કે જરાક અમથા 'ગો' સાથે પ્રાસમા લાબાલચક 'બાઈકેન્જેવો'ને મૂકી દઈને આ કટાક્ષના તાર સૂક્ષ્મપણે ચાલે છે આ કટાક્ષનો પણ અહીં રચાતા વાતાવરણમાં ફાળો છે. કવચિત જ જેને રામેતા મુજબની ઊર્મિકવિતા કહે છે એનો અવાજ સંભળાય છે, બાકી એ તો કવિ છે, લખવા બેસે તો ગમે તે શૈલીમાં લખી શકે બર્ન્સની કવિતા લખવી મુશ્કેલ છે એ માટે તો બર્ન્સ જ જોઈએ. પરંતુ બર્ન્સ જેવી કવિતા લખવા માટે તો ગમે તે ચાલે જો આપણો આ કવિ બીજાને થોડીકવાર ગળું સોપી દે તો એના જેવી ઊર્મિકવિતા ઘણી ગગડાવી શકે પણ એવુ કેમ ન લખવુ એ જ મુશ્કેલ છે. અને કયાય પણ સસ્તું lyricism– ઊર્મિકવન એ કરતો નથી, એ એની એક સિદ્ધિ છે. અને ત્યાં આ કાવ્યને કહ્યુ શુ? Love Song. આમા song–ગીત જેવું શુ છે? Love–પ્રેમ શો છે? વ્યક્તિએ પોતાની જાત સાથે બે ક્ષણ વાત કરી લીધી અને પાછો અદર ગરક થઈ ગયો–We drown: અવચેતનામાં બંને ડૂબી ગયા. આ બધાને કવિ song કહે છે, પણ ગીત તો કયાંય આવ્યું નહી. એટલે જેમ અત્યારે Theatre મા anti–theatre અથવા નવલકથામાં anti–novel આવ્યું છે–એવુ કૈંક anti–song જેવું અહીં થયું છે. હવે નવો નાટયકાર કહે છે. રંગભૂમિ પર ત્રણ કોઠીઓ મૂકીશું, એમા એક એક પાત્રનુ મો દેખાતું હશે તેઓ બે કલાક વાત કરશે: ખોવો, જોશો? Theatre માં નાટકીવેડા એટલા બધા વધી ગયા હતા કે હવે તેને બીજે છેડે ગયા. અહીંપણ જ્યાં song જેવુ લાગે છે 'બાઈકેલેન્જેલો' જેવા શબ્દસમૂહોમાં–તે મશ્કરીમાં કહેવાયું છે એટલે એને જે કહેવુ છે એ કહેવા માટે કવિએ એની પાસે શકય હોય એટલા બધા કસબ વાપર્યા છે. એનુ સંવેદન જ નવી જાતનુ છે. કવિ નવા અભિવ્યક્તિના ઓજારો–new tools of expression અજમાવે છે, લાગે જ જ પે છે

તો, આ કાવ્યથી, આ કાવ્ય આવતાની સાથે એક ચમત્કાર થયો. અંગ્રેજી ભાષામા કંઈક ફેરફાર થયો એના પડઘા યુરોપની, દુનિયાની બીજી ભાષાઓમાં પણ પડયા. બહુ એની સામે લખાયું, ઊહાપોહ થયો, કવિ ઉપર–કવિ સામે પુસ્તકો લખાયા, મોજો દેવાઈ, ઘણું બધું થયું.

કવિના આરંભના પણ આ એક કાવ્યને જો આપણે બરોબર જોઈએ, તો એ નવીન માનવ-અર્વાચીન માનવને પ્રકટ કરનારી કવિતા પ્રતીત થશે. નવીન માનવને અભિવ્યક્તિ આપવાનો એક સફળ નમૂનો આપણને એલિયટમાં આટલો વહેલો જોવા મળે છે. અલબત્ત, કોઈ વસ્તુ એમ ને એમ આકાશમાંથી આવતી નથી–કવિએ ઘણી એને માટે સાધના કરેલી છે. એમણે પોતે જ કહેલું છે કે ફ્રેંચ કવિઓની એમની ઉપર અસર છે. પોતે અમેરિકામાં અભ્યાસ કર્યો. પછી ત્યાંથી એ યુરોપ જાય છે–ફ્રાંસમાં રહે છે, પછી ઇંગ્લૅન્ડમાં આવે છે અને પાછળથી ત્યાં સ્થિર થાય છે. વચ્ચે થોડોક સમય મળતાં એ સંસ્કૃત પણ શીખ્યા હતા. લા ફોર્જ નામના ફ્રેંચ કવિની તેમના ઉપર સૌથી વધુ અસર હતી.

---

# પશ્યન્તી વાક્ | પ્રજારામ

કવિકુલગુરુની વાણી વાંચતાં એમ લાગે છે કે 'પશ્યન્તી વાણી' કહેવાય છે તે જાણે આવી જ કૈં હશે! કવિ જે કૈં લખે છે તેને નેત્રો સમક્ષ પોતે પ્રત્યક્ષ જ જોતા લાગે છે; અને આપણને પણ એ પ્રત્યક્ષ દર્શન કરાવે છે. તત્ તત્ કાવ્યવસ્તુ સાથે આપણને તત્ક્ષણ સઘન સંપર્કમાં મૂકી દે છે. એમની આંખે આપણે જોતા થઈએ છીએ; એમનાં હૃદયે અનુભવતા જઈએ છીએ; એમની રસનાથી રસાસ્વાદ કરીએ છીએ.

એ કાવ્યામૃતસિન્ધુમાંથી અંજલિભર આચમન કરીએ. સાકર ગમે ત્યાંથી ચાખીએ, એ મધુર જ છે :-

संचारपूतानि दिगन्तराणि
कृत्वा दिनान्ते निलयाय गन्तुम्
प्रचक्रमे पल्लवरागताम्रा
प्रभा पतङ्गस्य मुनेश्च धेनुः ॥

(રઘુવંશ : સર્ગ ૨ : શ્લો. ૧૫)

દિગન્તરાળો કરતાં પવિત્ર,
સંધ્યા સમે ઘેર જવા વળ્યાં એ,
રતૂમડી કોમળ કૂંપળો શી
ઘેનુ અને લાલમલાલ સૂર્ય.

કાલિદાસનું દર્શન દિક્કાલાતીત છે. કાલિદાસ દિક્ અને કાલ વિશે સ્વાભાવિકપણે જ સતત સભાન છે. અજસ્વયંવરવર્ણનમાં રઘુનું વર્ણન કરતાં કહે છે કે,

> 'એની ન માપી શકાય કીર્તિ,
> આરૂઢ અદ્રિ પર, પૃથ્વીછેડે,
> પાતાલ પ્હોંચી, ગઇ સ્વર્ગને વિશે:
> દિને દિને નિત્ય વધી રહેતી.'

(રઘુવંશ : સર્ગ ૬ : શ્લો. ૭૭)

અહીં આ શ્લોકમાં પણ સમય સાંજનો છે અને કાવ્યવસ્તુનો પટ દિગન્તવ્યાપી અને આકાશવ્યાપી છે. કવિ એક દૃષ્ટિપાતમાં જ ઘણું બધુ જોઈ લે છે અને આપણને લીલામાં બતાવે છે.

કવિ ઋત સાથે સુમેળમાં છે : એમનો વ્યક્તિ–સૂર સમસ્ત સૃષ્ટિના વિરાટ સંગીત સાથે સંવાદિત છે. આકાશ સંધ્યાના રંગથી તામ્રવર્ણું ઓપે છે; દિગન્તો સુધી વિસ્તરેલી સારી પૃથ્વી પણ તાજાં ઊગેલાં પલ્લવોનાં રંગથી સ્નિગ્ધ તામ્ર સોહે છે અને ગાય પણ તામ્રવર્ણની (પાટલા) છે, તે આ સમરસ આકાશની નીચે અને પૃથ્વીના પટ પર ચાલી જાય છે. વળી, આકાશમાં સૂર્યની પ્રભા જેમ પોતાના આવાસ પ્રત્યે જવા અભિમુખ છે, તેમ જ પૃથ્વી પર આ ગાય પણ પોતાના આશ્રમે જવા વળે છે.

સૂર્યને માટે 'પતંગ' શબ્દ હવે સંધ્યાકાળ થતાં ઊડવા માંડતાં પતંગિયાંઓનું પણ સૂચન કરે છે; તેમ જ 'નિલય' શબ્દથી માળે વળતાં પક્ષીઓ પણ સૂચવાઇ જાય છે. આમ કીટ, પક્ષી, અને પશુના ચૈતન્યથી ધબકતી પૃથ્વીના હૃદયધબકાર સાથે સાથે એક તાલે સંવાદિતાથી ધબકતા આકાશી હૃદયને આપણે અનુભવીએ છીએ, વળી, 'પલ્લવ' શબ્દથી ધ્વનિત થાય છે કે ઋતુ વસન્ત છે, નવજીવનનો ચૈતન્ય મહોત્સવકાલ છે; અને આથી રઘુનો અવશ્યંભાવિ જન્મ પણ ધ્વનિત થાય છે.

'પ્રચક્રમે' શબ્દમાં ધાતુ તો 'ક્રમ' છે, પણ રૂપ 'પ્રચક્રમે' થતાં, 'ચક્ર' શબ્દથી કાલિદાસે પ્રત્યક્ષ દેખેલ ગાયની વર્તુલ ગતિ આલેખાઈ

જાય છે: વનમાં ગાય આગળ આગળ ચાલી જાય છે, અને ગાયના પગલે પગલે પગલું ભરતો રાજા દિલીપ પણ ચાલે છે. સંધ્યાકાળ થતાં આશ્રમ-ભણી વળવા ગાય પાછી વળે છે ત્યારે ગાયની ગતિ જે વળાંક લે છે, તે વળાંક ધ્વનિત થાય છે. આમ વળાંક લેતી ગાય અને દિલીપને આપણે પણ કાલિદાસપ્રસાદે પ્રત્યક્ષ કરીએ છીએ.

'મુનેશ્ચ ધેનુ:'માંના 'મુનિ' શબ્દથી સૂચવાય છે કે ગાયને હવે સાંજનો સમય થવાથી મુનિ વસિષ્ઠના સંધ્યા સમયના યજ્ઞ–યાગ–હોમાદિ નિત્ય કાર્ય માટે પહોંચવાનું છે.

'સંચારપૂતાનિ દિગન્તરાણિ' એ બે શબ્દથી શ્લોકનું પ્રથમ ચરણ બનેલ છે. આ બન્ને શબ્દ એકબીજાના પ્રાસમાં હોવાથી સૂચિત થાય છે કે ગાય અને દિલીપ એ બન્ને વ્યક્તિ એકબીજાના આંતરિક સુમેળમાં છે.

આખા શ્લોકમાં 'આ' વારંવાર આવે છે તે જાણે ઋષિના આશ્રમથી શરૂ કરીને વનમાં દૂર દૂર સુધીના ગાયના ચંક્રમણની લાંબી ખેંચાતી રેખા છે. 'ર', 'લ', અને 'ન' અને 'મ'ના અનુનાસિકોથી આખી પંક્તિ સુકોમળ અને મધુર થાય છે; જાણે ગાયની ગતિનો જ એ સુકોમળ–મધુર લય છે 'સંચાર' પોતે જ સરળતાનું સૂચન કરતો શબ્દ છે, તે ગાયની સરળ, શાન્ત, અક્ષુબ્ધ ગતિનો દ્યોતક છે. 'સંચારપૂતાનિ' શબ્દ અને પંક્તિના સ્વર–વ્યંજનોથી જાણે દિગન્તરાળો સુધી કામધેનુ જેવી પવિત્ર ગાયનાં અંગાંગમાંથી પવિત્રતાનું વાતાવરણ પ્રસરી રહે છે, ઉજ્જ્વલ દીપમાંથી પ્રકાશ બધે પ્રસરે તેમ.

આખા યે શ્લોકમાં રંગ અને ગતિ છે. કાલિદાસ રંગનો કવિ છે; ગતિનો કવિ છે. રંગની રમ્યતા આલેખતાં તો તે ઉલ્લસી ઊઠે છે:–

ખાબોચિયાંથી ઊઠતા વરાહે,
આવાસવૃક્ષે વળતા મયૂરે,
ઢળેલ લીલોતરીમાં મૃગોએ
વનો થતાં શ્યામ નિહાળતો જતો.

(રઘુવંશ: સર્ગ ૨: શ્લો. ૧૭)

સમસ્ત વનમાં ગાઢતર થતી જતી શ્યામતા સાથે સાથે શ્યામ મયૂરો અને વરાહોની ગતિ એક તાલમાં છે.

ગતિ એટલે કે ચૈતન્યનું તત્ત્વ–જીવનનું તત્ત્વ તો જાણે કે કાલિદાસનુ નિજી લક્ષણ છે, આગવું છે. કાલિદાસની કવિતાના અમૃતસ્પર્શે જડ પણ ચૈતન્ય થઈ સ્પન્દે છે :–

ત્યાં રાતડી ગાય પરે પડેલો
ધનુર્ધરે કેસરિયાળ જોયો;
પહાડમાં ગેરુશિલા પરે કો
ખડું યથા વૃક્ષ પ્રફુલ્લ લોધ્રનું.

(રઘુવંશ : સર્ગ ૨ : શ્લો. ૨૯)

ગાય નિશ્ચેષ્ટ છે, તે પર પડેલ સિંહ પણ નિશ્ચેષ્ટ છે, ઉપમા પણ નિશ્ચેષ્ટ ગેરુશિલાની છે; પણ, આ નિશ્ચેષ્ટતા–સ્થિરતા–જડતાને લોધ્રવૃક્ષની પ્રફુલ્લતાનું આલેખન માત્ર ગતિમય, ચૈતન્યમય, જીવન્ત કરી દે છે.

કવિ લખે તે કવિતા

જેની વાણીનો સહજ ઉચ્છ્વાસ જ કવિતા છે તેવા આ ભારતીય કવિથી સારી પૃથ્વી ધન્ય છે; આવો બીજો કોઈ કવિ પૃથ્વી પર હોય તો સાચે જ આ વસુન્ધરા ધન્યાતિધન્ય છે!

૨૫–૩–'૬૬

# શ્રી સુન્દરમ્‌નું 'એક જ રટના'

સ્નેહરશ્મિ

વિદ્યાવિહારના પ્રાર્થના સમ્મેલનમાં ગુજરાતી, હિન્દી, બંગાળી આદિ ભાષાઓમાંથી પસંદ કરેલાં ગીતો તેમના ભાવ, સંગીત, વર્ણમાધુર્ય આદિને અનુલક્ષીને દરરોજ ગવાય છે. એવાં ૧૦૮ ગીતોનો એક સંગ્રહ વિદ્યાવિહાર ગીતમાલા નામે, પ્રત્યેક ગીતના સ્વરાંકન સાથે, બહાર પડયો છે. એ સંગ્રહ તૈયાર થઇ ગયો તે પછી અસાધારણ લેખી શકાય એવું એક ગીત અમારી નજરે ચઢ્યું. અમારા શ્રી ભાઇલાલભાઈ શાહે એને સૂર આપ્યા, અને એ ગીતે અમને સૌને મંત્ર મુગ્ધ કર્યા. આ રહ્યું એ ગીત:

ઉચ્છ્વાસે નિઃશ્વાસે મારી એક જ રટના હો,
તું મુજમાં તુજ ધામ રચી જા, એ શુભ ઘટના હો.
હે ઉન્નત ગિરિશૃંગનિવાસી !
અમ ભૂતલનો તૂં બન વાસી,
અણુ અણુમાં અમે રૂહે તું હુલાસી,
મુજ તુજ બીચ હવે પ્રીતમ, ઘૂંઘટપટ ના હો.

હે અજરાં તેજોના રાશિ !
અમ અંધારાં જા તું પ્રકાશી,
વખડાં જ ધરતીનાં પ્રાશી
અમ જ્યોતિના એ પંકજને ઝાંખ ઝપટ ના હો.

હે આનન્દ પરમના જલધિ !
અમ ઝરણાંની સંહર અવધિ,
અમ કલશે સંભર તવ રસ–ધી,
પંથ પંથ ભણકારા તારી પદ–આહટના હો.
—"યાત્રા"માંથી

આ કાવ્યનો મારા વિદ્યાર્થીઓને પરિચય કરાવતાં બે ત્રણ વખત અમારા પ્રાર્થનાખંડમા મેં કેટલીક વાત કરી હતી, ત્યાર પછી મારા અનેક મિત્રો સાથે પણ એની મેં ચર્ચા કરી, અને તે સૌની આખમાં એ કાવ્ય સાંભળતાં દેખાતી દીપ્તિથી પ્રેરાઈ મને થયું કે સહૃદયો સાથે મારી એ સંવેદના હું અનુભવું, અને એના પરિણામ રૂપે મારા એ વાર્તાલાપોમાંની કેટલીક વિગતો નીચે ઉતારું છું:

આ કાવ્યના કવિ છે શ્રી સુન્દરમ્. આપણા એક અભિજાત કવિ હોવા ઉપરાંત શ્રીસુન્દરમ્ ઊંચી કોટીના યોગમાર્ગના પ્રવાસી ભક્ત છે. ગુજરાતી ભાષાએ આજ સુધી સાધેલી અભિવ્યક્તિનાં કેટલાંક અત્યંત મનોહર અંગો એમની કવિતાઓમાં આપણને જોવાનાં મળે છે, અને એનાથી આપણા પ્રાણના ઊંડાણમાં ચિર સમય માટે અતિ મધુર સંવેદના જાગે છે, 'એક જ રટના' એમની એ કવિપ્રતિભાનું એક ઉત્તમ ઉદાહરણ છે. શ્રી સુન્દરમ્નાં ગેયકાવ્યોમાં જ નહિ, આપણી ભાષાનાં નરસિંહથી માંડી આજ સુધીનાં ઉત્તમ ગીતોમાં સહેજે માનભર્યું સ્થાન મેળવી શકે એવું એ ગીત ગુજરાતી ગેયકાવ્યોના ગુચ્છમાં કેન્દ્રના એક અતિ આકર્ષક પૂર્ણ વિકસિત ફૂલ જેવું છે.

આપણા ચિત્તને હરી લે એવું એનું સહજ વર્ણમાધુર્ય–જેમ કે, ચોથી પંક્તિમાં પાસપાસે આવતા દીર્ઘ 'ઊ', 'ત' અને 'ન'થી સર્જાતું સંગીત* –ચૌદ પંક્તિના આ કાવ્યમાં અનેક જગ્યાએ કર્ણગોચર

* એમાં 'વ' નો ઊ ખરી રીતે તો હ્રસ્વ હોવો જોઈએ. છતાં અહીં એ દીર્ઘ છે એ આપણને ખૂંચતું નથી એ તો ઠીક પણ એ ધ્યાનમાં પણ આવતું.

થાય છે; અને એની અપૂર્વ પ્રાસરચનાથી એ સંગીત મનોહારી બને છે, 'રટના' સાથેની એની અનોખી પ્રાસરચના આપણી કલ્પનાને પકડી રાખે છે; અને એ રીતે વપરાયેલા શબ્દો કાવ્યની વ્યંજનાને કેટલા બધા ઉપકારક નીવડે છે ! 'રટના', 'ઘટના', 'ઘૂંઘટપટ ના', 'ઝાંખ ઝપટના', 'પદ આહટના' જેવી અકૃત્રિમ પ્રાસરચના આપણા કવિતા સાહિત્યમાં કેટલી ? એ જ પ્રમાણે 'જલધિ', 'અવધિ' તથા 'રસ–ધી' પણ આપણા મનને હરી લે છે.

આ તો એ કાવ્યના 'દેહ સૌષ્ઠવ'નો થોડોક ઉલ્લેખ થયો, પણ એના આન્તર સૌંદર્ય તરફ જ્યારે દષ્ટિ જાય છે ત્યારે એ એમાં કયું ચઢે એ નિર્ણય કરતાં આપણી કલ્પનાને હાર જ સ્વીકારવી પડે છે–અને આપણે એવી તથામાં પડયા વિના ઊંડા રસાનુભવમાં લીન થઇ જઇએ છે.

કાવ્યની માંડણી આપણાં પરંપરાગત ભક્તિગીતોની ઢબે જ, સાંપ્રદાયિકતાને વચ્ચે આવ્યા દીધા વિના, થઈ છે. આખું કાવ્ય ભગવાનને ઉદ્દેશી થતા ભક્તના હૃદયના એક મોટા ઊર્મિ ઉછાળ જેવું છે, એમાંની સંવેદના આપણને અપરિચિત નથી છતાં નવી જેવી લાગે છે. એમાંનાં ભાવપ્રતીકો જૂનાં છે છતાં તદ્દન નવાં જેવાં છે–અને એ એની વિશેષતા જ માત્ર નહિ, એનું કાવ્યમય આકર્ષણ છીએ.

કવિતાની શરૂઆત 'એક શુભ ઘટના' બનવાની ઝંખનાથી કવિ કરે છે. જીવનની હરકોઇ પળે, પછી તે ઉચ્છ્વાસની હો કે નિઃશ્વાસની, સુખની હો કે દુઃખની, ભગવાનને ઉદ્દેશી કવિ એક જ ઝંખના સેવે છે કે, એ પ્રત્યેક પળે મારામાં તું તારું ધામ રચી જા–મારામાં તું ઓતપ્રોત છે, હું તે તું જ છે એ સંવેદના મારામાં પ્રગટે એવી શુભ ઘટના તું સર્જી જા.

આવી રીતે શરૂઆત કરી બીજી કડીમાં કવિ ભગવાનને ભૂતલનો વાસી બનવા પ્રાર્થે છે, અને પોતાની અને ભગવાનની વચ્ચે કોઈ ઘૂંઘટપટ ના હો એવો આગ્રહ સેવે છે. આ ભાવ વ્યક્ત કરતાં વપરાયેલું 'પ્રીતમ' સંબોધન કેટલું બધું ઉચિત અને સાર્થ છે !

મુજ વ્રજ બીચ હવે હે પ્રીતમ, ઘૂંઘટપટ ના હો.

પંક્તિમાં ભગવાન સાથેની કેવી આત્મીયતા નીતરે છે ! અહીં વપરાયેલો એ 'ખીચ' શબ્દ હિન્દી હોવા છતાં આપણને આગંતુક કે પરાયા જેવો નથી લાગતો. એની પાછળ ભારતની સાંસ્કૃતિક એકતાની વજ્રકડી જેવી આપણી ભારતીય ભજનસમૃદ્ધિ નથી ?

એ પછીની કડીમાં પોતે ભગવાનને ભૂતલનો વાસી બનવા શાથી વીનવે છે તેની કવિ વાત કરે છે. કવિની ભક્તિનુ ફલક કેવું વિશાળ છે તેનું આપણને એમાં દર્શન થાય છે. સદીઓથી આપણે પ્રાર્થનામાં રોજ રોજ ગાઈએ છીએ કે,

न त्वहं कामये राज्यं न स्वर्गं ना पुनर्भवम् ।
कामये दु:खतप्तानां प्राणीनामार्तिनाशनम् ॥

મારે નથી જોઈતું રાજ્ય, નથી જોઈતો મોક્ષ–હું વાંચ્છું છું દુઃખતપ્ત પ્રાણીઓનાં દુઃખનો અંત. આ જ વાત કવિએ કેવાં સુંદર ભાવપ્રતીકો દ્વારા વ્યક્ત કરી છે ! ભગવાન તો તેજનો રાશિ છે, જ્યારે અહીં ધરતી પર અંધકાર છે–એમાં અજ્ઞાન છે, પરિતાપ છે, વેરઝેર છે – તેમાં એ અજરાં તેજોના રાશિનું તેજ રેલાય, અંધકાર પ્રકાશમાં પલટાઈ જાય, જગતમાં ઝેરનું શમન થઈ જાય, અને એ રીતે પ્રગટેલા જ્યોતિરૂપ કમળને કોઈ ઝાંખઝપટ ન લાગે એવી કવિના ઉરની ઝંખના છે અહીં કવિ જગતમાં એવા તેજને અવતારવા ઇચ્છે છે જે શાશ્વત હોય – જેને કદી અસ્ત ન હોય – જે નિત્ય અવિચલ હોય. આમ ભગવાનને ભૂતલનો વાસી બનાવવા પાછળ વસુધૈવ કુટુંબકમની ભાવના કવિની ઊર્મિનું પ્રેરક બળ બને છે.

ભૂતલ પર શાશ્વત પ્રકાશના અવતરણ સાથે કાવ્યનો ઉપસંહાર થયો હોત તો આપણને તે તદ્દન સ્વાભાવિક લાગત, પણ કવિ હજુ એક ચરણ આગળ વધે છે. તેજથી પણ પર એવું ભગવાનનું સ્વરૂપ તે આનન્દ. અને ભગવાન તો પરમ આનંદના જલધિ રૂપ છે એ જલધિને કવિ પ્રાર્થે છે કે નાનાંનાનાં ઝરણાં જેવા અમારા સૌની અવધિ–મર્યાદાનો તું રૂપી આનન્દના મહાસાગરમાં લોપ કરી દે ! અને અમારા એ પ્રવાસમાં

પંથ પંથ ભણકારા તારી પદ–આહટના હો.

તારા પદધ્વનિના ડગલે ને પગલે અમારા કાને ભણકારા પડતા રહો ! અમારી એ યાત્રાનું અંતિમ લક્ષ્ય ઝરણાં જેમ સાગરમાં સમાઈ જઈ સાગર રૂપ બની જાય છે તેવું હો ! અમારા સંપૂર્ણ આત્મસમર્પણમાં એ પરિણમો. જેથી આપણી વચ્ચેના હું–તુંના ભેદ ભુલાઈ જઈ **સોઽહમ્ સોઽહમ્** નું સંગીત અમારા અણુ અણુમાં પડઘાઈ રહે !

આમ જગતભરના મોટા ભક્તોની જે પરમ ઝંખના–આત્મસમર્પણ તેનું છેલ્લી કડીમાં જે આલેખન થયું છે તે એની અનવદ્ય કલામયતા ને કવિ–હૃદયની આર્દ્રતાને લઈને ચિર અસ્વાદ્ય બન્યું છે.

એમાં આવતાં સંબોધનો પણ કેટલાં બધાં સૂચક અને સમુચિત છે ! પ્રીતમ અંગે તો આપણે ઉલ્લેખ કર્યો જ છે. બીજાં સંબોધનો છે 'ઉન્નત ગિરિશૃંગનિવાસી !', 'અજરાં તેજોના રાશિ !', 'આનંદ પરમના જલધિ !' એ પ્રત્યેક સંબોધન દ્વારા કાવ્યનો પ્રવાહ વધુ વિશાળ, આહ્લાદક અને આસ્વાદ્ય બનતો એક મનોહર કલાસૃષ્ટિ સર્જે છે, અને એના દર્શનથી આપણું અન્તર ભર્યું ભર્યું બની જાય છે. આપણી એ પ્રાર્થના હો કે શ્રી સુન્દરમ્‌ની આવી કાવ્યસાધના હજુ પણ વધુ ને વધુ વિકાસ પામતી રહો અને એનાથી આપણી ગિરા વધુ સમૃદ્ધ અને પ્રાણવાન બનો !



# કાવ્યશિક્ષણ | મનસુખલાલ ઝવેરી

શિક્ષણનું શાસ્ત્ર હોય છે એ વાત ખરી; પણ શિક્ષણ એ મુખ્યત્વે કલા છે. શાસ્ત્રની સહાયને લીધે કલા પોતાનું કાર્ય સુંદર રીતે કરી શકે. પણ કેવળ શાસ્ત્રનો અભ્યાસ મનુષ્યને શિક્ષક બનાવી શકતો નથી. એથી ઊલટું, શિક્ષણની કલા જેને સિદ્ધ હોય તેણે શાસ્ત્રનો અભ્યાસ ન કર્યો હોય તો પણ તે ઉત્તમ શિક્ષક બની શકે.

ઉત્તમ શિક્ષક બનવા માટે ત્રણ વસ્તુઓ જોઇએ : પોતાના વિષય પરનું પ્રભુત્વ, વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રેમ, અને પોતાનું અન્તર્ગત ઠાલવી દેવાનો ઉત્સાહ. વિદ્યાર્થી પ્રત્યે પ્રેમ હોય તો જ અન્તર્ગત ઠાલવી દેવાનો ઉત્સાહ આવે : એ સ્વીકારી લઇએ તો, ઉત્તમ શિક્ષકમાં બે લક્ષણો હોવાં જોઈએ એમ કહી શકાય : વિષય પરનું પ્રભુત્વ અને અન્તર્ગત ઠાલવી દેવાનો ઉત્સાહ.

ઉત્તમ શિક્ષકની કસોટી : લોકપ્રિયતા નહિ; લોકપ્રિયતા માત્ર એ માર્ગે જ મળતી હોય છે એવું હમેશાં નથી હોતું. પરીક્ષાનાં પરિણામો પણ નહિ; એ પરિણામોનો આધાર કેવળ શિક્ષકની અધ્યાપનકુશળતા પર જ હોય છે એવું નથી હોતું. વિદ્યાર્થીને પરીક્ષામાં પાસ કરાવી દેવાની શિક્ષકની ફુનેહ પણ એની ઉત્તમતાની કસોટી નથી ઉત્તમતાની સાચી કસોટી પોતાના વિષય પ્રત્યે વિદ્યાર્થીમાં સાચો રસ અને પ્રેમ

જગાડવો તે—દીવામાંથી દીવો પ્રગટાવવો તે—, વિદ્યાર્થીને દૃષ્ટિ આપવી તે છે.

કાવ્ય શિક્ષણ પણ વ્યાપક શિક્ષણનો જ એક ભાગ છે. એટલે શિક્ષણ સામાન્યના આ નિયમો એને પણ લાગુ પડે જ. ઉપરાંત, કાવ્ય શિક્ષણ માટે જે વિશિષ્ટ યોગ્યતા જોઈએ તે પણ કાવ્યના શિક્ષકમા હોવી જોઈએ.

એ રીતે, કાવ્યનું શિક્ષણ આપનાર શિક્ષકમા પોતામાં કાવ્ય પ્રત્યે પ્રેમ હોવો જોઈએ; માત્ર પ્રેમ જ નહિ, પણ કાવ્ય પર પ્રભુત્વ હોવું જોઈએ. એટલે કે કવિતાનો રસાસ્વાદ સૂક્ષ્મ અને સમર્થ રીતે લઈ શકે તેવું તેનું પોતાનું ચિત્તંત્ર હોવું જોઈએ. કાવ્યના શિક્ષકે પોતે કવિ હોવાનું આવશ્યક નથી પૂલો, મકાનો, વગેરેની સાચી પરીક્ષા ઇજનેર જ કરી શકે. વૈદકીય સિદ્ધિઓ કે પ્રયોગો વગેરેની સાચી કિંમત ડૉક્ટર જ કરી શકે. પણ કાવ્યમાં—એટલે કે સાહિત્યમાં—એમ નથી. સાહિત્યકૃતિનું મૂલ્યાંકન કરવા માટે મનુષ્યે જાતે સાહિત્યકાર હોવાની જરૂર નથી. આપણે કવિતા કદી લખી જ ન હોય તો પણ કવિતાના સહૃદય ભાવક કે મર્મજ્ઞ વિવેચક અવશ્ય થઈ શકીએ

એટલે કાવ્યનુ શિક્ષણ આપનાર શિક્ષક પોતે કવિ હોય તો ચાલે બેશક; પણ એણે કવિ હોવું અનિવાર્ય નથી અનિવાર્ય છે કવિતા વિશેનો એનો જીવંત રસ ને સાચી સમજ. રસ જીવંત રહી શકે એક જ રીતે : કવિતાના—ઉત્તમ કવિતાના સતત સંપર્કથી; એટલે કે જૂનાં ને નવાં, આપણી ભાષાનાં ને અન્ય ભાષાઓનાં ઉત્તમ કાવ્યોના અખંડ પરિશીલનથી. અને સમજ સાચી સિદ્ધ થાય, એક જ રીતે : ઉત્તમ કાવ્યોનાં ઉત્તમાધિકારી વિવેચકોએ કરેલાં વિવેચનોના વાચનમનનથી. કાવ્યનો આસ્વાદ લેતી વેળા કેટલાક લયમંજુલ પદાવલિ પાસે જ અટકી જતા હોય છે; કેટલાક અલંકારોના અસામાન્યત્વ કે ચારુત્વ પાસે થંભી જતા હોય છે; થોડાક જ કાવ્યના અન્તરતત્ત્વ સુધી પહોંચી શકતા હોય છે. લયમંજુલ પદાવલિ કે અલંકારોનું કાવ્યમાં સ્થાન નથી હોતું એમ નહિ; પણ કાવ્ય એટલામાં જ વસતું નથી. એટલે કાવ્યનો રસાસ્વાદ લેતી વેળા પ્રધાનગૌણનો વિવેક રાખવો જરૂરી છે. કાવ્યમાં કયા ગુણો પ્રધાન

ગણાય, કયા ગુણો ગૌણ, કઈ ખામીઓ પ્રધાન ગણાય, કઈ ખામીઓ ગૌણ, તેનો ખ્યાલ આપણને બરાબર હોવો જોઈએ એ ખ્યાલ આપણને આવતો હોય છે અધિકારી વિવેચકોનાં વિવેચનો વાંચીને.

આમ ઉત્કટ રસ અને સાચી સમજ : એ આપણી, કાવ્યનું શિક્ષણ આપનાર શિક્ષકોની મુખ્ય મૂડી છે.

એટલી સજ્જતા પછી પ્રશ્ન આવે છે આવડતનો. આવડતને શાસ્ત્ર મદદ કરી શકે ખરું : પણ વિશેષ મદદ રૂપ તો બનતો હોય છે અનુભવ. જ્ઞાન ઘણું હોય છતાં અભિવ્યક્તિમાં કચાશ રહી જતી હોય તેવા શિક્ષકો પણ હોય છે; ને જ્ઞાન ઝાઝું ન હોય છતાં હોય તેટલાની અભિવ્યક્તિ ઉત્તમ રીતે કરી શકતા હોય તેવા શિક્ષકો પણ વિરલ નથી. એટલે આવડત–પોતાનું હૃદ્‌ગત અભિવ્યક્ત કરવાનો પ્રશ્ન સજ્જતા કરતાં જુદો છે. એ આવડત લાવી લવાતી નથી, આપી અપાતી નથી. કેવળ પ્રેમભર્યા પુરુષાર્થ દ્વારા જ કેળવી કેળવાતી હોય છે.

સજ્જતા અને આવડત, બન્ને જેની પાસે ઠીક ઠીક હોય તેવા વ્યક્તિ વ્યક્તિએ અભિવ્યક્તિ જુદી જુદી હોય છે. એકની એક વસ્તુ બે વ્યક્તિઓ સમજાવે અને સાચી રીતે સમજાવે તો પણ તેમાં ફેર હોય છે. એકની વાત સાંભળવી આપણને ગમતી હોય છે, આપણે કોડે કોઠે દીવા પ્રગટાવતી હોય છે. બીજાની વાત એટલી રોચક નથી લાગતી.

એ બે વચ્ચેનો એક ભેદ મને લાગે છે તે પ્રમાણે એ છે કે એક વ્યક્તિ વિદ્યાર્થીની કક્ષા કઈ છે તે સમજીને ત્યાં સુધી ઊતરતી હોય છે. બીજી, એમ કરતી નથી; કરી શકતી જ નથી. વાત, વિદ્યાર્થીની કક્ષા ઊંચે લાવવાની છે. અને She stoops to conquer એ શિક્ષણની વાતમાં પણ સાચું લાગે છે. વિદ્યાર્થીની કક્ષા સુધી ઊતરીને, એને રસાનન્દની સમાધિમાં ડુબાડી, એને ખબર સરખીયે ન પડે તેવી રીતે ઊંચકીને પોતાની કક્ષાએ લઈ જનાર શિક્ષક વધારે સફળ ગણાય એમાં શંકા નથી.

એક રીતે જોઈએ તો શિક્ષણ–કાવ્યનું જ શિક્ષણ નહિ, પણ શિક્ષણ માત્ર આપકળા છે. જે વિશિષ્ટ વાતાવરણમાં આપણે રોપણો

જે વિદ્યાર્થીઓ સાથે કામ કરવાનું આપણને મળ્યું હોય અને આપણી સજ્જતાને પ્રગટ થવાનો જેટલો અવકાશ હોય તે પ્રમાણે એ કળા ખીલતી આવે છે. પણ સમગ્ર રીતે કહીએ તો, કાવ્ય શિક્ષણનો ઉદ્દેશ વિદ્યાર્થીના હૃદયમાં 'કાવ્ય'ની સંક્રાન્તિ કરવી, કાવ્યનો ભાવ એના હૃદયમાં સ્ફુરાવવો એ હોય છે. એટલે સૌથી વધારે મહત્ત્વની વસ્તુ કાવ્યનું પઠન કરવું એ છે. કાવ્ય પઠન જ એવી રીતે થવું જોઈએ કે વિદ્યાર્થીના હૃદયમાં કાવ્યભાવ આપોઆપ સંક્રાન્ત થતો આવે. આ માટે જરૂરનાં હોય છે શુદ્ધ ઉચ્ચાર અને ભાવવાહી પઠન.

કાવ્ય શિક્ષણ એ, અન્તતોગત્વા, એક કલા છે. અને તેથી શિક્ષકે શિક્ષકે એ જુદી જુદી વિશિષ્ટતા અને વ્યક્તિમત્તા ધારણ કરતું હોય છે. એટલે એને માટે કેવળ સર્વસામાન્ય નિયમો જ હોઈ શકે નહિ.

અને કેમ હોઈ શકે? કઇ કલાના હોઈ શકે? સાહિત્ય, સંગીત, ચિત્ર, નૃત્ય આદિ તો ઠીક, પણ મૈત્રી, વાતચીત, રસોઈ: આમાંની પણ કઈ કલા કેવળ નિયમપાલન દ્વારા જ સિદ્ધ થતી હોય છે? નિયમોની જરૂર નથી હોતી એમ નહિ; પણ નિયમોની ગતિ સર્વસામાન્યતાની મર્યાદા સુધી જ હોય છે; વિશિષ્ટતા અને વ્યક્તિમત્તાની અતિસ્થિતિ એનાથી દશાંગુલ હોય છે. અને સારમાં સાર તો એ છે.



# વ્યક્તિ અને સમાજ*

સ્વ. અંબાલાલ પુરાણી

૧

જ્યારે કૃત્રિમ રૂઢિનાં બંધનોમાં જકડાયલો જમાનો છેક જ સડી જાય, જીવનનાં વહેણોને શુષ્ક વિધિનાં બીબાંઓમાં જ વહેવાની ફરજ પડે, જ્યારે સામાજિક જીવનમાં કેવળ રિવાજનું સામ્રાજ્ય જામે ત્યારે એ અવદશામાંથી વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો ઉત્પન્ન થવાનો જ. જૂનાં વિધિ અને રૂઢિઓમાંથી પ્રાણ પરવારી ગયેલો હોય છે અને 'સાપ ગયા ને લીસોટા રહ્યા' જેવાં જે રૂપો સમાજમાં પ્રચલિત હોય તે પણ સત્ત્વહીન અને અર્થહીન બની રહે છે. અને આજે આપણી જનોઈ દેવાની રૂઢિમાં જેમ લેશ પણ વાસ્તવિકતા રહી નથી તેવી નિરર્થકતા સઘળા જીવનમાં આવી જાય છે અને કેવળ યંત્રની પેઠે નિર્જીવ રૂપો મરવાની આળસે જીવતાં રહેલાં—જીવ્યા કરતાં—જણાય છે. માણસો રિવાજના કે રૂઢિના બળથી અને વિધિઓ પ્રત્યેની આસક્તિથી એ પુરાણી વસ્તુઓને વળગી રહે છે.

સામાન્ય રીતે જોતાં, માનવ પ્રણાલિકાનો રક્ષક છે. જે ચાલતું હોય તેમાં ફેરફાર કરવાનો એને કંટાળો હોય છે. છતાં પણ કૃત્રિમતાના યુગમાં સૌ કોઈને એમ તો લાગે જ છે કે જીવનનાં સામાજિક બીબાંઓમાં

* સ્વ. અંબાલાલ પુરાણીનો આ અપ્રસિદ્ધ લેખ મોકલી આપવા માટે શ્રી મગનભાઈ તલાટીના અમે ઋણી છીએ. –સં.

પ્રાણ રહ્યો નથી અને સૌ કોઈ અસત્ય જીવન ગાળી રહ્યા છે. વ્યક્તિ-સ્વાતંત્ર્યનો જમાનો જ્યારે આવી સ્થિતિમાં ઊગે છે ત્યારે તેનો મુખ્ય હેતુ સત્યના વાસ્તવિક પાયા ઉપર જીવનની પ્રતિષ્ઠા કરવાનો હોય છે. અને આવો જમાનો વ્યક્તિ-પ્રધાન જ હોય એ પણ સમજી શકાય તેવું છે, કારણ કે સમાજ આખો સ્વીકારી શકે તેવાં ધોરણો લોપ થઈ ગયેલાં હોય છે. એટલે, નવી દિશામાં વ્યક્તિએ શરૂઆત કરવાની હોય છે, તેણે નવો ચીલો પાડવો રહે છે. પોતાના અંતરમાં તે આદર્શ સિદ્ધ કરવાની તમન્ના જગાવે છે, એને બુદ્ધિ ઉપર આધાર રાખીને નવો માર્ગ શોધવો પડે છે. તે જુદાં જુદા ધોરણો દ્વારા પોતાનો માર્ગ શોધવા પ્રયત્ન કરે છે. એ પ્રમાણે જ્યારે જીવનની પુનર્ઘટના માટે નવી જ્યોતિ વ્યક્તિને તેના અંતરમાં મળી રહે છે ત્યારે તે ધર્મ, સમાજ, નીતિ રાજકારણ, સંસ્થાઓ વગેરેને તે સત્યના ઉપર પ્રતિષ્ઠિત કરવાનો પ્રયત્ન કરે છે.

આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનાનો આરંભ મૂળ તો યુરોપમાં થયો છે અને એનું ચલણ પૂર જોરમાં ત્યાં ચાલેલું છે. આપણે ત્યાં એની શરૂઆત પશ્ચિમના સંસર્ગને આભારી છે. તેની અસરને પરિણામે આપણા સમાજમાં પણ વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો આવ્યો છે. સત્ય શોધવાની જે બળતી મહત્ત્વાકાંક્ષા પશ્ચિમના દેશોમાં છે તેને લીધે ત્યાંની પ્રજાઓને સૈકાઓથી સામર્થ્ય, જ્ઞાન, શક્તિ, સંગઠન, પ્રગતિ, વિસ્તાર વગેરે પ્રાપ્ત થયાં છે. આપણે નિર્બળ થયા કે રહ્યા છીએ એનું કારણ આપણી સંસ્થાઓ—અને સમગ્ર જીવન—અસત્યના પાયા ઉપર રચાયેલું છે એમ નથી, પરંતુ આપણા જીવનમાં જે સત્ય એ રૂપોમાં હતું તે આપણે ગુમાવી બેઠા છીએ તેને આભારી છે. એકવાર એ રૂઢિઓમાં, રિવાજોમાં અને વિધિઓમાં પ્રાણ હતો એ ભૂલી જવાનું નથી. રીતરિવાજોનાં બંધનમાં અને નિશ્ચિત વિચારની પ્રણાલીમાં રહેવાને ટેવાયલા પૂર્વના દેશોના જનસમૂહો નવીન પરિસ્થિતિ, નવીન શક્તિઓ સામે નિર્બળ અને અસહાય નીવડયાં.

અને છતાં, વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનાએ જે સત્યોની શોધ કરી છે તે સત્યો ઊંડાં કે મૌલિક નથી. માનવબુદ્ધિ સ્વતંત્ર રીતે સ્થૂલ જગતનું

પૃથક્કરણ કરે તો એ અનુમાનો અને સત્યો સહેલાઈથી તારવી શકે, કુત્તેહમંદ નીવડે જ અને જગત ઉપર એ બુદ્ધિપ્રધાન વ્યક્તિસ્વાતંત્ર્યનો ઝંડો ફરકયો છે તેનું મુખ્ય કારણ એ છે કે કોઇ ગહન અને મૌલિક સત્ય એને સામે મળ્યું નથી.

વ્યક્તિસ્વાતંત્ર્ય એટલે પ્રશ્નાર્થ દશા અને જે હોય તેનો અસ્વીકાર. ભૌતિક શાસ્ત્રોની બોલબાલા હતી એટલે એની સામે કોઇ દલીલ ટકી શકતી નહિ. ઇતિહાસનો વિકાસ જોતાં આપણને એવો જમાનો આવવો અનિવાર્ય જ લાગે છે. ચારેબાજુ ધર્મ સ્વીકારાયલો જણાય છે પરંતુ તેનો સાક્ષાત્કાર કરી શકાય એવું સત્મ તેમાં વ્યક્તિને જણાતું નથી. ચાલતો આવ્યો છે માટે જ તેનો સ્વીકાર કરવાનો તેને આગ્રહ કરવામાં આવે છે. વ્યક્તિ તેની સામે બંડ ઉઠાવે છે, અને ઉઠાવેજ.

કોઈ શાસ્ત્ર, પુસ્તક કે પોપના નિર્ણય ઉપર, ધર્મગુરુની આજ્ઞા ઉપર, પંડિતો કે આચાર્યોની આજ્ઞા ઉપર ધર્મ અવલંબે છે.—બધા જ નિર્ણય આપે, પણ તપાસ તો કોઈ કરવા જ ન દે—પ્રશ્ન પણ ન ઉઠાવવા દે.—સિદ્ધ ન કરે. આવી સ્થિતિમાં ભૌતિકશાસ્ત્રો પણ પ્રગતિ કરી શકે નહિ. લોકોના વિચારો બંધિયાર સ્થિતિમાં જ પડયા હોય. રાજકીય જીવનમાં પણ એ રૂઢિગ્રસ્ત મનોદશાનું જ સામ્રાજ્ય હોય છે. એટલે એમાં પણ રાજાઓના જન્મસિદ્ધ હક્કો, ધર્મે જેને રજા આપી છે એવા જુલમો, ઘણા વખતથી ચાલ્યા આવે છે એટલા જ અધિકારવાળા હક્કો તે જીવનમાં જુએ છે. સમાજજીવનમાં પણ વર્ગો અને તેમના હક્કો અને અશક્તિઓ આગળથી નક્કી થઈ ગયેલાં જણાય છે. ઉચ્ચ વર્ગની સત્તા, તેનો મદ અને અભિમાન, અને અધમ વર્ગોની નિરાધારી તેને દેખાય છે.

આ બધા સામે વ્યક્તિએ તો બળવાનો ઝંડો ઉઠાવવાનો હોય છે. જ્યાં જ્યાં પ્રમાણ, સત્તા (Authority) જણાય ત્યાં ત્યાં તેણે પડકાર કરવો જ પડે છે; દરેક પ્રશ્નના ઉપર તેણે પોતાની નિરીક્ષણ દષ્ટિ નાંખવાની હોય છે. બધું જ પવિત્ર, ઈશ્વર નિયમ, ભગવાનની આજ્ઞા કહેવાય, સનાતન નિયમ કહેવાય, તેને તેણે પ્રશ્ન કરીને બાજુ પર મૂકવું પડે છે.

આનંદ લેનારી પરીક્ષક વૃત્તિ – આવી, બધી માનવ સમાજને વ્યવસ્થા–નિયમન–સંયમ–દંડ કરવાનું મૂળતત્ત્વ, પાયો તો હોવો જ જોઇએ; ઉપરનાં સાધનોમાંથી યુરોપે તે મેળવવા પ્રયત્ન કર્યો છે.

કોઈ પ્રકારનાં બાહ્ય ધોરણ કે સત્યના સપ્રમાણતાના મૂળ સિવાય વ્યક્તિની સ્વતંત્ર અને અતંત્ર બુદ્ધિને કે આદર્શને આટલી છૂટ આપવામાં આવે એ પ્રયોગ આપણી અપૂર્ણ માનવજાતિ માટે જોખમભર્યો તો છે જ. એને પરિણામે ઘણુંખરું વારે વારે બદલાતી પરિસ્થિતિ અને અભિપ્રાયની અવ્યવસ્થા જ જન્મે;–પ્રગતિ કે સત્ય પ્રાપ્તિ ઓછી જ સધાય વળી, વર્ગોના સ્વાર્થ અને હિત કે કામનાને સફળ કરવા માટે વર્ગવિગ્રહ યા તો વ્યક્તિની લડત–એ રસ્તાઓ પણ છેવટે વિગ્રહ અને ક્રાંતિ લાવ્યા વિના રહેશે નહિ. એટલે સફળ થવા માટે વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનાએ બે શરતો પૂરી પાડવી જોઇએ. એક તો, બધા સ્વીકારી શકે તેવું સત્યનું ધોરણ–જેથી કરીને બીજી વ્યક્તિઓના અંતરમા પણ એના સ્વાર્થને ગૌણ બનાવે એવો કોઈ સિદ્ધાંત હોવો જોઈએ; અર્થાત્, કામનો સ્વીકાર સરળ બને, અને બીજું, સામાજિક રચનાનો કોઈ સિદ્ધાંત જે વ્યક્તિની અને સમાજની કામનાઓ અને સ્વાર્થને વશ રાખે એવો નીતિનો સિદ્ધાંત સર્વમાન્ય થાય તેવો તેણે સ્થાપન કરવો જોઇએ.

એ સિદ્ધાંત ભૌતિકશાસ્ત્રની શોધખોળમાં યુરોપને મળી ગયો. વ્યક્તિ-સ્વાતંત્ર્યને માટે જરૂરી બે તત્ત્વો એને લીધે પૂરાં પડે છે એટલે જ યુરોપમાં ૧૯મી સદીમાં તેનો આવો જબ્બર વિજય થયો. ભૌતિકશાસ્ત્રો જે સત્ય સિદ્ધ કરે છે તે કોઈ શાસ્ત્રના વચન ઉપર કે પ્રમાણ ઉપર કે માણસના કહેવા ઉપર નહિ પરંતુ પ્રકૃતિમાં જોવામાં આવતી ઘટનાઓ ઉપર આધાર રાખે છે. વ્યક્તિએ અનુભવ અને અવલોકનની શક્તિઓ કેળવીને તે સત્યો જાણવાની જ વાર છે. માનવ અને પ્રકૃતિ બન્નેનું જ્ઞાન મેળવવા માટે જરૂરનાં તત્ત્વો, ઘટનાઓ, વસ્તુસંભાર અહીં ભરપૂર ભરેલો છે. ભૌતિકશાસ્ત્રો એ જ એવું ધોરણ છે કે જેનો આશ્રય લઇને માનવ સમાજની પુનર્ઘટના કરી શકે, જ્ઞાન પ્રાપ્ત કરી શકે, જીવનનો બૌદ્ધિક પાયો પૂરો પાડે,, પ્રગતિનો નિશ્ચલ રસ્તો દેખાડે, પ્રજા અને વ્યક્તિની પૂર્ણતાનો નિશ્ચલ માર્ગ બતાવે. વ્યક્તિસ્વાતંત્ર્યનો આ પરમ ઉત્કર્ષ છે અને માનવ બુદ્ધિનો પરમ વિજય છે.

પરંતુ, અહીં એના એ વિજયો જ એનો અંત લાવે એવાં ચિહ્નો જણાય છે. બુદ્ધિએ વિશ્વના જે નિયમો શોધ્યા તેને પરિણામે વ્યક્તિ પોતે ગૌણ તત્ત્વ બની ગઈ અને વિશ્વના નિયમો વડે તેણે જાતને દોરવી જોઈએ એ એ સત્ય વધુ ને વધુ સ્વીકારાતું ગયું અને સામાજિક જીવન એ રીતે શોધવાના નિયમ પ્રમાણે ગોઠવવા જતા એની એ વ્યક્તિની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવા વારો આવે જ છે. પોતાના વ્યક્તિત્વનાં મૌલિક તત્ત્વો શોધવા જતા માનવે સમષ્ટિને લાગુ પડતા સિદ્ધાંતો જ શોધી કાઢ્યા છે. આને પરિણામે અર્થના ઉપર રચાયેલો સમાજવાદ આવશે. અને એમાં વ્યક્તિસ્વાતંત્ર્ય વ્યક્તિના પોતાના જ અને માનવજાતિના હિતમાં લઈ લેવામાં આવશે. વ્યક્તિનું સમગ્ર જીવન, તેનાં કાર્યો, જન્મથી મરણ સુધીનાં દરેક પગલે, રાજ્યની યાંત્રિક સત્તાથી નિયત થશે. આર્યાવર્તમાં અને ગ્રીસમાં જે જાતની સમાજવ્યવસ્થા હતી તેની વિચિત્ર નવી આકૃતિ કદાચ આપણે જોઈશું. ધર્મ અને સ્મૃતિઓને બદલે ભૌતિકશાસ્ત્ર અને પ્રાકૃતિક હેતુઓ નિયામક બનશે: આચાર્યને ઠેકાણે ભૌતિકશાસ્ત્રનો કોવિદ-નિષ્ણાત-તજ્જ્ઞ-આપણને સમાજના નિયમો આપશે. રાજાને ઠેકાણે સમાજનું તંત્ર આવશે એટલું જ. સત્યના ખાસ જ્ઞાનવાળા એ માણસો આપણાં કરતાં પણ આપણી જાતને વધારે સારી રીતે જાણવાનો દાવો કરશે. અને આપણે શું કામ કરવું, લગ્ન કેમ કરવાં, કેળવણી કેમ અને કેટલી આપવી વગેરેના કાનૂનો આપણને બનાવશે. પ્રાચીન યુગમાં શાસ્ત્રો કરનારા હતા તેમજ. દરેક વ્યક્તિને સમાજ માટે-સમષ્ટિ માટે-કામ કરવું ફરજિયાત થઈ પડશે. છેવટે દરેકને છૂટ-મુક્તિ-બોજાની અને આરામની મુક્તિ પણ આપવામાં આવશે. આ યોજના પ્રાચીન વાનપ્રસ્થ અને

નામ પણ નહિ રહે. એટલે એની સામે વ્યક્તિસ્વાતંત્ર્યના હિમાયતીઓ થયા વિના રહેશે પણ નહિ

પરંતુ એવો સમય આવે તે પહેલા પણ કદાચ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનાનો અંત પણ આવે એ બનવાજોગ છે ભૌતિકશાસ્ત્રોને જે જ્ઞાન ન હતું તે આજે હવે સ્વીકારાવા લાગ્યું છે બુદ્ધિની સર્વોપરિતાને ઠેકાણે તેની પરિમિતતાનો પણ સ્વીકાર થવા લાગ્યો છે એડિંગ્ટન સર જીન જેક્સ, ઑલીવર લૉજ વગેરે પ્રગટપણે ભૌતિકશાસ્ત્રની અન્વેષણ પદ્ધતિની મર્યાદાઓ સ્વીકારવા લાગ્યા છે અને સાથે સાથે બીજા વિષયો નજર આગળ આવવા પણ લાગ્યા છે નેટસે, બેર્ગસોં વગેરેના વિચારો પણ મીમાંસકોમા પ્રસરવા લાગ્યા છે

બીજુ, એશિયાના દેશો હવે જાગ્રત થઈ ગયા છે અને ત્યા આગળ પશ્ચિમનો વ્યક્તિસ્વાતંત્ર્યવાદ અને જૂના રૂઢિબદ્ધ રિવાજોમા જકડાયુ જીવન એ બે વચ્ચે ઝઘડો જામ્યો છે પૂર્વનો વ્યક્તિસ્વાતંત્ર્યનો યુગ બુદ્ધિપ્રધાન નહિ રહે, તેમ બહુ લાંબો ચાલશે પણ નહિ નવી જ દિશા સામાજિક સ્વરૂપોમા ઊઘડે એ વધારે શક્ય લાગે છે કારણકે પૂર્વના દેશો પોતાની સંસ્કૃતિ અને પ્રકૃતિનુ અવલંબન કરીને નવીન સર્જન રચશે એવી આશા વધારે છે એની દિશા સ્વાનુભવની અને આધ્યાત્મિકતાની વૃત્તિ તરફ વધારે થવાનો સંભવ છે પશ્ચિમના તત્ત્વોમાથી બે શક્તિઓ જરૂર સ્વીકૃત થવાની હોય એમ લાગે છે સ્વાતંત્ર્યનો સિદ્ધાંત, એટલે કે પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર છે અને સમાજની પ્રત્યેક વ્યક્તિને પોતાના જીવનની અને વિકાસની બધી તકો સરખી મેળવવાનો હક છે વિકાસ અને ફળનો ભોગ અમુક વર્ગ પોતાને હસ્તગત કરે એ બનવુ હવે અશક્ય લાગે છે બીજા વર્ગને સેવા કરવાનુ સોંપે એ હવે નહિ ચાલે સામાજિક વિકાસ અને સંપત્તિ એમાં સઘળી વ્યક્તિઓનો વિકાસ અને સંપત્તિ આ વિચાર અત્યારે સઘળી પ્રજાઓએ સ્વીકાર્યો છ, અને દુનિયામા જે સમાજવાદ પ્રત્યે વલણ દેખાય છે તેને માટે એ જવાબદાર છે વળી, વ્યક્તિ એટલે સમાજનો એકમ જ માત્ર નથી એ સત્ય વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનાએ જ શોધી કાઢ્યું છે વળી સામાજિક કાર્ય કરવાની શક્તિ ઉપર વ્યક્તિની ઉપયોગિતા રહેલી નથી—માનવજાતિના મંડપૂડાની એક

આખી તે વ્યક્તિ નથી.–પરંતુ પ્રત્યેક વ્યક્તિ વિશિષ્ટ છે. પ્રત્યેક વ્યક્તિની પાછળ તેનું સત્ય આવી રહેલું છે. અને વ્યક્તિ તરીકે તેમજ સમષ્ટિ તરીકે તેણે પોતાની જાતનો આવિર્ભાવ કરવાનો છે.–જીવન જીવવાનું છે. વ્યક્તિ આજે સ્વતંત્રતા માગે છે, આરંભ કરવાની તક માગે છે.–સમાજે એનો અવિશ્વાસ કરીને એને ચગદવા માટે–એને દબાવવા માટે–પ્રયત્ન કરવાનો નથી અને વ્યક્તિએ જો પોતાના આત્માનો જ વિકાસ કરવાનો હોય તો તે બીજાના આત્મામાં નહિ પરંતુ સમષ્ટિથી પણ પર એવા કોઈ પરાત્પર Transcendent તત્ત્વમાં જ તે પોતાની શક્તિઓ અર્પણ કરી દઈ શકે એ દેખીતું જ છે.

૨

પ્રાચીન પ્રણાલીઓની અંદર ઊંડા ઊતરીને તેમનું સત્ય શોધી કાઢવું તે એ સત્યને શોધવાનો ટૂંકો રસ્તો છે. પરંતુ એમાં ભય એ છે કે જે સમાજિક વસ્તુઓ નિરર્થક નીવડી ચૂકી છે, નિર્જીવ છે, મરવા પડી છે, તેમને પાછી જીવંત કરવાની વૃત્તિ આવશે અને વળી પાછું રૂઢિચુસ્તતા અને રક્ષકવૃત્તિ જ દૃઢ થશે.

વિકાસ પામતી માનવજાતિ ભૂતકાળ પ્રત્યે નહિ પરંતુ ભાવિ પ્રત્યે જવા નિર્માયલી છે. અંતરનું સત્ય સનાતન હોઈ રૂપો વિકારી અને વિકસતાં હોય છે. હિંદમાં જે રૂઢિચુસ્ત યુગ હતો તેને દૂર કરવા માટે બુદ્ધના સમયથી પ્રયત્નો થતા જ રહ્યા છે. અનેક ધર્મપ્રચારકો, સંતો અને ભક્તોએ પોતાની જ્ઞાનદૃષ્ટિથી, ધાર્મિકતાથી, સમાજમાંથી રિવાજોને, રૂઢિચુસ્તતાને દૂર કરવા પ્રયત્નો કર્યા છે. પરંતુ સંપૂર્ણ સફળતા સાધી નથી શકયા. પરંતુ વિનાશક ટીકા અને બુદ્ધિની તીક્ષ્ણ પરીક્ષા હિંદમાં પૂરતી અજમાવાઈ ન હતી. યુરોપની અસરને પરિણામે આપણે ત્યાં એ કાર્ય શરૂ થયું છે. આ રીતે આખી પ્રજાને સઘળી વસ્તુ બુદ્ધિના દૃષ્ટિબિન્દુથી જોવાની ફરજ પડી છે, અને જૂનું જાળવનારાઓને પણ બુદ્ધિનો આશ્રય લેવો પડે છે. અંદરથી જે કાર્ય ન થયું તે એશિયાને બહારના દબાણને પરિણામે કરવું પડે છે।

વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો પ્રથમ તો વ્યક્તિના આત્માનું સત્ય શોધવાનો અને પછીથી સમષ્ટિનું સત્ય શોધવાનો પ્રયત્ન કરે છે. શરૂઆત વ્યક્તિથી કરીને ધર્મ, જીવન, સઘળું જોઈને પછીથી તેને સમષ્ટિનો વિચાર કરવાની ફરજ પડે છે જ. કારણ કે વ્યક્તિના પોતાના જીવનનું અંતિમ સત્ય વિરાટ સત્યને પામ્યા વિના તેને મળતું નથી એમ તે અનુભવે છે. વ્યક્તિ વિરાટનો એક ભાગછે અને એના તાબામાં પણ છે એમ કહી શકાય. યુરોપમાં ભૌતિકશાસ્ત્રોની શોધ અને પ્રકૃતિના નિયમોની શોધ કરીને આરંભ થયો છે. પરંતુ આખરે એ સત્યનો સ્વીકાર કરવો પડશે કે સ્થૂલ પ્રકૃતિ, જગત સમસ્ત વિશ્વ નથી,—એ જ્ઞાન પૂરતું નથી; વળી, માનવ શરીર છે એ સાચું, પરંતુ શરીર ઉપરાંત તે પ્રાણમય અને વધારે અગત્યનું તો તે એક મનોમય સત્ત્તા છે. આજુબાજુની પરિસ્થિતિ માનવની મનોદશાને કાંઈક અંશે ઘડે છે, પરંતુ એ કાંઈ તેનાથી સર્વાંશે ઘડાતી નથી. આર્થિક સ્થિતિ અને સામાજિક સંસ્થાઓ બન્ને માનવની મનોદશા (Psychology) વડે ઘડાય છે, બદલાય છે, એટલે માનવે પ્રથમ તો પોતાના વ્યક્તિત્વમાં રહેલ સત્યની શોધ કરવી પડે છે. પોતાપણું અને વસ્તુઓનું સત્ય તેણે શોધવાનું હોય છે.

આ કામની શરૂઆત તે બુદ્ધિ અને તર્કશક્તિ તથા ટીકા કરનારી ઝીણું નિરીક્ષણ કરનારી વિવેચક શક્તિ વડે કરે છે–તો પણ એ લાંબો વખત ચાલતું નથી. જ્યારે આત્માનાં તત્ત્વો તેને માલૂમ પડે છે ત્યારે તે એટલાં ગહન અને સંકુલ હોય છે કે બુદ્ધિને પોતાની મર્યાદા સ્વીકારવાની ફરજ પડે છે. બુદ્ધિ અપૂર્ણ અને ફાંફાં મારતી શક્તિ નીવડે છે,–માનવને ઊંડા જ્ઞાનની જરૂર પડે છે અને તે અંતર પ્રત્યે વળે છે અને ત્યાં તેને નવી શક્યતાઓ અને શક્તિઓ જણાય છે. Self-critical–પોતા વિષે વિવેચક–માત્ર નહિ પરંતુ Self-conscious–પોતા વિષે સચેતન–થવાની તેને જરૂર જણાય છે. તો જ આત્માને તે જાણી શકે એમ તે જુએ છે. બહાર તપાસ કરવાને બદલે અંતરાત્મામાં ચેતનાને ધારણ કરવાથી તે એ કાર્ય કરી શકે છે. આ પ્રમાણે બુદ્ધિપ્રધાન વૃત્તિમાંથી સ્વયંજ્ઞાન પ્રત્યે પ્રગતિ થાય છે અને ઉપયોગિતાનું ધોરણ દૂર થઈને તેને ઠેકાણે–આત્મસાક્ષાત્કારની તાલાવેલી જન્મે છે. પ્રકૃતિમાં કામ કરનાર સ્થૂલ

નિયમોને આધારે જીવન રચવાને બદલે માનવજાતિમાં અને વ્યક્તિમાં કાર્ય કરી રહેલ કોઈ પ્રચ્છન્ન આધ્યાત્મિક નિયમ અને શક્તિને અનુસરવા તે પ્રયત્ન કરે છે.

આજે આ વૃત્તિ વધી રહી છે, જોર કરી રહી છે, આગળ પડતી થઈ રહી છે–એનો અર્થ એ છે કે subjectivism–સ્વાનુભાવ અને આત્મલક્ષિતાનો જમાનો આવી રહ્યો છે તેની એ નિશાની છે.

કેળવણી સાથેના વ્યવહારમાં અને ગુન્હેગાર સાથેના વ્યવહારમાં આજે ફેર પડયો છે તે આત્મલક્ષિતાનું એક લક્ષણ છે. કેળવણીમાં બાળકને અંદરથી વિકાસ સાધવા દેવો, તેને મદદ કરવી.–પરંતુ બહારથી જ્ઞાન લાદવું કે ફરજિયાત નિયમો પળાવવા એટલો ઉદ્દેશ નથી એ સત્ય હવે સર્વમાન્ય થયું છે. ગુન્હો કરનાર શા માટે ગુન્હો કરે છે તે સમજીને તેનાં કારણો શોધવાનો પ્રયાસ થાય છે.

પરંતુ આત્મલક્ષિતામાં ભૂલો પણ મોટી થવાનો સંભવ છે જ.

વ્યક્તિસ્વાતંત્ર્યમાંથી આ જમાનો આવે છે એટલે એમાં વ્યક્તિની 'અહંતા'ને પોતાના આત્મા તરીકે ગણી લેવાની ભૂલ કરવાનો સંભવ છે. અને વ્યક્તિની અહંતા–પ્રજાની અહંતાનું રૂપ લે એ પ્રથમ ભૂલ છે;–પ્રથમ ઉપાય તો એ જ્ઞાન દૃઢ કરવાની જરૂર છે કે–૧. અહંતા અને આત્મા એક નથી: ભગવાન જ સાચો આત્મા છે; પોતાની અહંપ્રધાન શક્તિઓને ખીલવવી, એમાં વ્યક્તિની સાર્થકતા નથી. મન, પ્રાણ તથા શરીરને સંતોષવું એ તેનો અંતિમ ઉદ્દેશ નથી, પરંતુ પોતાની અંદર પ્રભુનો આવિર્ભાવ કરવો એ તેનો ઉદ્દેશ છે. જ્ઞાન, શક્તિ, પ્રેમ, વિરાટમાં વ્યાપી જવું–વગેરે શક્તિઓ વ્યક્તિએ ભગવાનને પ્રાપ્ત કરીને મેળવવાની છે,

જીવન ટકાવવા માટેની, શક્તિ પ્રાપ્ત કરવા માટેની અને જ્ઞાન માટેની સંકલ્પશક્તિ–ત્રણેય બરાબર છે–યોગ્ય છે. એ વૃત્તિઓને સંતોષવી એ જીવનનો સાચો ધર્મ છે. અને એમને નિરુત્સાહ કરવી યા તો દબાવવી એ આપણી અંદરથી અમૂલ્ય વસ્તુ કાપી નાખી જીવન અને વિકાસનાં મૂળને સૂકાં કરી નાંખવા બરાબર છે. અહંતા એ પ્રમાણે જાતને સંતોષે

એ બરાબર નથી, કારણ કે તેમ કરવું શક્ય જ નથી! એને પરિણામે બીજી અહંતાઓ જોડે અથડા અથડી જ થવાની. વિનાશ કરીને, બીજાને મારીને, બીજાના ઉપર રાજ્ય મેળવીને આપણે જીવવા માગીએ છીએ તે સારું નથી.

•

જ્ઞાન વિના—અજ્ઞાનમાં—એ જ પ્રમાણે જીવન હોય; પ્રજા કે વ્યક્તિ એ પ્રમાણે અહંતામાં જ જીવી શકે. કારણ કે જીવ્યા વિના તો ચાલે તેમ નથી. પરંતુ આત્મલક્ષિતામાં આત્મજ્ઞાન માટેનો પ્રયાસ આવવાનો. સત્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને તે પ્રમાણે જીવનને નિયત કરવાનો એમાં પ્રયાસ હોય છે; અહીં એ સાચું વ્યક્તિત્વ નથી એ જ્ઞાન માનવે વ્યક્તિ તથા પ્રજા તરીકે મેળવવાનું છે. પોતાની પ્રકૃતિનાં નિમ્નકરણો માટે જીવન ધારણ કરવું એ તેના ઉચ્ચ જીવનનો નિયમ નથી.

બીજો નિયમ એ છે કે વ્યક્તિ સ્વતંત્રપણે નથી જીવતી, સમષ્ટિમાં તે જીવે છે. વ્યક્તિના આત્માએ તેના પોતાનામાં વ્યક્તિ તરીકે પ્રગટ થવાનું તો છે જ, પરંતુ સમષ્ટિ તરીકે પણ માનવ ચેતના પ્રગટ થવી જોઈએ વ્યક્તિએ પોતાનું, તો સમષ્ટિએ પોતાનું સાર્થક્ય પ્રાપ્ત કરવાનું છે, સ્વતંત્રપણે નહિ પરંતુ એક બીજાના ઉપર આધાર રાખીને. સમાજને વ્યકિતને કચરી નાખવાનો હક્ક નથી,—પોતાના સુખ કે સંતોષ માટે. જ્યાં સુધી જગતમાં રહેવા માગતો હોય ત્યાં સુધી વ્યકિતએ પોતાના સંતોષ માટે અન્યની અવગણના કરવી ન જોઈએ—તેને તેમ કરવાનો હક નથી. એટલે ધર્મ કે સમાજના નિયમ પ્રમાણે નહિ, પણ અસ્તિત્વના નિયમને અનુસરીને તે મુકત નથી એમ કહેવાય! જ્યારે સમાજ વ્યક્તિને મારે છે ત્યારે તે પોતાની જાતના ઉપર ઘા કરે છે,— જીવનવિકાસની તક અને શક્તિ ગુમાવે છે, વ્યકિત પણ એકલી વિકાસ પામી શકતી નથી કારણ કે સમષ્ટિ તેનું મૂળ અને ઉદ્દ્ભવસ્થાન છે, વ્યક્તિ તરીકે વ્યક્તિ સમષ્ટિને જ પ્રગટ કરે છે!— સમાજ વધે વ્યક્તિ પણ વધે છે!

૧. અહં કરતાં મહાન—વ્યક્તિ, આત્મલક્ષિતાનો આ પહેલો ચક્ર [illegible]

૨. આપણે એટલે [illegible] [illegible]—આને બીજે [illegible]

આત્મા બ્રહ્મ છે–૧. જીવ શિવ છે એ પહેલો સિદ્ધાંત. ૨. સર્વમાં એક જ આત્મા છે–આ બીજો સિદ્ધાંત. વ્યક્તિ અને સમષ્ટિ—આપણા આત્માનું સાર્થક કરવા માટે સમષ્ટિનો સ્વીકાર કરવો જરૂરનો છે

જર્મનીમાં–૧. વ્યક્તિ તો સમાજનો એક પુટ, એક રૂવું જ માત્ર ગણાય છે. ૨. સમષ્ટિની અહંતા એ જ રાષ્ટ્રનો આત્મા – આ બન્ને વિચારસરણી ભૂલભરેલી છે.

સમસ્ત માનવ જાતિ છે તો ખરી પરંતુ અત્યારે કયાં વ્યવસ્થિત છે? અને માનવજાતિને મદદ કરવી હોય તો, દરેક સમષ્ટિ, સમાજે કે રાષ્ટ્રે પોતે વ્યવસ્થિત થઈ જવું એ જ ઉપાય છે. સૌથી આગળ વધેલી પ્રજાના વિકાસથી, તેની પૂર્ણતા અને સામ્રાજ્યથી –ભગવાનનું રાજ્ય પ્રસરશે. બધી વ્યવસ્થિત અહંતાઓ લડવાની તો ખરી જ, પરંતુ તેમાં સૌથી લાયક હશે તે છેવટે જીવશે–અને એ વડે માનવ જાતિની પરમોન્નતિ સધાશે. જર્મની જ સૌથી વધારે આગળ પડતી પ્રજા ન હતી? જર્મન સમષ્ટિના અહં ને વધારવો, તેને સંતોષવો, રાજ્ય વધારવું એમાં માનવજાતિનું પરમ કલ્યાણ છે, Tutonic Race ઉત્પન્ન કરવી એ તેનું લક્ષ્ય.

વ્યક્તિ સમષ્ટિનું એક પુટ એટલે એનું જીવન સમષ્ટિના તાબામાં જ હોવું જોઈએ. વ્યક્તિ Efficient બનાવવાની, પરંતુ યંત્રના ભાગ તરીકે જ;–આરંભ થવો જોઈએ સમષ્ટિ તરફથી, અમલ વ્યક્તિનો.

---

# બે વિચારપ્રવાહની ગંગાજમની

રામપ્રસાદ પ્રે. બક્ષી

૧

માનવની અર્થવિષયક અને કામવિષયક પ્રવૃત્તિ નિયમિત કરવા માટે રચાયેલી સમાજવ્યવસ્થા એના સ્વેચ્છાનુસાર વર્તનવ્યવહારમા નિયન્ત્રણરૂપ બનતી હોય અને માનવ એ નિયન્ત્રણને માનવરચિત જાણીને એનો માનસિક વિરોધ કરે, એ નિયન્ત્રણથી છૂટવા માટે નિયમનનું ઉલ્લંઘન કરવા ઇચ્છે, અને એ ઇચ્છા પાર પાડવામાં વિઘ્ન નડે તો તેથી એને પોતાની સ્વતંત્રતાનો લોપ યતો તથા પોતાનું દમન થતું લાગે, એવી મનોદશા ભલે આદિકાળથી ચાલતી આવતી હશે પણ આજે,પ્રથમતઃ અને વિશેષતઃ પાશ્ચાત્ય દેશોમા અને ક્રમશઃ ભારતમા પ્રબળ બની છે આ મનોદશા સમાજસ્વીકૃત જીવનમૂલ્યોની પુનઃપરીક્ષામા પરિણમે છે અને એ પુનઃપરીક્ષાના મૂળમાં રહેલા મનોભાવોની અભિવ્યક્તિ સાહિત્યાદિ કલાસર્જનનુ પ્રબળતમ પ્રયોજન બની રહે છે

આવાં નિયમનોને સહી ન શકનારા, એથી પોતાની નૈસર્ગિક વૃત્તિઓનું નિયન્ત્રણ અને દમન થતું માનનારા અને એની સામે મનથી, વાણીથી અને કાર્યથી પણ વિરોધ વ્યક્ત કરનારા જનો એક પક્ષે; અને એમના એવી રીતના વિરોધમાં સ્વચ્છંદતા જોનારા—સ્વયં સમાજકૃત નિયમનોને

વશ વર્તનારા તથા સ્થાપિત જીવનમૂલ્યોને સ્વીકારનારા જનો અન્ય પક્ષે; એવા પક્ષો આ પરિસ્થિતિમાં પડે એ સ્વાભાવિક છે. અને આ બીજા સ્થિતિસંરક્ષક પક્ષના મનોભાવો પણ સાહિત્યમાં વ્યક્ત થાય એ પણ સ્વાભાવિક છે.

આવી પરિસ્થિતિ અને એને અંગે ઊપજતા પ્રસંગો વ્યક્તિના ચિત્તમાં આન્તર સંઘર્ષ જન્માવનારા અને સમાજને બે વર્ગોમાં વિભક્ત કરીને એ વર્ગો વચ્ચે બાહ્ય સંઘર્ષ ઉપજાવનારા બને છે.

૨

પણ માનવની જીવનકલાને મર્યાદિત અને નિયંત્રિત કરી રહેલું એક સર્વવ્યાપક તત્ત્વ છે જે સર્વમાનવને સમાનરૂપે સ્પર્શે છે; જેની સામે વિરોધ કરનારાનો એક અને જેને નભાવી લેનારાનો બીજો એવા વાસ્તવિક બે પક્ષો જ ખરું જોતાં હોતા નથી; અને જે -- પક્ષપક્ષ વચ્ચેનો નહિ, બાહ્ય નહિ પણ — સર્વજનસાધારણ અને આન્તર સંઘર્ષ જન્માવે છે. એ તત્ત્વ છે મૃત્યુ : માનવના જીવનઅવધિને અનિવાર્ય પ્રકારે મર્યાદિત કરતું, એ જીવનઅવધિ કેટલો હશે અને ક્યારે વિચ્છિન્ન થશે એ વિશે માનવને સતત અનિશ્ચિત અને સચિંત રાખતું મૃત્યુ.

મૃત્યુ માનવની માત્ર અર્થસાધક અને કામસાધક પ્રવૃત્તિઓને અણધારી રીતે એકાએક અધવચ જ અટકાવી દે છે એટલું જ નહિ પણ માનવની અભિલાષાઓને, માનવની અનેક ઉદાત્ત ભાવનાઓને અવરોધે છે, કુંઠિત કરે છે, ગૂંગળાવે છે, વિફલ બનાવે છે. માનવની ખરી લાચારી, સંપૂર્ણ અસહાયતા, અનિવાર્ય પરતન્ત્રતા આ મૃત્યુરૂપ અપ્રતીકાર્ય ઘટનામાંથી પરિણમે છે.

પ્રચલિત સમાજતંત્રથી સ્વતંત્ર બનવા મથતો માનવ એ તંત્રની અવગણના કરીને સ્વેચ્છાવ્યવહાર કરે એ શક્ય છે, પોતાનાં મંતવ્યો અનુસાર એ તંત્રની નવરચના કરવાને મથે એ શક્ય છે, પણ આ મૃત્યુની સામે માનવનો કંઈ જ ઉપાય ચાલતો નથી. કઠોપનિષદ્ કહેછે તેમ **सस्यमिव मर्त्यः पच्यते** – મર્ત્ય માનવ સસ્યની માફક, ઊંચરે કરમાઈ જવા તથા, મુરઝાઈ જવા માટે પાકયા જ કરેછે ; પાકવ

ફૂલને અધિકતમ ભય પતનનો હોય છે, તેમ માનવને અધિકતમ ભય આ મરણનો હોય છે. માનવને પોતાની અશાશ્વતતાનું, અસારતાનું અને તુચ્છતાનું ભાન આ મૃત્યુ જેટલું કરાવે છે એવું અન્ય કંઈ કરાવતું નથી.

મૃત્યુ માનનો સાચો ગુરુ છે. પણ પૌરુષેય ગુરુવચનનું અર્થઘટન માનવી પોતાની શક્તિ, વૃત્તિ અને મતિ પ્રમાણે અનેકવિધ, ભિન્નભિન્ન પ્રકારે, કરે છે તેમ આ મૃત્યુરૂપી ગુરુની અપૌરુષેય વાણીનું અર્થઘટન પણ પ્રત્યેક માનવતુંડમાં, એ તુંડની ભિન્ન ભિન્ન મતિ પ્રમાણે ભિન્ન ભિન્ન આકારપ્રકાર ધારણ કરે છે. આ મૃત્યુએ પ્રબોધેલી સંસારની અસારતાની પ્રતીતિમાંથી ઉદ્ભવી છે. એ અસારતામાં કંઈક સારતત્ત્વ જોવા મથતી, અધ્રુવતામાં કંઈક ધ્રુવ તત્ત્વ પારખવા મથતી, અશાશ્વતમાં કંઈક શાશ્વત તત્ત્વ પામવા મથતી અને મરણને અવગણીને અમરત્વ અર્પવા મથતી અધ્યાત્મવિદ્યા; અને એમાંથી જ—યુરોપની માદરવતનીમાંથી જ—ઉદ્ભવી છે, આ મૂલ્યહીન અસાર અલ્પ જીવનમાં યથેચ્છ, યથાકામ, ઐહિક ઇન્દ્રિય-વિષયોનો અનિયંત્રિત ઉપભોગ કરીને જીવનને તાત્કાલિક ક્ષણિક મૂલ્યવત્તા અને સારવત્તા અર્પવાની સ્વૈરવિહાર વૃત્તિ.

૩

સુરો અને અસુરોનો વિગ્રહ આધિપત્ય મેળવવા ખાતર હોય તો પણ અમરત્વ વિનાનું આધિપત્ય વ્યર્થ હોઇને એ અમરત્વ પ્રાપ્ત કરવાની—અમૃતને મેળવવાની—સ્પર્ધા એ વિગ્રહનું એક પ્રધાન કારણ બની હતી.

રાવણે પણ પોતે અમર બને તો પોતે પોતાના પ્રતિસ્પર્ધીઓનો યથેચ્છ સંહાર કરી શકે, અને તો જ પોતે પૂર્ણ આધિપત્ય ભોગવી શકે એ અભિલાષાથી પ્રેરાઇને તપ કર્યું હતું અને શિવજી પાસેથી વરદાન મેળવ્યું હતું હતું પણ એ ભૂલી ગયો હતો કે માનવના સંહારનું અધિકતમ સામર્થ્ય માનવ પોતે જ ધરાવે છે; એ ભૂલી ગયો હતો કે સર્વ માનવોનો સંહાર કરીને પણ માનવ સ્વયમ્ સંહારથી પર બની શકતો નથી. આવી જ ભૂલ હિટલરે કરી હતી, અને આવી જ ભૂલ ઈસવીસનના ચતુર્થ દશકમાં થઈ ગયેલા સમ્રાટ કેઇઅસ મીઝર કૅલિગ્યુલાએ કરી હતી.

કૅલિગ્યુલા તરુણ વયે સત્તારૂઢ થયો હતો. એના રાજ્યના આરંભમાં થોડાક મહિના એણે સારા પ્રજા પ્રેમી રાજા તરીકે નામના મેળવી હતી પણ ત્યાર પછી એને પોતાની બહેન પ્રત્યે પ્રેમ ઉદ્‌ભવ્યો અને એણે એ બહેનને જ પરણવાની ઇચ્છા કરી. પરંતુ એ બહેન એકાએક મરણ પામી અને કૅલિગ્યુલાની પ્રકૃતિ આ ઘટનાના આઘાતથી વિકૃત બની ગઈ, અને એ રાક્ષસ જેવો સત્તાપ્રેમી અને ક્રૂર બની ગયો. એણે અનેકાનેક પ્રજાજનોનો વધ કર્યો. અને છેવટે એનાથી ત્રાસી ગયેલા પ્રજાજનોએ ખુલ્લે વિદ્રોહ કર્યો અને એને મારી નાખ્યો.

બહેનના મૃત્યુથી કૅલિગ્યુલાના સ્વભાવમાં અને વર્તનમાં સહસા પરિવર્તન આવ્યું તે મૃત્યુના આઘાતનું પરિણામ હોય, પોતાની અભિલાષાને બહેનના મૃત્યુથી વિફલ બનાવતા અક્કર વિધિવિધાનની સામે માનસિક વિરોધનું પરિણામ હોય, સર્વંકષ મૃત્યુની સત્તાની સામે પોતાની સત્તા નકામી નીવડી તેથી પોતાની, પ્રજાના તારક કે સંહારક જેવી, અબાધિત આણ વર્તાવીને સત્તાગર્વનો સંતોષ અનુભવવાની વૃત્તિનું પરિણામ હોય, કે મૃત્યુના અને વિધાતાના બંધનથી પણ પોતે સ્વતંત્ર છે એવી સ્વાતંત્ર્યની મહેચ્છાનું પરિણામ હોય.

૪

આલ્બેર કૅમ્યુએ સ્વરચિત નાટક "કૅલિગ્યુલા"માં એ રાજાના પ્રકૃતિપરિવર્તનનાં આવાં અનેક સંભાવ્ય કારણોમાંથી શક્યતમ–સૌથી વધારે ઉપપન્ન–લાગતું કારણ સ્વીકાર્યું છે: એ કારણ એટલે માત્ર પ્રિયતમા માનેલી બહેનના મરણનો આઘાત નહિ, પણ એ મરણની ઘટનાએ ઉપજાવેલી સંસારની અર્થહીનતાની પ્રતીતિ; મૃત્યુનો ભય વેઠતો માનવ યથાર્થતઃ જીવી ન શકે એવી પ્રતીતિ; અને માનવની આવી પરતન્ત્રતાથી જાતે પર થઈને અસલી સત્તા તથા સ્વતંત્રતા માણવાની વૃત્તિ.

એ પ્રતીતિ અને વૃત્તિ કૅલિગ્યુલાના મુખમાં કૅમ્યુએ મૂકેલાં આ વચનોમાં વ્યક્ત થાય છે.

"This world has no importance; once a man realizes that, he wins his freedom."

"You see in me the one free man in the whole Roman Empire."

"What use is this amazing power that's mine, if I can't have the sun set in the east; if I can't reduce the sun of suffering and make an end of death ? ++ It's all one whether I sleep or keep awake, if I've no power to tamper with the scheme of things."

"I have come to see the uses of supremacy. It gives impossibilities a run. From this day on, so long as life is mine, my freedom has no frontier કૅલિગ્યુલાનાં આ વચનોમાં સુચવાતી મૃત્યુને અવગણવાની–અશક્ય ને શક્ય બનાવવાની–અનિયંત્રિત સત્તાનો ઉપયોગ કરવાની આ વૃત્તિ પાગલપણું છે, મૃત્યુની અને નિયતિની સામે માંડેલો સાહસ ભર્યો દાવ છે, આખી જિંદગીને હોડમાં મૂકીને ખેલવાનો જુગાર છે. પોતાની સત્તાની પ્રતીતિ તરીકે એ એક પછી એક અનેક પ્રજાજનોનો વધ કરાવે છે, એમનાં ધન મિલ્કતને ઝૂંટવીને રાજકોષમાં મૂકે છે અને કવચિત્ તો એમની પત્નીઓ ઉપર પણ પોતાનો અધિકાર હોય એવું વર્તન કરે છે.

અને એનાં ઉપર ટાંકેલા વચનોમાં જ એના મનોરથની સિદ્ધિની અશક્યતાનું પણ સૂચન કરે એવા આ શબ્દ પ્રયોગો છે:

"It gives impossibilities a run", "So long as life is mine, my freedom has no frontier".

કૅલિગ્યુલાની સ્વતંત્રતાને કોઈ સીમા નથી. એની સત્તાને કોઈ સીમા નથી—પણ 'so long as life is mine', જીવન, એનું છે ત્યાં સુધી, અર્થાત્ ગમે તેવી અસીમ અને અમર્યાદ સત્તાને પણ એક અવિચલ–અપ્રતીકાર્ય સીમા છે, અને એ છે મૃત્યુની સીમા. અને પ્રજાજનોને

હાથે પોતાનું મૃત્યુ અલ્પ સમયમાં થવાનું છે, એ મૃત્યુથી પોતે બચી શકવાનો નથી, એવી ખાતરી થાય છે ત્યારે એને પોતાને સમજાય છે કે:

"I have chosen a wrong path, a path that leads to nothing. my freedom isn't the right one"

કેમ્યુએ પોતે પોતાના આ નાટકનું તાત્પર્ય આ રીતે તારવ્યું છે:

"If his [Caligula's] integrity consists in the denial of the Gods, his fault is to be found in the denial of men. One cannot destroy everything without destroying oneself" + + "One cannot be free by working against mankind."

કેલિગ્યુલોએ કરેલી માનવની અવગણના કરવાની આ ભૂલ જોઈને રાવણે કરેલી એવી ભૂલ યાદ આવે છે. રાવણે મૃત્યુથી પર થવા વરદાન માગ્યું હતું એ પ્રસંગમાં કેલિગ્યુલાના એવા આ પ્રસંગ જોડે ઘણું સામ્ય છે; એ રામાયણગત આ શ્લોકો વાંચતાં જણાશે:

રાવણ અમરત્વ પ્રાર્થે છે અને કહે છે:

"भगवन् प्राणिनां नित्यं नान्यत्र मरणाद् भयम् ।
नास्ति मृत्युसमः शत्रुः अमरत्वमहं वृणे ॥"

અને જ્યારે બ્રહ્મા એને જવાબ આપે છે કે અમરત્વ તો કોઈને મળે જ નહિ માટે બીજો વર માગ ત્યારે, રાવણ એવી માગણી કરે છે કે પોતે ગરુડ, નાગ, યક્ષ, દૈત્યો અને દાનવો, તેમ જ દેવતાઓ એ સર્વથી અવધ્ય થાય, અને માનવની અવગણના કરીને રાવણ કહે છે:

"न हि चिन्ता ममान्येषु प्राणिष्वमरपूजित ।
तृणभूता हि ते मन्ये प्राणिनो मानुषादयः ॥"

રાવણે પણ કેલિગ્યુલા માફક દેવોને અવગણ્યા હતા, પણ માનવને અવગણવામાં ભૂલ કરી હતી. કેમ્યુએ કેલિગ્યુલા પરત્વે કહ્યું છે તેમ "his fault is to be found in the denial of men.

## ૫

કૅલિગ્યુલાને મૃત્યુની ક્ષણે પ્રતીતિ થઈ હતી કે પોતે સર્વ માનવોના ભાગ્યનો યથેચ્છ નિર્ણય કરવામાં જે સ્વતંત્રતા માની હતી તે સાચી સ્વતંત્રતા નહોતી. "My freedom isn't the right one." માનવજીવનની વિષમતમ સમસ્યા જ આ છે: મૃત્યુથી, અને મૃત્યુ જેની અસારતાનું એક પ્રમાણ છે એવા જીવનમાં સહવી પડતી અનેક નિયંત્રણોથી મુક્ત શી રીતે થવું.

માનવ પોતપોતાની રીતે આવી દુઃખમુક્તિ મેળવવાનો પ્રયત્ન કરે છે. જો મૃત્યુ અનિવાર્ય છે, તો જીવન અલ્પકાળનું જ છે, એ મૃત્યુ અને જીવનની એ ક્ષણિકતા માનવની તુચ્છતાની અને અર્થહીનતાની પ્રતીતિ કરાવે છે, તો એ તુચ્છઅલ્પ જીવન દરમ્યાન જે મજા માણી લેવાય તેમાં જ એ જીવનની સાર્થકતા સમાઈ છે એવું પશ્ચિમમાં અને આપણે ત્યાં મનાવા લાગ્યું છે. આ ઐહિક ભોગપરાયણ દૃષ્ટિ નવી નથી—ચાર્વાક જેટલી પુરાણી છે. પણ પ્રશ્ન આ છે; જીવનની પ્રત્યેક ક્ષણનો યથેચ્છ ઉપયોગ અને ઉપભોગ કરવાથી માનવ આધિથી, વ્યાધિથી અને ઉપાધિથી મુક્ત થાય છે? મૃત્યુના ભયનું અને દુઃખનું ખરા કે માનસિક નશાથી — ઉન્માદથી — વિસ્મરણ કરવાથી એનાથી છુટાય છે? એ રીતે એનાથી છૂટવાના પ્રયત્નમાં માણસ સ્વતંત્ર, સ્વચ્છંદ, વ્યવહાર-વિહાર કરે તેનાથી સ્વતંત્રતા ખરેખર સાંપડે છે? મૃત્યુની અને દુઃખની ઉપેક્ષા કરવાથી, મૃત્યુ અને દુઃખ પ્રત્યે ગજનીમિલિકા કરવાથી (ઑસ્ટ્રિચની માફક રેતીમાં મસ્તક ડુબાવી દેવાથી) માનવનું મન ઉદ્વેગમુક્ત બને છે?

કૅલિગ્યુલાને અંતે જેવો અનુભવ થયો હતો તેવો અર્જુનને મહાભારતના યુદ્ધના આરંભમાં થયો હતો:

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥

આખી પૃથ્વીનું પ્રતિસ્પર્ધી વિનાનું રાજ્ય મેળવીને, અરે! દેવો ઉપર પણ આધિપત્ય પ્રાપ્ત કરીને, ઇન્દ્રિયોને અને ચિત્તને શોષી રહેલો

આ શોક ટાળી શકાતો નથી, તો એક સામાન્ય માનવી, સર્વતઃ અનેક તંત્રજાળથી–માનવીનાં અને કુદરતનાં અનેક બંધનોથી — બંધાયેલો માનવી, મૃત્યુથી કે જીવનની દુઃખમયતાથી કઈ બાહ્ય ઉપાયોથી બચી શકે?

શોકના અને સંતાપના નિવારણ માટે દુનિયાને પલટાવવાના પ્રયાસ કરવા એ સર્વથા વ્યર્થ ઉદ્યમ છે. આપણામાં અનેકવાર દૃષ્ટાન્ત અપાય છે કે આખી ધરા તાપથી ધીખતી હોય ત્યારે એ ધરાને ચામડે ન મઢાય, પોતાના પગમાં પગરખાં પહેરી લેવાય; આકાશ અગ્નિઝાળ વરસાવતું હોય ત્યારે એને છત્રથી છાવરી ન શકાય, પોતાને જ માથે છત્રી ધરી શકાય – ગીતાના ઉપદેશનો સાર આવો છે; પણ અર્જુનને તો એ સમજાવનારા કૃષ્ણ જેવા ઉપદેશક મળ્યા; કૅલિગ્યુલાને એવો ઉપદેશક નહોતો મળ્યો. આજના ભ્રાન્ત માનવોની સમક્ષ એ ઉપદેશ છે– પણ એમનું એની પ્રત્યે દુર્લક્ષ છે.

મૃત્યુની અને મૃત્યુથી સીમિત સુખદુઃખમય–પૃથગ્જનની દૃષ્ટિએ બહુધા દુઃખમય–જીવનની યાતનાઓની અને મરણની સમસ્યાની અનેક પ્રકારે વિચારણા થઈ છે. આ યાતનાઓનો સામનો કરવો? હૅમ્લેટ કહે છે તેમ

"To take arms against a sea of troubles,
And, by opposing end them?"

પણ આવો સામનો કરીને, આવો વિરોધ કરીને, કોઈ ફાવ્યો નથી. હૅમ્લેટનું મન બીજા વિકલ્પ તરફ દોડે છે:

"To die-to sleep—
No more; and by a sleep to say we end
The heart-ache, and the thousand natural shocks
That flesh is heir to."

આ વિકલ્પ આકર્ષક લાગે છે:

"Itis a consummation
Devoutly to be wish'd"

કદાચ મૃત્યુથી આ જીવનની યાતનાઓનો અન્ત આવે પણ મૃત્યુ પછી શી દશા થાય? "To sleep! perchance to dream; - ay, there's the rub" એવો હૅમ્લેટનો ઉદ્‌ગાર મરણોત્તર દશાની અનિશ્ચિતતાના ભાનમાંથી ઉદ્‌ભવ્યો છે. મરણ પછી શું થશે? આ જ મહાપ્રશ્ન છે નચિકેતાને પણ આ પ્રશ્ન મૂંઝવે છે, તેથી એ કહે છે:

"ये यं प्रेते विचिकित्सा मनुष्ये
अस्तीत्येके नायमस्तीति चैके ।"

અહીંથી પરવરેલા મનુષ્યની બાબતમાં આ જ વિચિકિત્સા છે: કોઈ કહે છે કે મરણ પછી અસ્તિત્વ છે, કોઈ કહે છે કે નથી.

આપણાં વેદાન્તાદિ શાસ્ત્રો આત્મા અમર છે એવો સિદ્ધાન્ત સ્થાપીને માનવને આશ્વાસન આપે છે કે મૃત્યુ તો માત્ર દશાન્તર છે, એક લોકમાંથી અન્ય લોકમાં પ્રયાણ છે, અને આ જન્મમાં માનવે જે અન્યાય, પીડન, દારિદ્ર, વ્યાધિ, સ્વજનવિરહ વગેરે યાતનાઓ વેઠી હોય તેનું વળતર આવતા જન્મમાં મળે છે.

વિષાદમાં નિમગ્ન થયેલા અર્જુનને પ્રથમ હૈયાધારણ આત્માની અમરતા દ્વારા કૃષ્ણે આપ્યું છે.

પણ–મરણ તો છે જ, મરણ પછી મળનારો લોક કોણે જોયો છે? આ વિચિકિત્સા તો ઊભી રહે છે. મરણ પછી આત્મા છે, જીવન છે, અન્ય જન્મ છે, અન્ય લોક છે એ બધું સ્વીકાર્યા પછી પણ મરણ પછી શી દશા થશે એ પ્રશ્ન તો સુનિશ્ચિત ઉત્તર વિનાનો રહે છે. એક વિચિકિત્સા ટળી માનીએ, તો બીજી આવીને ઊભી રહે છે. તેથી, આ બીજી દૃષ્ટિથી, કૃષ્ણે કહ્યું છે: "जातस्य हि ध्रुवो मृत्युः" અને મરણ અપરિહાર્ય છે એવું જાણ્યું, તો પછી જે અપરિહાર્ય છે, જેની સામે માનવનો કોઈ ઉપાય ચાલતો નથી, એનો શોક શો કરવો! –तत्र का परिवेदना?

૭

મૃત્યુની અપરિહાર્યતા કૅલિગ્યુલેઆએ જાણી હતી; અને એણે "Men die and are not happy" એ સત્યની પ્રતીતિ કરી હતી, એણે સર્વોપરિ અબાધિત સત્તાને અને એ સત્તાના જોરે થઈ શકતા સ્વૈર–વિહારને સ્વતંત્રતા અપાવનારા માન્યાં હતાં. પરંતુ એથી એ મૃત્યુથી કે વાસ્તવિક રીતે મૃત્યુના ભયથી પણ પર નહોતો થયો; અને સુખી પણ ખરા અર્થમાં નહોતો થયો. બંધનનું અને મુક્તિનું કારણ મન છે, સુખની કે દુઃખની અનુભૂતિને સત્ય બનાવનાર પણ મન છે, એ સત્યની યથાર્થ પ્રતીતિ એને નહોતી થઈ. ઇન્દ્રિયો વિષયનું અનુકૂળ કે પ્રતિકૂળ ગ્રહણ કરે ત્યાર પછી એમાંથી જણાતાં સુખ કે દુઃખનો અન્તિમ અનુભવ કરનાર તો મન જ છે, એ માત્રા–સ્પર્શોના સુખકર કે દુઃખકર પરિણામ સામે તિતિક્ષા એ જ માનવનો સ્વાધીન ઉપાય છે, એવું એને સમજાયું નહોતું. એ સર્વને ઉદ્વેગકર બનાને સ્વયં ઉદ્વેગમુક્ત બનવા ઇચ્છતો હતો. કારણકે, **यस्माद् नोद्विजते लोको लोकाद् नोद्विजते च यः** એવા હર્ષ–અમર્ષ–ભય–ઉદ્વેગથી મુક્ત સર્વપ્રિય વ્યવહારનીતિના પ્રભાવની એને કલ્પના નહોતી **असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि । ईश्वरोहम् अहं भोगी सिद्धोऽहं बलवान् सुखी ॥** એ આસુરીસંપદ્‌વાળાનું ગીતાએ કરેલું વર્ણન શબ્દશઃ લાગુ પડે એવું એનું વર્તન હતું.

એને અર્જુનને મળ્યા તેવા ઉપદેશક કૃષ્ણ તો નહોતા મળ્યા, પણ નચિકેતાને મળેલા **वक्ता चास्य त्वादृगन्यो न लभ्यः** એવા મૃત્યુરૂપી ગુરુ કનેથી પણ એ યોગ્ય ઉપદેશ મેળવી શક્યો નહોતો.

૮

અમુક દેશના લોકોમાં, પૂર્વ ઋષિઓએ ખોધેલી, આધ્યાત્મિકતા વધારે પ્રમાણમાં હોય; અન્ય દેશની પ્રજામાં, એ દિશામાં વળેલી પુરુષાર્થ-પરંપરાને પરિણામે, આધિભૌતિકતા વિશેષ હોય; એ અશક્ય નથી. પણ પ્રત્યેક દેશની પ્રજાને આ બંને પ્રકારની વિચારસરણિનો, દૃષ્ટિનો અને

જાવવાનો ઓછોવત્તો લાભ તો મળ્યો હોય છે. પણ વ્યાપક સંજોગોના અનિષ્ટ પ્રભાવને લીધે આધ્યાત્મિકતા દબાઈ જાય છે, વિસરાઈ જાય છે, પ્રતિષ્ઠા ગુમાવે છે, અને પદચ્યુત બને છે. વિશ્વયુદ્ધની યુરોપીય યાદવાસ્થળીના પશ્ચિમના દેશોમાં પડેલા પ્રભાવનો પ્રતાપ ભારત સુધી વિસ્તર્યો છે. જે ભારત માનવજીવનની અલ્પતા, અસારતા અને અન્તવત્તાની અનુભૂતિના આઘાતથી ભૂમા, સત્, અનન્ત ધ્રુવ તત્ત્વની અન્વીક્ષા કરવામાં મગ્ન બન્યું હતું, તે જ ભારત એ જ અનુભૂતિના આઘાતથી –અથવા એની અનુભૂતિના આઘાતથી પશ્ચિમમાં થયેલા મનોવિકારના અનુકરણથી–પ્રકૃતિ પલટતું પરખાય છે. આજે ભારતમાં પૂર્વ–પશ્ચિમની દ્વિવિધ સંસ્કૃતિની ગંગાજમની પ્રવર્તે છે.

એ ગંગાજમનીના પ્રવાહમાં, કેવળ વિષયોપભોગનું ક્ષણિક સુખ શાશ્વત આનંદ આપનારું નથી એ — પ્રત્યેક માનવ પોતે અનુભવી શકે એવું — સત્ય વીસરાઈ જતું જણાય છે. અનેક યુગોના બૌદ્ધિક પરિશ્રમથી માનવે પશુધર્મમાંથી નીકળીને આજનો સંસ્કારવિકાસ સાધ્યો. આજે એ વિકાસને અવગણવો, સહજસંજ્ઞાને કે નૈસર્ગિક પ્રેરણાને વશ વર્તીને પાછું પશુધર્મ તરફ જવું, એ દેહધર્મ કે દેહયોગ હશે, બુદ્ધિયોગ નથી.

યમતનયા યમુનાને આપણા એક કવિએ જીવનનું ઉપમાન કલ્પીને જીવનને જીવનજમુના કહેલ છે. જેમ યમુના, તેમ જીવનજમુના પણ, કાલિયનાગના વિષથી કલુષિત અને ચૈતન્યહર બની હતી; કૃષ્ણે કાલિયનાગને નાથીને, ત્યાંથી કાઢીને યમુનાને અને—જીવનજમુનાને—વિષમુક્ત કરી હતી.' આજે જીવનજમુનામાં ફરી ક્યાંકથી આવીને કાલિયનાગ પ્રવેશી ગયો લાગે છે સદ્ભાગ્યે 'સર્વતીર્થમયી ગંગા' જેવી 'સર્વશાસ્ત્રમયી ગીતા'નો અર્થાત્ ગીતાગંગાનો સ્વચ્છ શુભ્ર પાવક જીવનપ્રવાહ હજી ભારતમાં વહે છે—અને પશ્ચિમથી આવેલાં શ્યામ જીવનજમુનાજલોને પોતામાં સમાવી દેવાનું સામર્થ્ય ધરાવે છે.

-

# સમાજનું ધ્યેય

પ્રાણજીવન વિ. પાઠક

વ્યક્તિઓના સમૂહને આપણે સમાજ કહીએ છીએ. વ્યક્તિઓ વગેરેનો સમાજ હોઈ ન શકે. સામાજિક જીવન અને વ્યક્તિગત જીવન એવો આપણે ભેદ પાડીએ છીએ પરંતુ એક દૃષ્ટિએ જોતાં સામાજિક જીવન પણ વ્યક્તિઓની જીવનચર્યા દ્વારા જ વ્યક્ત થાય છે. આ વિચારસરણી અનુસાર વ્યક્તિઓના સમૂહ અને તેમના સહજીવનને આપણે સમાજ નામ આપીએ છીએ, પરંતુ સમાજ નામનું કોઈ પ્રાણી નથી અને વ્યક્તિ તેનું અંગ નથી,–માત્ર **शब्दज्ञानानुपाती घस्तुशून्यो विकल्पः**– એવો વ્યાપાર દ્વારા આપણે સમાજ વિષે એક ખ્યાલ બાંધીએ છીએ, જો કે વસ્તુતઃ સમાજનું તાત્ત્વિક દૃષ્ટિએ અસ્તિત્વ નથી – જે કંઈ અસ્તિત્વ ધરાવે છે તે વ્યક્તિ પોતે છે, અને વ્યક્તિઓના સમૂહને આપણે સમાજ ઠહીએ છીએ.

સમાજનું એક અંગ બની રહે છે, અને સમાજ પ્રધાન પદે બિરાજે છે. એમ કહેવું હોય તો કહી શકાય કે પહેલી વિચારસરણી રાજકારણના ક્ષેત્રમાં આપણને-ડેમોક્રેસી-લોકશાહી અને વ્યક્તિસ્વાતંત્ર્ય તરફ લઈ જાય છે, જ્યારે બીજી 'કોમ્યુનીઝમ' -તરફ લઈ જાય છે. બંને વિચારસરણીમાં અમુક તથ્યાંશ રહેલો છે. પરંતુ બંને દષ્ટિબિંદુઓ એક બીજાનાં એટલાં વિરોધી છે કે તેનો સમન્વય કઈ રીતે અને કઈ ભૂમિકા ઉપર થવો જોઈએ એ એક ફૂટ પ્રશ્ન છે, અને એ પ્રશ્નના નિરાકરણમાં વ્યક્તિ અને સમાજના સંબંધની ચાવી રહેલી છે.

આપણે સમાજ અથવા વ્યક્તિ ગમે તેને પ્રાધાન્ય આપીએ તો પણ છેવટ આપણે વ્યક્તિ પાસે જ આવવું પડશે. વ્યક્તિ સમાજનું એક એવું જીવન્ત અંગ છે કે તેના વગર આપણે આપણી વિચારમાળામાં આગળ વધી ન શકીએ. કારણ વ્યક્તિગત ચેતનાથી પર આપણને એવું કોઈ કેન્દ્ર મળી આવતું નથી કે જેની આસપાસ ઊડતા અનુભવો કે સાચાખોટાનાં ધોરણ અથવા સામાન્ય સામાજિક સંબંધો વીંટળાયેલા મળી આવે એટલે કે હરકોઈ સમાજનું આપણે પૃથક્કરણ કરવા જઈશું તો છેવટ એ સમાજના પાયારૂપ વ્યક્તિઓ પાસે જવું પડશે.

વ્યક્તિની વ્યાખ્યા આપવી હોય તો એમ આપી શકાય કે જે કંઈ અથવા જે કોઈ પોતાની જાતને વ્યકત કરી શકે તે વ્યકિત; આ વ્યાખ્યા અનુસાર વિશ્વના તમામ પદાર્થોમાં અમુક વ્યકિતત્વ રહેલું છે, કારણ કોઇ ને કોઈ પ્રકારે તેઓ પોતાને વ્યકત કરે છે, પરંતુ – હરકોઈ "પદારથ" પોતાને કઈ રીતે વ્યકત કરે છે, અને શું વ્યકત કરે છે તેના ઉપર એ "પદારથ" ના વ્યકિતત્વના મૂલ્યનો આધાર રહે છે. જડ પદાર્થો અમુક સંજોગોમાં અમુક રીતે વ્યકત થાય, જ્યારે બાહ્ય સંજોગો એ ને એ હોય તો પણ જુદા જુદા માણસો પોતાની જાતને ભિન્ન ભિન્ન રીતે વ્યકિત કરે, અને આવી અનેક વ્યકિતઓ જે ભિન્ન ભિન્ન રીતે પોતાની જાત વ્યકત કરતી હોય, તે વ્યકત થએલા તમામ આવિર્ભાવોને આપણે સમાજ કહી શકીએ. સામાજિક આપ-લે અથવા આઘાત-પ્રત્યાઘાતોનું સારામાં સારું ઉદાહરણ આપવું હોય તો આપણે એમ ઘટાવી શકીએ કે- ધારો કે વીજળીના પ્રવાહવાળો એક ખુલ્લો તાર

એ, તો એની આજુબાજુ વીજળીનું અમુક "ક્ષેત્ર" પ્રસરેલું હશે; પછી આપણે એવો જ બીજો તાર લઈએ, એમાં વીજળીનું દબાણ પહેલાના કરતાં વધારે હોય; — અને આ રીતે ભિન્ન ભિન્ન દબાણવાળા વીજળીના ખુલ્લા તાર આપણે એકી સાથે એક જગ્યાએ મૂકીએ તો આ બધા તારમાં જે વિદ્યુત-બળ રહેલું હશે તેની પૂરેપૂરી ગણતરી કરીને આપણે છેવટે તેની આજુબાજુ રહેલા વિદ્યુતના ક્ષેત્ર વિષે એક સમીકરણ બાંધી શકીશું. ઉદાહરણમાં આપેલા વીજળીના તારને બદલે આપણે જીવતી વ્યક્તિઓ લઈએ, અને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ, એમના ભિન્ન ભિન્ન સંસ્કાર કે સ્વભાવ અને બળાબળને લીધે જે રીતે એકબીજાની સાથે સંપર્કમાં આવે, અને જે આપ-લે કે આઘાત-પ્રત્યાઘાતો થાય તેને આપણે સમાજ કહી શકીએ. અને છતાં વ્યક્તિઓ અનુભવો અને આઘાત-પ્રત્યાઘાતોનાં કેન્દ્ર છે, એ આપણે કબૂલ કરવું પડશે — અને તો પણ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે હરહંમેશ ભેદ રહેવાનો. કેટલીએક વ્યક્તિઓમાં પોતાની જાતને વ્યક્ત કરવાની શક્તિ વધારે હશે, કેટલીએકમાં ઓછી હશે, એટલું જ નહિ, પણ-બધા માણસોને બે હાથ બે પગ વગેરે અંગો હોય છે, પરંતુ કેટલાએક માણસોનું વ્યક્તિત્વ વધારે વિકસેલું અને કેટલાએકમાં ઓછું વિકસેલું હોય છે, તે એટલે સુધી કે અમુક માણસોને વિશે આપણને એમ લાગ્યા વગર ન રહે કે એનામાં કશું 'વ્યક્તિત્વ' નથી.

અને છતાં આપણે એક સિદ્ધાંત સ્વીકારવો જોઈએ કે પ્રત્યેક માણસ પોતાના વ્યક્તિત્વનો વિકાસ સાધી શકે એટલી સ્વતંત્રતા એને ભાગે આવવી જોઈએ, અને સમાજનું બંધારણ એવું હોવું જોઈએ કે પ્રત્યેક વ્યક્તિને આટલું સ્વાતંત્ર્ય એ આપી છૂટે. વ્યક્તિનું સ્વાતંત્ર્ય એક સાધન છે, અને વ્યક્તિનો આંતરિક તથા સર્વાંગી વિકાસ એ વ્યક્તિનું તેમજ સમાજનું ધ્યેય હોવું જોઈએ.

પરંતુ ઐતિહાસિક વિકાસક્રમ આ રીતે વહેતો નથી. જીવવિદ્યા કે ઈતિહાસ અથવા ફિલસૂફીની વિચારસરણીનાં અમુક બીબાં અને પાસાં હોય છે, અને તે અનુસાર તેના સિદ્ધાન્તો ઘડાય છે. ઉ. ત. એક સિદ્ધાન્ત એવો છે કે જેને વિશે આપણને સૌથી પહેલું જ્ઞાન થાય તેનું મૂલ્ય

સૌથી ઓછું હોય છે, અને જેનું સૌથી છેલ્લું ભાન થાય છે, તે મૂલ્યની દષ્ટિએ બહુ મહત્ત્વનું છે બાળક જન્મે ત્યાર પછી બહારની દુનિયાનાં તેનાં ઇન્દ્રિયપ્રત્યક્ષોનો જે અવિરત પ્રવાહ ચાલુ હોય છે, તેનું મૂલ્ય બહુ ઓછું છે–અને એના વ્યક્તિત્વનું ભાન–અથવા એના આત્માનું ભાન સૌથી છેલ્લું થાય, પરંતુ એનું મહત્ત્વ સૌથી વધારે છે. રવીન્દ્રનાથ ઠાકુરે એક કાવ્યમાં કહ્યું છે કે ઘણા લાંબા કાળના પ્રયત્ન પછી સીધી સાદી સ્વરાવલિનું ગાનારને ભાન થાય છે, અને એજ રીતે કદાચ લાંબામાં લાંબો પંથ ઈશ્વરની સૌથી વધારે સમીપ સાધકને લઈ જાય છે.

આથી વિશ્વને જો જીવનની શકયતા સાબીત કરવાની હતી, તો જડ દ્રવ્ય સૌથી પહેલું અસ્તિત્વમાં આવ્યું, અને અનેક પ્રયોગો, અને ખોટા, ઊંધા માર્ગના પ્રયોગોનો નાશ કર્યા પછી, કેટલીએ ગડમથલો અને વિગ્રહો પછી વિશ્વના એક ખૂણામાં આપણી પૃથ્વી ઉપર જીવાણુનો આવિર્ભાવ જડ દ્રવ્યમાં શકય બન્યો, અને ત્યાર પછીના વિકાસક્રમને અંતે માનવ પેદા થયો. વિકાસવાદના સિદ્ધાન્ત અનુસાર વિરોધી બળો કે તત્ત્વો વચ્ચેના વિગ્રહમાંથી વિકાસ સધાય છે. એકબાજુ જડ દ્રવ્ય અને બીજીબાજુ જીવનતત્ત્વ એ બે વચ્ચેની અવિરત આપ–લે કે સમ તુલાની જાળવણી વિરોધીતત્ત્વો કે બળો વચ્ચેની એકસરખી ખેંચતાણને લીધે શકય બને છે, અને આ જાતનાં વિસંવાદી બળોનાં મૂળ, વ્યકત થતા વિશ્વના સ્વરૂપને આભારી છે. ઉ. ત. પ્રત્યેક વ્યકિત પોતાનું અને "પારકું" self અને not–self એ બે વચ્ચેની લીટી પોતાના જ દષ્ટિબિંદુથી આંકે છે, અને કોઈ પણ બે વ્યકિતનાં આ રેખાંકનો એક સરખાં હોતાં નથી, તેથી સમાજમાં પણ પોતાના અને પારકા વચ્ચે વિસંવાદ કે વિરોધ રહેવાનો.

વ્યક્તિના પોતાના જીવનનો ક્રમ પણ આવો જ છે. બાળક નાનેથી મોટું થાય, અને એની ઇચ્છા, જ્ઞાન, સંકલ્પનો જેમ જેમ વિકાસ થતો જાય, તેમ તેમ એની પોતાની જૂની જાત–(self) એના વિકાસની આડે આવે છે, એની ઉપરવટ જઈને જ એણે પોતાનો વિકાસ સાધવાનો રહે છે. "પોતાનું" અને "પારકું" એ બે વચ્ચેની રેખા [illegible] આખી સૃષ્ટિમાંનાં વિરોધનાં મૂળ આપણે

સાં જોઈ શકીએ છીએ જ્યાં સુધી વ્યક્તિ પોતે પોતાના અનુભવમાં જ રચીપચી રહેતી હોય ત્યાં સુધી કશો વિરોધ વ્યક્તિના બંધારણમા દાખલ થતો નથી, પરંતુ કવિની જેમ પોતે પોતાના અનુભવોને બાહ્ય મૂર્ત આપે તે જ વખતે કવિનું વ્યક્તિત્વ અને એણે સર્જેલી કલા વચ્ચે "વિરોધ" વ્યકત થાય છે જુદી જુદી ભૂમિકા ઉપર આ પ્રકારનો વિરોધ દરેક વ્યકિતના જીવનમાં રહેલો છે. કોઈને એક વસ્તુ મેળવવાની ઉત્કટ ઇચ્છા થાય, અને એ વસ્તુને એ મેળવે, ત્યાર પછી વ્યકિતમાં પ્રત્યાઘાત જન્મે છે. વ્યકિતના આંતરિક અનુભવો અને તેના બાહ્ય આવિર્ભાવો વચ્ચે કંઈ ને કંઈ વિરોધ હોય છે; અને આ જ રીતે વ્યક્તિનું પોતાનું જીવન અને એનું સામાજિક જીવન—એ બે વચ્ચે પણ વિરોધ ઊતરી આવે છે.

* * *

આપણે ઉપર કહ્યું તેમ વિશ્વમાં રહેલી શક્તિને જ્યારે કંઈ પણ સાધવું હોય ત્યારે એ ઉલટી દિશાએથી શરૂઆત કરે છે, તેમ જે વ્યક્તિના વિકાસના આવશ્યક સાધન તરીકે એના સંપૂર્ણ સ્વાતંત્ર્યની પરિસ્થિતિ સર્જવાની હતી. તો શરૂઆતના સામાજિક બંધારણમાં વ્યક્તિ બધી બાજુએથી જકડાએલી આપણને દેખાય છે. માનવે કયારથી અને કેવી રીતે સમાજમાં રહેવાનું શરૂ કર્યું તે સંબંધી ઐતિહાસિક પુરાવા મળતા નથી. આજ કાલ કેટલાએક વિદ્વાનો પ્રાણીઓ તથા વાનરોના સામાજિક બંધારણનો અભ્યાસ કરે છે, પરંતુ તે પરથી શરૂઆતના માનવસમાજ વિશે કશું અનુમાન બાંધી શકાય નહિ. શું બધાં માણસોએ પોતાના જંગલી સ્વાતંત્ર્યનો થોડો ઘણો ભોગ આપીને, માંહે માંહે કરાર કરીને પહેલ વહેલું સમાજનું બધારણ સ્થાપ્યુ કે કોઈ જબરી વ્યક્તિએ બધા પર પોતાનો અમલ અને દોર બેસાડી નબળી વ્યક્તિઓને સામાજિક બંધારણમાં રહેવાની ફરજ પાડી—આવા એકદેશી સિદ્ધાન્તો સમાજ પહેલ વહેલો કેવી રીતે સ્થપાયો તેની કલ્પના કરે છે. પરંતુ પ્રત્યેક પ્રશ્ન કે બંધારણની મૂળ શરૂઆત કેવી રીતે થઈ તેની સાથે વિજ્ઞાનને લેવા દેવા નથી હાલ સમાજનું બંધારણ કેવું છે, અથવા અત્યારે પણ જે લોકો લગભગ જંગલી દશામાં છે, તેઓ કઈ રીતે રહે છે, સંસ્કૃત

સમાજના બંધારણમાં વ્યક્તિનું શું સ્થાન છે, તે બધાનું તુલનાત્મક નિરીક્ષણ કરી છેવટ સમાજનું ધ્યેય શું હોવું જોઈએ તેનું અને તો આપણે નિરાકરણ કરવાનું છે.

આપણે કદાચ એમ માનીએ કે જંગલી લોકો બહુ મજબુત, બળવાન અને બહાદુર હોય છે. તો એ બાબત સાચી નથી. જંગલી લોકોમાં ભય હોતો નથી, બીક નથી, અને તેઓ ગમે ત્યાં વિચરી શકે અને આવું સંપૂર્ણ સ્વાતંત્ર્ય તેઓ ભોગવે છે એમ માનવાને કશું કારણ નથી. જંગલી માણસને નિયમનની વધારે જરૂર હોય છે. અને એની વૃત્તિઓને કાબુમા રાખવા અનેક પ્રકારના સામાજિક રીત-રિવાજ અને બંધનો હોય છે. જંગલી સમાજમાં વ્યક્તિને કશુ સ્થાન નથી. સામાજિક નિયંત્રણનું સ્વરૂપ અતિશય ઉગ્ર હોય છે, અને વ્યક્તિને પોતાના કાર્યક્ષેત્રમાં કશુ સ્વાતંત્ર્ય હોતું નથી એટલું જ નહિ પરંતુ બુદ્ધિના વિચારવ્યાપારનુ નિયમન પણ સમાજ કરે છે. કોઈ વ્યક્તિને નવો વિચાર આવે, અને સામાજિક રૂઢિથી જુદો હોય તો એવી વ્યક્તિને કાંતો સામાજિક દૃષ્ટિએ "સુધરવાનુ" કહેવામા આવે છે, એટલે કે આજકાલ "કોમ્યુનિઝમ" મા "બ્રેઇન–વોશીંગ" કરવામાં આવે છે, તે રીતે નવો વિચાર કરતી વ્યક્તિનું અનેક રીતે દમન કરવામાં આવે છે, અને નહિ તો છેવટે એવી વ્યકિતને "ફડચા"માં લઈ જવામાં આવે છે, એટલે કે એને મારી નાખવામાં આવે છે. ઓસ્ટ્રેલીઆના કેટલાએક જંગલી લોકોમાં એવી માન્યતા છે કે અમુક જાતની ધાર્મિક વિધિમાં ફુંકાતા તતૂડાંનો અવાજ સ્ત્રીઓને કાને પડવો જોઇએ નહિ, તેથી એવે વખતે તેઓ તમામ સ્ત્રીઓને દૂર જંગલમાં મોકલી આપે છે. અને ભાગ્યજોગ જો કોઈ સ્ત્રીથી અવાજ સંભળાઇ જાય તો તે પોતે પુરુષો પાસે આવીને ભૂલ કબૂલ કરી પોતાનો ભોગ આપે છે. હરકોઈ જંગલી માણસની દિનચર્યાનો (કે જીવનચર્યાનો) ચીલો તેના સમાજે સંપૂર્ણ પણે આંકેલો હોય છે. તેની સમસ્ત જાત સમાજને આધીન હોય છે એનામાં બીજા કોઈ પ્રકારનાં વલણ હોતાં નથી, અને જો હોય તો તેને એ મારી મચડીને ફેંકી દે છે. એનું આખું જીવન સામાજિક બંધને એ જકડાયેલું હોય છે. અને જો કોઈ અપ્રતિમ બહાદુરીનાં એ

તો, પણ તેનાં મૂળ પ્રેરક બળો એની કોમ કે જાતિ (Tribe) પ્રત્યેની નિમકહલાલીમાં રહેલાં હોય છે.* એનામાં જે કંઈ અહંકાર રહેલો હોય તો તે માત્ર એની સામાજિક અસ્મિતાને લીધે ઊતરી આવેલો હોય છે એટલે કે વ્યક્તિ તરીકેનું એનું પોતાનું ભાન હજી જાગૃત થએલું નથી.

એ સમાજમાં ખરી શ્રદ્ધા અને વહેમ, વિજ્ઞાન અને જ્યોતિષ કે પછી જડ અને જીવની સૃષ્ટિ વચ્ચેના ભેદનું પૃથક્કરણ થયેલું નથી. બધી વસ્તુઓમાં એણે પોતે આરોપિત કરેલું, પોતાના જેવું, એક જ કોટિનું જીવન વસેલું છે એમ તે માને છે. આવી અસ્પષ્ટ અને પૃથક્કરણ વિનાની સૃષ્ટિમાં રહેતો માણસ પણ એનાં જેટલો જ અસ્પષ્ટ અને ધૂંધળો હોય છે, એટલે કે એને એના પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વનું ભાન હોતું નથી પોતે પોતાને સમાજના માત્ર એક અંગ તરીકે જુએ છે. સમાજ અને વ્યક્તિ વચ્ચે અંગી અને અંગનો સંબંધ છે એ સિદ્ધાન્ત મનુષ્ય જ્યારે જંગલી સ્થિતિમાં હતો ત્યારની એની માન્યતાના એક અવશેષ રૂપ છે. જેમ નાનપણની અમુક માન્યતાઓ મોટા થયા પછી પણ આપણામાં રહી જાય છે, તેવી જ રીતે માનવ પોતે બાળક જેવો હતો, ત્યારની એની માન્યતાઓને, તે જ્યારે મોટો થયો ત્યારે, એની બુદ્ધિનો થોડો ઘણો વિકાસ થએલો હોય છે તેથી, પોતાની અપરિપક્વ માન્યતાને એ સિદ્ધાન્તનું સ્વરૂપ આપે છે: ઘણું ખરું પોતાની પ્રમાણહીન માન્યતાઓને બુદ્ધિ સિદ્ધાન્તોના સ્થાને સ્થાપે છે, અને આ રીતે માણસે પોતાના અનેક પૂર્વગ્રહોને લીધે પોતાના વિકાસને રૂંધેલો છે એમ ઇતિહાસ સાબિતી આપે છે.

સમાજના દોરમાંથી વ્યક્તિ પોતે પોતાની જાતનું ભાન કેળવીને અને જ્ઞાન મેળવીને મુક્ત થઈ શકે છે. વ્યક્તિના જીવનનું ધ્યેય એ છે કે તેણે પોતાની જાતને પૂરેપુરી ઓળખવી. પરંતુ પોતાના અનુભવોનું પૃથક્કરણ કરીને પોતાની જાતનું એ ભાન કેળવી શકે, તે અર્થે જીવનતત્ત્વ વ્યક્તિને બાહ્ય વિશ્વનું પૃથક્કરણ કરવા પહેલાં પ્રેરે છે. આપણે ઉપર જોયું

* આપણા મધ્યયુગમાં રાજપુતોનું શરાતન કેટલે અંશે આ પ્રકારનું હતું એ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે.

તેમ ભ્રષ્ટ વિકાસક્રમ ઊલટી દિશાએથી શરૂઆત કરે છે. તેમ અહીં પણ સૌથી પહેલાં જડ અને જીવન્ત સૃષ્ટિ વચ્ચેનો ભેદ પાડયા પછી, બધી જ વસ્તુઓમાં એકસરખી કોટિનું જીવન છે એ માન્યતા શિથિલ થાય છે. જડ વસ્તુઓમાં કલ્પેલું જીવન પોતે આરોપિત કરેલું છે એ વાત સમજાય છે અને ખરી શ્રદ્ધા અને ખોટા વહેમ અથવા વિતાન અને જુઠ્ઠા જાદુ વચ્ચેનો ભેદ સ્પષ્ટ થાય છે. આવા બાહ્ય સૃષ્ટિના પૃથક્કરણની સાથે સાથે વ્યક્તિ પોતે પોતાનું સ્વરૂપ વધારે સારી રીતે સમજતી થાય છે

પહેલાં વ્યક્તિની જીવનચર્યા સમાજનાં રૂઢિબંધનોથી ઘેરાએલી રહેતી તેમાંથી એ થોડે ઘણે અંશે મુક્ત થાય છે. બાહ્યાચારમાં કે બુદ્ધિના વ્યાપારોમાં કશું સ્વતંત્ર નહોતું તે વ્યક્તિના જીવનમાં પેસે છે. અને રૂઢિનું બખ્તર કે પછી કહેવું હોય તો રૂઢિનો પોપડો જ્યારે તૂટવા માંડે છે ત્યારે બંડખોર વ્યક્તિઓ જન્મે છે. અથવા એમ પણ કહી શકાય કે અમુક કાળ પછી સામાજિક જીવન જ્યારે "વૃદ્ધ" થઈ જાય છે ત્યારે એક બાજુ બંડખોર વ્યક્તિઓ જન્મે છે, અને બીજી બાજુ રૂઢિનો અંતરાય શિથિલ થાય છે, અને સાપ જેમ પોતાની કાંચળી ઉતારી નાંખે તેમ સમાજમાં જૂની રૂઢિઓ અદશ્ય થાય છે, અને નવા ચીલા પડે છે.

પરંતુ માત્ર આ રીતનાં સમાજમાં પરિવર્તનો કરવાથી સમાજમા પ્રગતિ સંધાઈ અથવા વ્યક્તિ પોતે ખરા અર્થમાં સ્વતંત્ર થઇ કે કેમ એ એક પ્રશ્ન ઊભો રહે જ છે. આપણે ઉપર કહ્યું તેમ સમાજનું ધ્યેય વ્યક્તિ સ્વાતંત્ર્ય છે, અને વ્યક્તિનું ધ્યેય માત્ર સ્વાતંત્ર્ય નહિ પરંતુ પોતાની ચેતનાનો આંતરિક વિકાસ અને પોતાની જાતનું પૂરેપૂરું ભાન એ જ હોઈ શકે સમાજમાં અનેક ઉથલપાથલો થાય, કે પ્રજા પ્રજા વચ્ચે વિગ્રહો થાય, પરંતુ તેથી ખરી પ્રગતિ સધાય છે કે નહિ એ પ્રશ્ન વણઉકેલ્યો રહે છે. માત્ર પરિવર્તન એટલે પ્રગતિ નહિ એ સત્ય માણસે સમજવાનું રહે છે. આપણે ઉપર કહ્યું કે દરેક માણસ "પોતાનું" અને "પારકું" એ બે વચ્ચે ઘસીને એક એવી ઊંડી રેખા દોરે છે, કે વ્યક્તિ અને સમાજ, અથવા વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અમુક ઘર્ષણ અથવા રહ્યા જ કરે. એ ઘર્ષણ અથવા આઘાત-પ્રત્યાઘાતો સર્વાંશે મટી શકે ખરા. અને તો કેવી રીતે ?

સામાજિક વ્યવહાર વ્યક્તિઓના વર્તન દ્વારા અંકાય છે. વ્યક્તિ જે કંઈ વર્તન કરે તેના મૂલ્યનો આધાર જે ઉદ્દેશથી પોતે પ્રવૃત થાય છે તે ઉદ્દેશ પર રહેલો છે—એટલે કે પ્રત્યેક પ્રવૃત્તિનું મૂલ્ય જે ઉદ્દેશ કે ધ્યેયને પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરવામાં આવે છે તેના ઉપર અવલંબે છે. આનો અર્થ એ થયો કે ભવિષ્યમાં જે વસ્તુ સાધવાની છે તેનાથી વર્તમાન પ્રવૃત્તિનું મૂલ્ય અંકાય છે. શરૂઆતમાં જ્યારે વિશ્વમાં માત્ર જડ દ્રવ્ય હતું, ત્યારે વિશ્વમાં બધો વ્યવહાર નિશ્ચિત નિયમોથી ચાલતો. પરંતુ જેમ જેમ જીવનવ્યાપારોનો વિકાસ થવા માંડયો તેમ તેમ ભૂતકાળનાં બળો દ્વારા વર્તમાન પરિસ્થિતિ સર્વાંશે નિશ્ચિત થતી નથી પરંતુ ભવિષ્યમાં જે સાધવાનું છે, કે કરવાનુ છે, તેનાથી વર્તમાન વ્યાપારો ઘડાવા માંડ્યા. અને ભવિષ્યકાળ જે હજી અસ્તિત્વમાં નથી, જે માત્ર ભાવિના ગર્ભમાં રહેલો છે—તેનું નામ અનિશ્ચિતતા. આ પ્રકારની અનિશ્ચિતતાને આપણે એના મૌલિક અર્થમાં "ઉચ્છૃંખલતા જેની શૃંખલા તૂટી ગઈ છે તે" (જેની શૃંખલા તૂટી ગઈ છે તે)નું નામ આપીએ, તો જીવનતત્ત્વ અને આપણી ચેતનાનો જેમ જેમ વધારે ને વધારે વિકાસ થતો જાય, તેમ તેમ આ "ઉચ્છૃંખલતા"નું તત્ત્વ વધતું જવાનું. આ "ઉચ્છૃંખલતા" એટલે જ વ્યક્તિનું નિર્ભેળ સ્વાતંત્ર્ય.

પરંતુ ચેતનાનો આવો વિકાસ સર્વદેશીય હોવો જોઈએ. આપણે ઉપર કહ્યું તેમ—વ્યક્તિસ્વાતંત્ર્ય એ સમાજનું ધ્યેય છે, પરંતુ વ્યક્તિનું ધ્યેય માત્ર સ્વાતંત્ર્ય નથી, પરંતુ વ્યક્તિનું ખરું ધ્યેય પોતાની ચેતનાનો વિકાસ છે અને પોતાની ચેતનાનો વિકાસ તોજ સાધી શકાય કે જ્યારે વ્યક્તિ પોતાના સમસ્ત ચિત્તનો સર્વાંગી વિકાસ સાધે.

ત્યારે સમાજનો ધ્યેય વિશે વિચાર કરતાં આપણે વ્યક્તિના સમસ્ત ચિત્તના સર્વાંગ વિકાસ સુધી આવી પહોંચ્યા તો વ્યક્તિનો સર્વાંગી વિકાસ કઈ દિશામાં થવો જોઈએ અને કઈ રીતે થઈ શકે એ વિચારવાનું રહે છે.

આપણે જોયુ કે જડ દ્રવ્યમાં નિયતિ રાજ્ય કરે છે, પરંતુ દ્રવ્યના જથ્થાઓ નિશ્ચેષ્ટ પડી રહ્યા હોય તો અમુક નિયમોને આધીન રહે છે,

અને જો એ ગતિમાન થાય તો તેનાં સમીકરણો નવાં બાંધવા પડે છે. Mechanics–Statics–Dynamics સુધી ગયા પછી આપણે વિદ્યુતનો વિચાર કરીએ, તો એના પ્રવાહનાં તથા ચુમ્બકનાં સમીકરણો વળી જુદાં જ છે. આ રીતે ગુરુત્વાકર્ષણનાં સમીકરણો એનાથી પણ જુદાં છે–અને આઈન્સ્ટાઇનના સિદ્ધાન્ત કે નિરૂપણ વિશે એમ કહી શકીએ કે એની વિચારસરણી અને તેમાંથી નિષ્પન્ન થતાં સમીકરણોનું ગણિત તદ્દન જુદું જ છે. એટલે કે આપણે જે વસ્તુનો અભ્યાસ કરવાનો હોય,–જેના સ્વરૂપ વિશેનો આપણે સાચો ખ્યાલ બાંધવાનો હોય તેને અનુરૂપ આપણે આપણું "ગણિત" શોધી કાઢવું જોઈએ. તો જેમ જડ દ્રવ્ય વિશેના કે જીવવિદ્યાના સિદ્ધાન્તો જુદા જુદા છે, તેમ જ્યારે આપણે આપણી ચેતના અને ચિત્તનો અભ્યાસ કરવાનો પ્રયત્ન કરીએ, ત્યારે આપણે જુદી જ જાતનાં "સમીકરણો" અને "ગાણિતિક પદ્ધતિ"ઓ ઉપજાવી કાઢવી પડશે.

આ પદ્ધતિ અને ચિત્તના સ્વરૂપ ઉપર આપણે ત્યાં જે રીતે અને જેટલો અભ્યાસ કરવામાં આવ્યો છે, તેટલો બીજા એક પણ દેશમાં અભ્યાસ થયો નથી. આપણે ત્યાં કહેવામાં આવ્યું છે કે ચેતના અને ચિત્તનો વિકાસ માત્ર "ત્યાગ"થી થઈ શકે, ભોગથી નહિ. યુરોપની આખી વિચારસરણી અને એણે રચેલું ચિત્ત વિજ્ઞાન આ તાત્ત્વિક સત્યનો સ્વીકાર કરતાં નથી, અને આપણે આપણુ જૂનું દષ્ટિબિંદુ ગુમાવીશું તો આપણી જાત ખોઈ બેસીશું એટલું નહિ, પરંતુ આપણો પોતાનો તેટલે અંતે હ્રાસ થશે.

અહીં એટલું ઉમેરવું જોઈએ કે 'ત્યાગ' ના સ્વીકારથી ચિત્તનો વિકાસ સાધવાનો પ્રયત્ન કરવામાં આવે તો, વ્યક્તિને પોતાને પોતામાં એક એવું કેન્દ્ર મળી આવશે, કે જ્યાં વિહાર કરતાં વ્યક્તિ અને સમાજના તમામ વિરોધો આપોઆપ શમી જશે એટલું નહિ પણ એવી વ્યક્તિઓના સમાજમાં વ્યક્તિને સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળી રહેશે. કોઈ ગધેડાને સ્વાતંત્ર્ય મળ્યું હોય કે ઊર્મિ આવી હોય, ને એ માત્ર ભૂંકે જ એ રીતે નહિ, પણ એવા સમાજમાં માણસ દરેક પળે પોતાના ઊંડામાં ઊંડા આત્માને વ્યક્ત કરશે, અને એજ એનું મૌલિક ચિરંતરનુ સર્જન હશે.

ચેતના અને ચિત્તનો વિકાસ "ત્યાગ" દ્વારા જ થઈ શકે પરંતુ શાનો ક્યારે ત્યાગ કરવો, અને ત્યાગ એટલે શું—બાહ્ય વસ્તુના ત્યાગ ઉપરાંત આતરિક ત્યાગ કેવી રીતે કરવો—આ બધા પ્રશ્નો ઊભા થાય. પરંતુ આપણો આજનો એ વિષય નથી. વળી કોઈ એમ પણ કહે કે છેવટ ત્યાગ વિશે વાત કરવી હતી, તો સમાજના ધ્યેય વિશે આટલું લંબાણ કરવાની શી જરૂર? ખરી હકીકત એ છે કે મૂળ સનાતન સત્યો એને એ છે પરંતુ જીવનની પરિસ્થિતિ જેમ જેમ બદલાતી જાય તેમ તેમ આપણે એ પરિસ્થિતિને અનુકૂળ એવી વિચારસરણીથી એનાં એ સત્યો આપણે નવેસરથી શોધવાનાં રહે છે. અને તો જ બાહ્ય વિકાસની સાથે આપણો આંતરિક સુમેળ થઈ શકશે.

# લોકશાહી અને નેતૃત્વ

યશવંત શુક્લ

લોકશાહી એ એક એવી જીવનરીતિ અથવા વ્યવહારરીતિ છે જેમાં સમાજની ઘટક વ્યક્તિના કેટલાક સમાન અધિકારો કલ્પી લીધેલા હોય છે. દેશે દેશે અથવા સમાજે સમાજે અધિકારોનું પ્રમાણ ઓછુંવત્તું હોઈ શકે પણ લોકશાહીના મૂળમાં વ્યક્તિ—વ્યક્તિ વચ્ચેની સમાનતાનો ખ્યાલ પડેલો છે. આ ખ્યાલ જેટલે અંશે ઘટક વ્યક્તિની ચેતનાનો અંશ બને અર્થાત્ આ ખ્યાલ વિશે વ્યક્તિ જેટલે અંશે સભાન હોય તેટલે અંશે સમાજના પરિવર્તનોની ચાલક શક્તિ વધે. સમાજને સ્થિર રહેવું તો ફાવતું જ નથી. કાં તો એ 'પ્રગતિ' તરફ ગતિ કરે છે, અથવા તો 'અધોગતિ' તરફ ગતિ કરે છે, પણ ગતિશીલતા એને કરમે જડાયેલી છે. સામાજિક પરિવર્તન સામાજિક ગતિશીલતાનું અનિવાર્ય પરિણામ છે.

કેટલીક વાર સમાજો અવિકસિત સ્થગિત, અપરિવર્તનશીલ જેવા દેખાય છે, પણ તે થોડાક સમય માટે જ. એની ભીતરમાં જે વેગીલી હલચલ મચતી હોય છે તે એને ઝાઝો સમય સ્થિર રહેવા દઈ શકે જ નહિ.

જીવનસાતત્યની જરૂરિયાતોનો પ્રેર્યો મનુષ્ય સમાજ રચીને રહે છે. સમાજનું એક લક્ષણ તે એની એકરૂપતા છે, જેને આપણે લોકનાને નામે પણ ઓળખીએ છીએ. ઘટમાં ઊંડે એના અનુભાવવા માટે

એકરૂપતાની જરૂર પડે છે અને તેથી માનવ સમાજોમાં દરેક વખતે એવા ભાવોનું નિર્માણ થતું રહે છે જે એકરૂપતાની જરૂરિયાતો પૂરી પાડતા હોય. સમાજ ટકી રહે છે તેનું મુખ્ય કારણ જ એ છે કે પ્રત્યેક સમાજનો મોટો ભાગ આ એકરૂપતાની જરૂરિયાતોને વશ વર્તનારાઓનો બનેલો હોય છે. આ ઘટક વ્યક્તિઓ આ વિશે સભાન હોય કે ન હોય; સમાજની અને સાતત્યની વ્યાખ્યા કરવાની બૌદ્ધિક ભૂમિકાએ તે પહોંચેલી હોય કે ન હોય; પણ પોતાની અંતરસૂઝથી એકતાની અથવા એકરૂપતાની સ્થૂલ–સૂક્ષ્મ જરૂરિયાતો તે વરતી જાય છે અને પોતાનો વ્યવહાર એ સૂઝ પ્રમાણે તે ગોઠવે છે.

જે સમાજ આપણને સ્થગિત કે અપરિવર્તનશીલ જેવો દેખાય છે તેમાં એકરૂપતાનું બળ પણ ઘણું વધી ગયું હોવું જોઈએ એમ અનુમાન કરી શકાય. જેમકે યુદ્ધની પરિસ્થિતિમાં સમાજ એકરૂપતા તરફ અધિકાંશે ઝૂકે છે. પણ શાન્તિની પરિસ્થિતિમાં પણ સમાજની ઘટક વ્યક્તિઓની અકળ ગડમથલો એકરૂપતાની દિશામાં જ થતી હોય છે. એ જ સમાજનું ધારક બળ છે.

પરંતુ પ્રત્યેક સમાજમાં પ્રત્યેક કાળે એવી પણ થોડીક વ્યક્તિઓ હોય છે જેમને એકરૂપતાના આ કે તે પ્રકાર સાથે બિયાબારું હોય છે. એમની એકરૂપતાની લાગણી મંદ હોય છે એમ કહીએ તો પણ ચાલે. નાના મોટા ગુનેગારો, નાના મોટા શોધકો, નાનામોટા કલાકારો અને નાનામોટા નેતાઓ આ વર્ગમાં આવે છે. એમણે દાખવેલા બળ પ્રમાણે તેઓ એકરૂપતાની દિશામાં વહેતા જીવન પ્રવાહમાં વિક્ષેપ લાવે છે અને સમાજની શાન્તિ, સ્થિરતા કે અગતિકતામાં ભંગ પેદા થાય છે.

લોકશાહી તે પરિવર્તનની પ્રક્રિયાને માર્ગ કરી આપનારી, અથવા જીરવીને/તેનું જતન કરનારી અથવા તો એને જીવનપોષક નીકોમાં વાળી આપનારી એક જીવનરીતિ છે. પ્રત્યેક મનુષ્ય સમાજે એ જીવનરીતિ ઓછેવત્તે અંશે અપનાવી છે. અને એના વ્યવહારુ વ્યાકરણ ભલે મોડું રચાયું હોય, એના સભાન વ્યવહારમાંથી સંસ્થાઓ ભલે મોડી જન્મી હોય પણ પ્રત્યેક સમાજમાં ઓછેવત્તે અંશે એનું અનુસરણ થતું

જ રહ્યું છે. રાષ્ટ્રોની સામસામે ઝગડતી છાવણીઓ પોતાને પક્ષે લોકશાહી છે અને બીજાને પક્ષે નથી એવો દાવો કરે છે ત્યારે લોકશાહીના તત્ત્વની સમજનો ભેદ કોરાણે મૂકીએ તો પણ ઇતિહાસનું તથ્ય બંને પક્ષોનું થોડું થોડું સમર્થન કરે છે એ એક વિસ્મયકારક ઘટના નથી? એ વિસ્મયના મૂળમાં લોકશાહીની બીજરૂપ પ્રક્રિયા રહેલી છે.

લોકશાહી તે એકરૂપતાના સામાજિક અનુભવમાં વિક્ષેપ લાવનારાં તત્ત્વોને જોખવીને તેમને પોતાની ગતિ પ્રમાણે નવી એકરૂપતા સરજવા દેવાનો અવકાશ કરી આપનારી પ્રક્રિયા છે. જેઓ વિક્ષેપ લાવે છે તેઓ સમાજજીવનના કોઇ ને કોઈ અંશમાં ઇષ્ટ પરિવર્તન વાંછે છે. એ પરિવર્તન સધાય તે માટે તેઓ એકરૂપતામાં વિક્ષેપ લાવે છે. આ પરિવર્તનની ઇષ્ટતા વિશે બાકીનો સમાજ સાશંક હોય ત્યાં સુધીના ગાળા માટે ગતિશીલતાનો પ્રબંધ કરનારા નેતૃત્વને જીરવવાનું લોકશાહી શીખવે છે. આમ લોકશાહી એ નેતૃત્વના વિકેન્દ્રીકરણની, એના વિભાજનની પણ એક પ્રક્રિયા છે.

મનુષ્ય વ્યક્તિમાં સમાજ આખાને અનુકૂળ થવાની વૃત્તિ કદાપિ હોતી નથી તેમજ છેક છૂટા પડવાની એનામાં હામ પણ હોતી નથી. ગુનેગારની દેખીતી અસામાજિકતામાં પણ ગુનેગારોનો સમાજ બાંધવાની વૃત્તિ પડેલી જ હોય છે. એ જ પ્રમાણે શોધક, કલાકાર, સંત કે રાજકીય નેતા સુદ્ધાં સમાજમાં ઇષ્ટ પરિવર્તન લાવવા મથે છે અને એકરૂપતાની વૃત્તિને આઘાત કરી બેસે છે ત્યારે પણ નવી એકરૂપતા સરજવાની તેઓ જે આશા આપે છે તેથી જ તેમની વાત કાને ધરનારા થોડાક અનુયાયીઓ તેમને મળી રહે છે. ઇસુ ખ્રિસ્તને વધસ્તંભે મોકલીને કે ગાંધીજીને ગોડસેની ગોળીનો ભોગ થવા દઇને સમાજ તો નેતૃત્વની ઈપ્તિતાને કસી જોતો હોય છે.

પણ નેતા નાનો હોય કે મોટો પ્રત્યેક મનુષ્યમાં આખા સમાજને અનુકૂળ નહીં થવાની જે વૃત્તિ પડેલી છે તે સ્વાર્થથી, સામંજસ્યના ખ્યાલથી, અભિમાનથી, આત્મવિસ્તારની ભાવનાથી કે કોઈ પણ કારણથી જ્યારે જ્યારે પોતાનું આંતરિક બળ પ્રગટ કરે છે ત્યારે

ત્યારે બીજી વ્યક્તિઓ જે તેને અનુસરતી હોય છે તો તે પોતાના તેવા જ સ્વાર્થો, ખ્યાલો, અહંકારો કે ભાવનાઓથી પ્રેરાઇને તેમ કરતી હોય છે. નેતા અને અનુયાયીનું મુખ્ય સમાન હેતુની એક જ દિશામાં હોય છે એટલુ નહીં, નેતાને અનુસરતાં અનુયાયી પણ નેતૃત્વનો જ, કશીક સાર્થક પ્રવૃત્તિ કર્યાનો, સંતોષ અનુભવે છે. લોકશાહી આ નેતા–અનુયાયી સંબંધનુ સ્વરૂપ એવી રીતે બાંધી આપે છે કે જેથી સમાજના એકરૂપતાના પ્રવાહમાં ઓછામા ઓછો વિક્ષેપ આવે, અને પરિવર્તનની પ્રક્રિયા ઓછામા ઓછી જોખમકારક બને. પ્રત્યેક પરિવર્તન એ અપરિચિત સાથેના મુકાબલાનુ એક એક સાહસ છે અને આત્યંતિક મુકામના ભાન વિના વહેતો સમાજપ્રવાહ કયારે શાની સાથે અથડાશે તે અનિશ્ચિત હોય છે એ સ્થિતિમાં એની ગતિ ઉપર બ્રેક મૂકવાની જે વ્યવસ્થા તે લોકશાહી છે. એક રીતે એ ક્રાન્તિની આકાંક્ષાને ઓગાળીને પરિવર્તન રૂપે તેને વહેવડાવનારી વ્યવસ્થા છે; સૌને જીવન સાર્થકયનો અનુભવ થાય, સૌના નેતૃત્વની આકાંક્ષા તૃપ્ત થાય, સૌનુ આર્થિક, સામાજિક અને રાજકીય હિત સધાય એવી એ વ્યવસ્થા છે.

---

# આધુનિક માનવ અને રામકૃષ્ણ પરમહંસ

રાધેશ્યામ શર્મા

થાંભલાને પકડીને ગમે તેટલું ગોળ ફરો પણ થાંભલો છોડી દીધો તો ? ઈશ્વર રૂપી સ્તંભને ના છોડવા રામકૃષ્ણ અહર્નિશ કહેતા. સ્તંભ છોડી દેવાની પ્રક્રિયા સક્રિય છે ત્યારે માનવજાતિની શિરામાં જાણે ઘૃણા અને ધિક્કારને લોહી સાથે એકરૂપ બનાવી વહેતાં કરવામાં આવ્યા હોય તેવો ad nauseam નો અનુભવ રોજનો નથી ? એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્રની વચ્ચેનું ભૌતિક અંતર શક્ય અને સમજી શકાય તેવું છે (જો કે એક દૃષ્ટિએ વૈજ્ઞાનિક શોધોના પ્રભાવે એ અંતર ઘટ્યું છે એમ પણ કહી શકાય !) પરંતુ સ્વ–રૂપને ગુમાવી બેઠેલી એક વ્યક્તિ અને શું ગુમાવ્યું છે તેનું પણ જેને ભાન નથી એવી એક બીજી વ્યક્તિ વચ્ચે કેવું ને કેટલું અંતર છે તે ન સમજાતાં આપણી નજર સમક્ષ એક ગહન ખાણનું ચિત્ર ઉપસે છે. ભીરુ તો એવા કે એ ઊંડી ખાણમાં નજર માંડવાનું યે માંડી વાળ્યું છે. સળિયા પાછળ જેલમાં ધકેલાયેલા બે જણમાંનો એક જણ વરસાદ પડવાથી કાળી અને ચીકણી બનેલી કાદવિયા ધરતી તરફ જ જોતો હતો, જ્યારે બીજો ઊંચે ઉપર પ્રખર સૂર્ય અને શીતળ સૌરભભર્યા તારા તરફ પણ જોઈ લેતો હતો. યંત્રવિજ્ઞાન અને મનોવિજ્ઞાનની ઓઝટમાં આવેલો આધુનિક માનવ, નીચે કે ઊંચે એકે દિશા તરફ જોતો નથી. અને એકે બાજુ ના બેંઆઈ ગયાનો, આત્મપ્રતારક ના હોવાનો ગર્વ પણ અનુભવે છે !

દેશ હિતૈષીઓ આ ચિંતાજનક પરિસ્થિતિ પ્રત્યે કેટલા જાગ્રત છે તેનો કંઇક માર્મિક ખ્યાલ, એક અમેરિકન અધ્યાપક જ્યારે અભિનિવેશથી 'અમેરિકન સંસ્કૃતિ' વિશે ઉલ્લેખો કરી રહ્યા હતા ત્યારે 'સંસ્કૃતિ'ના તંત્રી શ્રી. ઉમાશંકર જોશીએ જાણે પોતાને જ સંબોધતા હોય એવાં વચનો ઉચ્ચાર્યાં હતાં તેમાંથી મળે છે.

...'અમારો આ પ્રાચીન સંસ્કૃતિની વાતો કરનાર દેશ, અમે અખંડ ધારાવાહી ચાલી આવતી જીવંત સંસ્કૃતિવાળી પ્રજા, તે કદાચ પચીસ-ત્રીસ વરસ, પછી મૂળિયાં વિનાની દશામાં તો પોતાની જાતને નહિ જોઈએ ? De–Indianisation ની–બિન–ભારતીયકરણની પ્રક્રિયા કદાચ શરૂ તો નથી થઈ ચૂકી ?'* માનવતાવાદના પુરસ્કર્તા જુલિયન હકસલેનું એક વિધાન યંત્રવિજ્ઞાન સૃષ્ટિમાં શ્વાસ લેતા અર્વાચીન માનવના પ્રગતિના ખ્યાલ સાથે કેવું તો અનુરૂપ છે એ જોઈએ. હકસલે માને છેઃ–

"To-day we must melt down the Gods and refashion the material into new and more effective organs of thought" અર્થાત્ જેમાંથી દેવો ઉપજાવ્યા તે પદાર્થમાથી દેવોને બદલે વિશેષ અસરકારક નવીન વિચારનાં સાધનો નીપજાવવાં ઘટે.

નિર્દેશ કરે છે! વિલ્સનની દલીલ એ છે કે રામકૃષ્ણનો જન્મ અને ઉછેર જે એવા આઘાતજનક અને અકારા વાતાવરણમાં નહોતો થયો કે તેમને જીવનની અમુક અવસ્થાએ Harmonyની સંવાદની વિશ્વકયની અનુભૂતિ ના થાય. નિત્શેને, સાર્ત્રના ૉકવેન્ટીનને કે નરકાગાર સમા પીટર્સબર્ગમાં સબડતા દોસ્તોયેવ્સ્કીના રાસ્કાલ્નીકોવને આવી અનુભૂતિ સુલભ છે? રામકૃષ્ણની જેમ બાઇબલમાના સંતોને થયેલા સાક્ષાત્કાર અને દર્શનો વિશે પણ વિલ્સન કહે છે .. "It would be truer to say that the saint appeared to the vision. બહુ જાડી રીતે કહીએ તો ઝઘડો જ Reason અને vision વચ્ચેનો છે ને! આ પુસ્તક વાંચતા જે એક સમગ્ર છાપ પડી તે કાંઈક આવી છે: Wilson appeared to the reason rather than reason appeared to Wilson"! સંક્ષેપમાં, એટલું જ કહેવાને અહીં અવકાશ છે કે આ પ્રકારની વિચારધારાનો દ્રાવીડી પ્રાણાયામ સાથે વધુ મેળ મનાય. જો પરમહંસને અકારા અને અણગમાપ્રેરક વાતાવરણમાં ઉછેર થયા પછી વસુધાવ્યાપી એકતાની સુખદ ભાવાનુભૂતિ થઈ હોત તો મનોવિજ્ઞાનની મદદથી એવું વિશ્લેષણ કરવું ત્યાં તો સુકર થઈ પડત કે Harmonyનો અનુભવ તે wishfulfilment ઇચ્છાપૂર્તિનો જ એક (કદાચ આકસ્મિક) આવિષ્કાર છે!

:: પુસ્તકિયા ભણતર તરફ ભારે અરુચિ સેવનાર, પ્રાથમિક પાઠશાળાથી આગળ જ નહીં વધેલા અને છતાં શિકાગોની વિશ્વધર્મપરિષદને પોતાના વિદ્વતાપૂર્ણ વાક્કૌશલ્યથી આંજી દેનાર ભણેલાગણેલા વિવેકાનંદના આ અભણ ગુરુએ આપણને પ્રતીતિ અને પૂર્વજ્ઞાન વચ્ચેની એક સૂક્ષ્મ રેખા કેવી તો સૂઝથી આંકી આપી છે. "પંચાંગનાં પાનાં કાઢી તેને નિચોવવાથી કદી વરસાદ વરસી શકે ખરો?" ...મા હાલરડાં ગાઈને પોતાના બાળકને ઊંઘાડવા લાગે છે ત્યારે બાળક માને કહે છે 'મા, હું તો ઊંઘી ગયો.' ઊંઘવું એટલે શું એ વસ્તુની એ નાદાન બાળકને ખબર નથી હોતી. ખરેખર ઊંઘી ગયા પછી તો બોલવાનું બંધ થઈ જવું જોઈએ." મૂર્તિપૂજા વિશે તેઓ કહે છે "મકાન બંધાઈ રહ્યા પછી આપણે પાલખ કાઢી નાખીએ છીએ. જેણે જ્ઞાન મેળવ્યું છે તેને માટે મંદિર મૂર્તિ કે તીર્થોની જરૂર નથી હોતી પરંતુ

વળી કોઈવાર ખલ માણસમાં!" ગાંધીજી અલબત્ત, આધ્યાત્મની દિશામાં ગતિ કરનાર હતા, પણ તેમની અને પરમહંસની આધ્યાત્મિક ભૂમિકામાં મોટો ફેર હતો. તેમને પરમહંસના આચરણથી આશ્ચર્ય થયું તેથી આપણે આશ્ચર્યમાં પડવાની જરૂર નથી; પણ ગાંધીજીએ આપેલો મત વિચારવાનો જરૂર છે ખરી. ગાંધીજીને એવો મતલબનું કહેતા ઘણીયવાર આપણે જાણીએ છીએ કે પરમાત્મક શક્તિનો અનુભવ "બુદ્ધિની પેલી મેરનો છે" અને છતાં તેમને બુદ્ધિ (Reason)નો જ આશ્રય લઈને 'બુદ્ધિ પેલી મેર'ના અનુભવની સમજ મેળવવાનો પ્રયાસ કરતા જોઈને એક પ્રકારનો આનંદ આજે પણ થાય છે. દુષ્ટ માણસનો સ્પર્શ થતાં સર્પનો સ્પર્શ અનુભવીને ચોંકી ઉઠતા રામકૃષ્ણમાં ભગવદ્ભાવનો અભાવ જોવો એ જરા બીજા છેડે તણાઈ જવા સરખું નથી લાગતું? 'પાગલ' મનુષ્યની જેમ બધું સરખું માનનારામાંના પરમહંસ તો હતા નહિ. રામકૃષ્ણનું સંવેદનતંત્ર અત્યંત સૂક્ષ્મ હતું. વીણાના તારની જેમ સ્પર્શ થતાંની સાથે એ ઝંકૃત થઈ ઊઠતું! વીણા તીવ્ર અને તીખા સૂર કાઢે છતાં એમાંય જેમ સંવાદિતા રહેલી છે તેવું જ પરમહંસનું કહી શકાય. તે ચોંકી ઊઠતા એનો અર્થ એટલો જ કે એમની સંવેદના સામી વ્યક્તિની નોંધ તત્કાલ લેતી અને છતાં એનામાં નારાયણ નિહાળવાની પ્રક્રિયામાં કોઈ અવરોધ પેદા નહોતી કરી શકતી. એટલે ગાંધીજીને થયેલા આશ્ચર્યમાં પણ રામકૃષ્ણની બ્રહ્માકાર સ્થિતિનો જે સ્વીકાર છે તે લેશ પણ અનુચિત નથી.

કરવો રહયો. અને તેથી એક જ વખતે એકને સાનિધ્યમાં રાખી અને હું તેનો સમાદર કરું છું."* અહીં પ્રાકૃત દષ્ટિએ જ એકનો સમાદર એટલે અન્યનો અનાદર એવો અર્થ કરી શકીએ.

એમ તો પરમહંસે પોતાના એક ધનિક ને સેવાતુર શિષ્યને કહેલું કે "તમે જો ઇશ્વરને મળી જાઓ તો શું તમે પ્રભુને હોસ્પિટલ અને નિશાળો બાંધવાનું કહેશો ?" (Vedanta for the Western World માં સ્વામી પ્રભવાનંદે ટાંકેલું આ વાકય વાંચતાં થયું કે કેલેન્ડરમાં જોવા મળતી દૃઢ અદબવાળી મુદ્રાવાળા વિવેકાનંદ એકદમ અદબ છોડીને પ્રભુને એમને એમ જ કહે કે હા, તમે હોસ્પિટલો, અનાથ આશ્રમો અને શાળાઓ સર્જી દો તો જ હે પ્રભુ! તમારો સ્વીકાર હું કરું!) આનો અર્થ એ નથી કે રામકૃષ્ણ Philanthropic deeds ભૂતદયા કે જીવદયાનાં કાર્યોની વિરુદ્ધ છે રામકૃષ્ણને જો કોઇ સાધ્ય હતું તો એક જ હતું પ્રભુને જાણવો, પામવો અને માણવો! બીજું બધું જે કંઈ એ અનુષંગે થાય તે સર્વ સાધનરૂપ જ મનાય.

સ્વામી પ્રભવાનંદે નોંધ્યુ છે: There were times in his life when he would feel that treading the grass, the very grass itself would be hurt, for he saw everywhere the One life, his own self" સતત સંવાદના સાનિધ્યમાં જ રહેનારા આવા રામકૃષ્ણ ભૂતદયાની વિરૂદ્ધમાં હોય એમ તો ક્યાંથી મનાય?

---

* Mysticism. Sacred and Profance (P. 132) Oxford

વળી કોઈવાર ખલ માણસમાં !" ગાંધીજી અલબત્ત, આધ્યાત્મની દિશામાં ગતિ કરનાર હતા, પણ તેમની અને પરમહંસની આધ્યાત્મિક ભૂમિકામાં મોટો ફેર હતો. તેમને પરમહંસના આચરણથી આશ્ચર્ય થયું તેથી આપણે આશ્ચર્યમાં પડવાની જરૂર નથી; પણ ગાંધીજીએ આપેલો મત વિચારવાની જરૂર છે ખરી. ગાંધીજીને એની મતલબનું કહેતા ઘણીયવાર આપણે જાણીએ છીએ કે પરમાત્મક શક્તિનો અનુભવ "બુદ્ધિની પેલી મેરનો છે" અને છતાં તેમને બુદ્ધિ (Reason)નો જ આશ્રય લઈને 'બુદ્ધિ પેલી મેર'ના અનુભવની સમજ મેળવવાનો પ્રયાસ કરતા જોઈને એક પ્રકારનો આનંદ આજે પણ થાય છે. દુષ્ટ માણસનો સ્પર્શ થતાં સર્પનો સ્પર્શ અનુભવીને ચોંકી ઉઠતા રામકૃષ્ણમાં ભગવદ્‌ભાવનો અભાવ જોવો એ જરા બીજા છેડે તણાઈ જવા સરખું નથી લાગતું? 'પાગલ' મનુષ્યની જેમ બધું સરખું માનનારામાંના પરમહંસ તો હતા નહિ. રામકૃષ્ણનુ સંવેદનતંત્ર અત્યંત સૂક્ષ્મ હતું. વીણાના તારની જેમ સ્પર્શ થતાંની સાથે એ ઝંકૃત થઈ ઊઠતું! વીણા તીવ્ર અને તીખા સૂર કાઢે છતાં એમાંય જેમ સંવાદિતા રહેલી છે તેવું જ પરમહંસનું કહી શકાય. તે ચોંકી ઊઠતા એનો અર્થ એટલો જ કે એમની સંવેદના સામી વ્યક્તિની નોંધ તત્કાલ લેતી અને છતાં એનામાં નારાયણ નિહાળવાની પ્રક્રિયામાં કોઈ અવરોધ પેદા નહોતી કરી શકતી. એટલે ગાંધીજીને થયેલા આશ્ચર્યમાં પણ રામકૃષ્ણની બ્રહ્મકાર સ્થિતિનો જે સ્વીકાર છે તે લેશ પણ અનુચિત નથી.

હું માનું છું કે રામકૃષ્ણ જેવી વ્યક્તિઓ આપણા તર્કની પકડમાં આવી આવીને છટકી જશે. એમને આપણે Pantheist–વિશ્વેશ્વરવાદી કહીશું તો મા કાલીની તેમની ઉપાસના આપણને શું એમ માનવા નહિ પ્રેરે કે એ Personal Godમાં યે માન્યતા ધરાવે છે? એમના અદ્વૈતપ્રધાન વ્યક્તિત્વમાં દ્વૈતનાં જે આવાં લક્ષણો દેખાય છે તે તો "અદ્વૈત" શબ્દપ્રયોગમાં જ જેમ દ્વૈત નિહિત છે તેટલું જ છે એમ કહી શકાય. પરમહંસ પોતે કહે છે તે સૂચક છે "સજ્જન રૂપે નારાયણ, ઠગ રૂપે નારાયણ, દુષ્ટરૂપે નારાયણ અને વિષયલંપટરૂપે નારાયણ–પ્રશ્ન એ છે કે આ બધાનું આતિથ્ય હું કેવી રીતે કરી શકું? મારે તો દરેકનો સત્કાર

કરવો રહ્યો. અને તેથી એક જ વખતે એકને સાન્નિધ્યમાં રાખી અને હું તેનો સમાદર કરું છું."* અહીં પ્રાકૃત દૃષ્ટિએ જ એકનો સમાદર એટલે અન્યનો અનાદર એવો અર્થ કરી શકીએ.

એમ તો પરમહંસે પોતાના એક ધનિક ને સેવાતુર શિષ્યને કહેલું કે "તમે જો ઇશ્વરને મળી જાઓ તો શું તમે પ્રભુને હોસ્પિટલ અને નિશાળો બાંધવાનું કહેશો ?" (Vedanta for the Western World માં સ્વામી પ્રભવાનંદે ટાંકેલું. આ વાક્ય વાંચતાં થયું કે કેલેન્ડરમાં જોવા મળતી દૃઢ અદબવાળી મુદ્રાવાળા વિવેકાનંદ એકદમ અદબ છોડીને પ્રભુને એમને એમ જ કહે કે હા, તમે હોસ્પિટલો, અનાથ આશ્રમો અને શાળાઓ સર્જો તો જ હે પ્રભુ! તમારો સ્વીકાર હું કરું!) આનો અર્થ એ નથી કે રામકૃષ્ણ Philanthropic deeds ભૂતદયા કે જીવદયાનાં કાર્યોની વિરુદ્ધ છે. રામકૃષ્ણને જો કોઇ સાધ્ય હતું તો એક જ હતું પ્રભુને જાણવો, પામવો અને માણવો! બીજું બધું જે કંઈ એ અનુષંગે થાય તે સર્વ સાધનરૂપ જ મનાય.

સ્વામી પ્રભવાનંદે નોંધ્યુ છે: There were times in his life when he would feel that treading the grass, the very grass itself would be hurt, for he saw everywhere the One life, his own self" સતત સંવાદના સાન્નિધ્યમાં જ રહેનારા આવા રામકૃષ્ણ ભૂતદયાની વિરૂદ્ધમાં હોય એમ તો ક્યાંથી મનાય?

---

* Mysticism: Sacred and Profance (P. 132) Oxford Paperbacks

# સાંપ્રત સમયમાં વ્યક્તિત્વરક્ષાનો પ્રશ્ન

ડૉ. જયંત પાઠક

મનુષ્યસંસ્કૃતિના ઉત્ક્રાન્તિક્રમમાં વ્યક્તિ, સમાજ અને રાજ્ય એમ વિકાસઅવસ્થાઓ હશે, વ્યક્તિએ પોતાની શક્તિના વિકાસ માટે તેમ જ અન્યને ઉપયોગી થાય એવા એના વિનિયોગ માટે સામાજિક થવાનું સ્વીકાર્યું હશે ને સમાજે આત્મરક્ષણ માટે રાજ્યની આણ સ્વીકારી હશે. આમ આરંભમાં તો આવી અવસ્થા–વ્યવસ્થામાં વ્યક્તિએ પોતાનું હિત અને વિકાસની તક જોયાં હશે, સમાજ અને રાજ્યનાં નિયંત્રણોને સ્વધર્મપોષક સ્વાત્મરક્ષક ગણી ઇષ્ટ અને આવશ્યક તરીકે વધાવી લીધાં હશે.

પણ માનપ્રવૃત્તિની એક વિચિત્રતા ગણો તો વિચિત્રતા ને મર્યાદા ગણો તો મર્યાદા એ છે કે એની જ ઉપજાવેલી વ્યવસ્થાઓનું જ સર્જન એના વિકાસમાર્ગમાં બાધક બની રહે છે. અર્વાચીન યુગમાં વિજ્ઞાનની પ્રગતિ એનું આંખે ચઢે એવું ઉદાહરણ છે. યંત્રો ને આધુનિક શસ્ત્રાસ્ત્રો વ્યક્તિની સર્જકપ્રતિભાના આવિષ્કારો છે, એની શક્તિની નીપજ છે ને છતાં આજે વ્યક્તિ એની જ એ સરજતથી મૂંઝવણ ને ડર અનુભવે છે. એણે જેને કામગરો ને કહ્યાગરો સેવી ગણ્યો તે જ આજે એનો માલિક, માથાભારે માલિક થઈ બેઠો છે. એને એ માલિકની દયા ઉપર જીવવાનું આવ્યું છે. પોતાના સર્જનની ગતિવિધિ હવે એને ગાંઠતી નથી, એના કાબૂ બહારની શક્તિ બની બેઠી છે. મનુષ્ય અને

એના વ્યક્તિત્વની સલામતી માટે કોઈ કોઈ તો એ સર્જનનો હવે વિનાશ કરવાની હિમાયત કરતા થયા છે. માણસને સ્વવિકાસમાં જાણે અવિનાશની શક્યતાઓ દેખાવા માંડી છે. આવી પરિસ્થિતિમાં વ્યક્તિએ પોતાની રક્ષા–પોતાની એટલે પોતાની વ્યક્તિમત્તાની પોતાના સ્વત્વની, પોતાની આંતરિક હસ્તીની–શી રીતે કરવી એ પ્રશ્ન કટોકટીનો બન્યો છે.

સમાજ અને રાજ્ય વ્યક્તિની જ શક્તિ અને સંકલ્પમાંથી જન્મ્યાં છે એ ખરું, તથાપિ વ્યક્તિની શક્તિઓ જ્યારે સામુદાયિક સ્વરૂપમાં પ્રકટ થાય છે ત્યારે એમાંથી વ્યક્તિત્વના અંશો ઓછા થાય છે ને ક્યારેક તો વિકૃત બનીને પ્રકટ થાય છે. વળી વ્યક્તિ સમાજ અને રાજ્યના ઘડતરમાં જે શક્તિ વાપરે છે તે ઉપરાંત પણ તેનાથી જુદા પ્રકારની વિશિષ્ટ શક્તિ એનામાં રહેલી હોય છે. સમાજ અને રાજ્ય મોટે ભાગે તો એના બાહ્યજીવન ઉપર નિયંત્રણ સ્થાપનારી સંસ્થાઓ બની રહે છે; એનું આંતરજીવન એમના કાબૂ બહાર રહે છે. આ બાહ્ય અને આંતર-જીવન જ્યાં સુધી પરસ્પર સંઘર્ષમાં આવતાં નથી ત્યાં સુધી તો બધું બરાબર જણાય છે. પરંતુ હમેશાં આવી ઈષ્ટ સ્થિતિ પ્રવર્તતી નથી. સંઘર્ષ જાગે છે ત્યારે સ્વત્વની આગ્રહી વ્યક્તિ પોતાના અંતઃકરણની આણ સ્વીકારે છે ને બહારની આણનો પ્રતિકાર કરવાનો માર્ગ લે છે. વિરોધ, પ્રતિકાર, બળવો, યુદ્ધ એ આવા સંઘર્ષનાં પરિણામ છે. સમૃદ્ધ રાજ્યમાં ને સ્વતંત્રતાના હિમાયતી સમાજમાં પણ વ્યક્તિ વ્યગ્રતા, અસુખ અનુભવતી હોય એવી બીના વિરલ નથી. એની ઈચ્છા વિરુદ્ધ સમાજની ગતિ હોય, એની ઈચ્છા વિરુદ્ધ રાજ્યો યુદ્ધે ચડતાં હોય, ખુવાર થતાં હોય, સંધિ કરતાં હોય, જેને એ સત્ય સમજતો હોય તેની હાર થતી હોય ને અસત્ય ફાવી જતું હોય એવું પણ જોવા મળે છે. આવા સંજોગોમાં નિર્બળ વ્યક્તિ પોતાના સ્વત્વને કચડાવા દે છે, તેને દાબીને સમુદાયને વશ થાય છે તો બળવાન વ્યક્તિ પ્રતિકારનો માર્ગ લે છે. સમાજ અને રાજ્યની વિરોધી ગણાઈને પણ પોતાના વ્યક્તિત્વને જાળવી રાખવાની, આંતર અવાજને વફાદાર રહેવાની દઢતા દાખવે છે.

મનુષ્યનું બાહ્ય જીવન જેમ જેમ વધારે સંકુલ થતું જાય છે, મનુષ્ય વ્યવહારની જટિલ જાળમાં બંધાતું જાય છે તેમ તેમ વ્યક્તિત્વના ગુણોનો

પ્રશ્ન વિકટ બનતો જાય છે. આજની જીવન વ્યવસ્થાની જટિલતા વ્યક્તિ ઉપર ભારે ભીંસ લાવનારી બની છે. જીવનનાં બધાં ક્ષેત્રોમાં વ્યક્તિને ગૌણ ગણવાનું ને તેણે જ ઊભી કરેલી સમાજ અને રાજ્યની વ્યવસ્થાને મહત્તર ગણવાનું વલણ જોવા મળે છે. જીવનના નાના નાના વ્યવહારોમાં પણ આજે વ્યક્તિને પોતાની સ્વતંત્રતા છિનવાઈ જતી લાગે છે. લોકશાહીમાં પણ વ્યક્તિનો મહિમા મનાય છે એટલો સ્વીકારાય છે એમ ભાગ્યે જ કહી શકાશે. એ મત આપે છે ને નેતાને ચૂંટે છે, પણ ચૂંટાયા પછી એ જ નેતા એનો માલિક હોય એમ વર્તે છે. એ દોરે ત્યાં જ જવાનો એને આદેશ આપવામાં આવે છે. એ જો પોતાના વ્યક્તિત્વનો પુરસ્કાર કરવાનો પ્રયાસ કરે તો એને બળવાખોર કે શિસ્તશત્રુ ગણવામાં આવે છે. સાચી વાત તો એ છે કે સામુદાયિક તંત્રના સ્વભાવમાં જ જડતાનું તત્ત્વ રહેલું હોય છે જે એમાં જોતરાયેલી વ્યક્તિના વ્યક્તિત્વનો ક્રમશઃ હ્રાસ કરે છે.

વ્યક્તિના આંતર જીવન અને બાહ્ય જીવન વચ્ચેનો, વ્યક્તિ અને સમાજ વચ્ચેનો, વ્યક્તિ અને રાજ્ય વચ્ચેનો સંઘર્ષ આજે કંઈક ઉગ્રતાથી પ્રગટ થતો દેખાય છે. રાજકારણનો પ્રભાવ આપણા જીવન ઉપર કોઈ કાળે નહોતો એટલો આજે છે. માણસ પોતાના હક માટે વધુ જાગ્રત બન્યો છે એ ખરું, પણ તે સાથે એના સ્વાતંત્ર્ય પરનું દબાણ પણ વધ્યું છે. પરિણામે આપણા રાજકીય જીવનમાં દુર્ભગ દશ્યો જોવા મળે છે. સત્તા પક્ષ વિરોધ પક્ષની સદંતર અવગણના કરવામાં ગૌરવ સમજે છે, એની સાચી વાત પણ એ સાંભળતો નથી ને આથી છંછેડાઈ સામો પક્ષ કેટલીકવાર શાણા માણસને ન છાજે એવું કરવા પ્રવૃત્ત થાય છે. આવી પ્રવૃત્તિના મૂળમાં વ્યક્તિત્વલોપનો ભય કામ કરતો હોય છે, ને વ્યક્તિત્વરક્ષાના આવિષ્કાર રૂપે જ તે પ્રકટ થાય છે. વિરોધીના કથનમાં પણ સત્ય હોય, સત્યનો સાક્ષાત્કાર માત્ર થોડી સત્તા ધરાવતી વ્યક્તિઓનો જ વિશેષાધિકાર ન હોય એ હકીકતને સગવડપૂર્વક વીસરી જવામાં આવે છે. વર્તમાન રાજ્યવ્યવસ્થામાં સાચી કે હિતકારી વાત પર જેટલું લક્ષ અપાય છે તેથી વધુ તે વાત આપણી છે કે સામાની એ પર અપાય છે. આવી પરિસ્થિતિમાં વ્યક્તિ અકળાય છે; એનામાં રહેલી ઉદાત્ત

ભાવનાઓ દબાઈ જાય છે ને થોડો જડ બની એ પરિસ્થિતિના વહેણમા ઝુકાવે છે, કોઇ દુણાય છે, દુભાય છે તો કોઈ ક્ષેત્રસંન્યાસ સ્વીકારી લે છે. કેટલાય પ્રતિભાશાળી પુરુષોની શક્તિઓના લાભથી આ કારણે સમાજ વંચિત રહે છે.

પોતાને વિશે સભાન એવો સમાજનો સંવેદનશીલ વર્ગ આજે સૌથી વધુ ગુંગળામણ અનુભવી રહ્યો છે. બુદ્ધિજીવીઓ, કલાકારો આદિ આ વર્ગમાં આવે. સામાન્ય માણસ વહેણમાં ભળી જવાનું વલણ ધરાવે છે; એને વ્યક્તિત્વરક્ષાની, સામે વહેણે તરવાની તથા કે વૃત્તિ નથી. આવો વ્યક્તિ ઘણુંખરું પલટાતી પરિસ્થિતિને અનુકૂળ થઈ જાય છે ને સંતુષ્ટ રહે છે. પણ વહેણમા વહેવાનું જેને ફાવતું નથી, જેને સ્વત્વને ભોગે કશું ખપતું નથી તેને જીવન કઠે છે એ મૂંઝાય છે, હતાશ થાય છે, વંકાય છે ને ક્યારેક તો વ્યક્તિત્વરક્ષાના ઝનૂનમાં વ્યક્તિત્વને વિકૃત પણ કરી નાખે છે. કલાના જગતમાં આજે જે નવીનતા, અવ્યવસ્થા કે સક્ષોભ જણાય છે તેના મૂળમાં આ વ્યક્તિત્વપોષણનો અભાવ રહેલો સમજાય છે. સમાજમાં કે રાજકારણમાં આજે કલાકારનાં માનપ્રતિષ્ઠા નથી; એના વ્યક્તિત્વની ઉપેક્ષા થતી જણાય છે; એનો અવાજ સંભળાતો નથી. અગાઉ એ સમાજના એક ઘટકઅંશ તરીકે, સમાજના મુખ તરીકે આદર પામતો હતો, નેતા ગણાતો હતો. આથી એને એની કલાની સાર્થકતાનો એક સંતોષ હતો. સમાજના વ્યવહારમાં ને રાજકીય ક્ષેત્રમાં ઘણા કલાકારોએ પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ પાડયો છે ને સમાજના તથા રાજ્યના પરિવર્તનના નિમિત્ત પણ તેઓ બન્યા છે. આજે પરિસ્થિતિ જુદી છે. આજે કલાકાર ને બુદ્ધિજીવી પણ ખૂણામાં ધકેલાઈ ગયા છે. વ્યક્તિત્વ-રક્ષણના એમના આગ્રહથી સમાજ અને રાજ્ય જાણે ડરતાં હોય તેમ બને તો એમને દૂર રાખવાનો પ્રયત્ન કરે છે. કલાકાર કે બુદ્ધિજીવી સમાજના ઘડવૈયા છે એવી જાહેરાતો હવે માત્ર વિવેકનાં સૂત્રો તરીકે જ થાય છે. સંવેદનશીલ વ્યક્તિ આ સમજે છે. એ જાણે છે કે પોતે

'હાજી હા' કરીને ચીલે ચાલી શકે એમ નથી ને એટલે જેમના હાથમાં સત્તાની લગામ છે તેમને પ્રિય બની શકે એમ નથી. સત્તા સ્વભાવે જ આપખુદ છે, એ કદી પોતાની સામેનો અવાજ બરદાસ્ત કરી શકતી નથી. હા, ક્યારેક એ પોતાનું કામ કઢાવી લેવા વિવેક વાપરે છે, કલાકારને પ્રશંસા પીરસે છે, તેનો મહિમા ગાય છે. એ કલાકારનો ખભો થાબડે છે તે એને ખભે ચઢીને પોતાના હેતુને પ્રાપ્ત કરવા માટે જ.

સમાજ અને સરકાર કલાકારને જંગી રકમોનાં ઇનામો આપે છે; ઈનામ–વિતરણ–સમારંભોમાં દબદબાથી એમનું સન્માન કરે છે ને એને પ્રશંસાથી નવાજે છે; એને સમાજના ને જીવનના આધારસ્તંભ કહે છે. છતાં ય એના વ્યક્તિત્વની ઉપેક્ષા કરવામાં આવે છે એમ કહેવું એ એમને અન્યાય કરવા જેવું કોઈને લાગે. પણ બધા પુરસ્કારો પાછળ ખરેખર કલાકારની કલાથી પ્રસન્ન થયાનો, એની અસાધારણ શક્તિનો સ્વીકાર કર્યાનો ભાવ હોય છે ખરો ? એમાં લેનારદેનાર ઉભયે આદર અને સદ્‌ભાવનો તંતુ દેખાય છે ખરો ? દેનાર આપીને કૃતકૃત્ય થયાનો, ઋણમુક્ત થયાનો ભાવ અનુભવે છે ખરો ? ઘણુંખરું ના. આપનાર જાણે ઊંચે આસનેથી આપતો હોય ને લેનાર જાણે ગરજુ હોય, ઉપકાર-વશ હોય એવી મનોદશા પ્રવર્તતી જોવા મળે છે. એવા પુરસ્કાર કરતાં કલાના એકાદ સાચા અધિકારીની પ્રશંસા કલાકારને વધારે પ્રોત્સાહક નીવડે. એટલે આવાં પુરસ્કારો–પારિતોષિકો વધ્યાં હોવા છતાં કલાકાર ને સમાજ, કલાકાર ને રાજ્ય વચ્ચેનું અંતર ઘટ્યું નથી, બલકે વધતું જણાય છે. કલાકાર મનમાં ને મનમાં એવી ફરિયાદ કરતો હોય છે કે પોતાની શક્તિની, કલાની લોકોને કંઈ પડી નથી. આમ તે લોકોથી દૂર સરતો જાય છે.

આવા અનાદરભાવથી પીડાતો કલાકાર આજે એની આ લાગણીના પ્રાકટ્ય માટે અવનવા માર્ગે વળેલો જોવા મળે છે. પોતાનું સર્જન પોતાને માટે જ છે, પોતે બીજા માટે કલાસર્જન કરતો નથી, ભાવકની

સ્થાપે–ચલાવે તેવી શક્તિ સાથે મનુષ્યમાં અન્ય વિશિષ્ટ શક્તિઓ પણ પડેલી છે જે એના વ્યક્તિત્વના જ અંશરૂપ છે. સમાજ રચાય, રાજ્ય રચાય ને તેની પાછળ વ્યક્તિના પુરુષાર્થનું જ પ્રવર્તન હોય છે. સમાજ અને રાજ્ય વ્યક્તિના વ્યક્તિત્વના વિકાસ માટે છે, વ્યક્તિ માટે છે; વ્યક્તિ એમને માટે નથી. જીવનવિવેક ને વ્યવહારવિવેક એ વ્યક્તિ અને સમષ્ટિના આધારસ્તંભો છે, ઉભયનો સમન્વય વ્યક્તિને પૂર્ણ કલાએ ખીલવી શકે ને સમષ્ટિને ઉપકારક નીવડી શકે. વ્યક્તિ અને સમષ્ટિ સાથે ચાલે એ ઇષ્ટ બની રહે છે–સામે ચાલે ત્યારે ઉભયને અહિતકર એવું અનિષ્ટ બની રહે છે.

---

# સમૂહ જીવનની શરતો

રતિલાલ દવે

માનવસમાજ ઉત્ક્રાન્તિના સોપાન સર કરતા કરતા સંસ્કૃત બન્યો હોય તો પણ કેટલાક લક્ષણો નિર્મૂળ થયા નથી અને એ લક્ષણો જ્યારે પણ દેખા દે છે ત્યારે સભ્ય સમાજના પાયા વિષે સહેજે શંકા જાગે છે ઉત્ક્રાન્તિનો ખ્યાલ ગમે એવો છે અને એ ખ્યાલને એક સંગીન ભૂમિકા પણ છે પરંતુ એ પૂરો ખુલાસો યે લાગતો નથી અને જ્યારે એ ખ્યાલ પૂરો ખુલાસો નથી લાગતો ત્યારે વધારે મોંઘી ધૂંધળી ભૂમિની સરહદે મૂંઝાઈ જઈએ છીએ એ ભૂમિમા પરમેશ્વરના વિભાવનો પ્રભાવ છે અને એ વિભાવને પૃથ્વીના આયુષ્ય જેટલો દીર્ઘ ઇતિહાસ છે આ વિભાવ અને ઉત્ક્રાન્તિનો ખ્યાલ એ બે માર્ગે જ કોયડાનો ઉકેલ હશે? અને આ કોયડાના ઉકેલ પર જ સમાજ વ્યવસ્થાઓની સંગીનતા અવલંબતી હશે? અંતિમ ઉકેલની અશક્યતા કે અસંભવતું જ્ઞાન જનસમૂહોને પોતાની કામચલાઉ વ્યવસ્થા કરવામા આડે આવતું હશે? અને આજે એવો કોઈ જનસમૂહ કલ્પી શકીશું જ્યા એક જૂથને વિશ્વરચનાના પાયામા કોઈ હેતુપુરઃસરતા અંગે શંકા ન હોય? તો પછી આવા સમૂહોની જીવન વ્યવસ્થા એમાના સૌને કેટલે અંશે પૂર્ણતયા અનુકૂળ નીવડે? આવી સર્વાંગી અનુકૂળતા માટે તો કોમ્તે ઓગ્યા 'માનવતા ધર્મ'નો ધ્વજ માત્ર ફરકાવવો રહ્યો? 'માનવતા' કે 'માનવ્ય'ના ખ્યાલને ધર્મની ભૂમિકાએ લઈ જઈ શકાય? માનવતાવાદ એ કોઈ બુદ્ધિયુક્ત વલણ હોવા કરતા વિશેષ તો એક લાગણી છે એમ પણ કહેવાતુ સાંભળવા મળે છે માનવતાવાદી સિક્કાથી કશુ ચોક્કસ સૂચવાતુ નથી, સિવાય કે એવી વ્યક્તિ

પોતાની વૈયક્તિક સૂઝ મુજબ પરિસ્થિતિ સામે પોતાનો પ્રતિભાવ રજૂ કરે છે—જેમાં કોઈના હિત માટેની એની લાગણી, માનવજાત વિશેના ભાવિ અંગે એની આશા-આશંકા વ્યક્ત થાય છે.

જે સમૂહે પોતાના માટે 'સભ્ય' કે 'સંસ્કૃત' શબ્દનો આગ્રહ રાખવો હોય તે સમૂહે કયા પ્રકારની જીવન-વ્યવસ્થાનું નિર્માણ કરવું જોઈએ? 'માનવતાવાદી', ખ્રિસ્ત', 'હિન્દુ', 'મુસ્લિમ' એવાં નામો માત્રથી આવી કોઈ જીવનવ્યવસ્થાનુ ચોક્કસ ચિત્ર ઊભું થાય છે ખરું? વસુધૈવ કુટુમ્બકમ્ એવા સૂત્રોચ્ચારની કોઈ આંતરિક ગુણવત્તા સમાજને શિષ્ટ બનાવતી હોય છે? ભૂખ્યાં માણસોને પૂરું અન્ન ન મળે ત્યાં સુધી મનોરંજનનો ત્યાગ કરવો એવા સામાજિક કર્મની ફક્ત કલ્પના કરવાની રહે છે? હાથવગા ઉદાહરણ તરીકે વસુધૈવ કુટુમ્બકમ્ જેવા ઉદાત્ત સૂત્રના વ્યવહારિક રૂપાંતરની કલ્પના કોશીએ. જે કુટુંબમાં એકાદ વ્યક્તિ વર્ષો સુધી બિમાર રહે છે તે કુટુંબનાં અન્ય સભ્યો પોતાના મોજશોખનો ત્યાગ કરી બિમારની શુશ્રૂષા પાછળ સમય અને દ્રવ્યનો ખર્ચ કરે છે. વસુધાને કુટુંબ તરીકે જોનારની સમાંતર પ્રવૃત્તિ કંઈક એવા પ્રકારની હોય. વસુધાને કુટુંબ તરીકે જોનાર વ્યક્તિના ત્યાગથી ફલિત થતી અંગત જીવન ચર્ચાની વાત બાજુએ રાખીએ, પરંતુ સંસ્કૃત કે સભ્ય સમાજ જો આવા બૃહદ્ ખ્યાલનું વ્યાવહારિક રૂપાંતર કરવા માગે તો એ કેવી જીવનવ્યવસ્થા નીપજાવે? એની સીધી અસર અંદાજપત્રમાં જોવા મળે? એની સીધી અસર નગરપાલિકા કે કોર્પોરેશનનાં બજેટમાં જોવા મળે? નગરનો એક ઘટક તરીકે વિચાર કરીએ, તો લાગે છે કે જ્યાં સુધી નગરની તમામ પ્રજાને ખાવા ઓઢવાની સંપૂર્ણ સુવિધા મળી ન હોય ત્યાં સુધી એ નગરની આવકમાંથી નાની સરખીએ રકમ મનોરંજન જેવી પ્રવૃત્તિ પાછળ ખર્ચવી તે તદ્દન અનૈતિક ગણાય. વળી એવા મનોરંજનને 'સાંસ્કૃતિક' કે 'સાંસ્કારિક' પ્રવૃત્તિનું નામ આપવું તે એથી વિશેષ નિમ્ન કક્ષાએ ઉતર્યા બરાબર ગણાય.

આમ જનસમૂહોની જીવનવ્યવસ્થા ચોક્કસ આયોજન માગી લે છે. કારણ કે વસુધૈવ કુટુમ્બકમ્ જેવા ધર્મનો અંગત આચાર પર્યાપ્ત નથી એ લોકોનુભવનું સત્ય છે. 'કાયદો' અને 'શાંતિ'ના ખ્યાલોના વ્યવહાર-ભાગ માટે પોલિસ અને અદાલતની વ્યવસ્થા આપણને મંજૂર હોય તો એવા બીજા ખ્યાલોના વ્યાવહારિક રૂપાંતર માટે આવી વ્યવસ્થાઓ આપણને

એ ચવી જોઈએ નહિ વ્યક્તિ અને સમૂહના પરસ્પરાવલબનનુ સત્ય સ્વયસિદ્ધ છે અને સમૂહ survival માટે વારવાર અવનવી વ્યવસ્થાઓ નીપજાવ્યાનુ સત્ય પણ એટલુ જ સ્વયસિદ્ધ છે ટૂકમા સમૂહની જીવન વ્યવસ્થા અનિવાર્ય છે અને એ વ્યવસ્થા અતિમ સત્યને સ્ફુટ કરનાર વસ્તુ નથી, પરતુ સમૂહના સુખનક્ષી જીવન-વ્યાપાર ને શક્ય બનાવતી કામચલાઉ પ્રક્રિયા છે આ વ્યવસ્થામા અશ્રદ્ધા રાખનાર માટે વિશ્વ હજુ તો હવે વિકલ્પની શોધ કરશે આ વ્યવસ્થાનો વિચાર જ કોઈ પણ વિચારને હવાઈ થતો અટકાવી શકે કોઈ કહે કે આધુનિક વિશ્વમા વાસ્તવનુ સ્વરૂપ રાજકીય કે સામાજિક પરિભાષામા ઉતારવાની મથામણ થાય છે તો તેથી વાસ્તવિકતા અભડાવાની નથી સ્થૂળ સીમાઓને અતિક્રમીને વાસ્તવનુ રૂપ અનાગત કરવા માગનાર અભીપ્સુ જે દર્શન પામશે તે દર્શનને 'ભ્રમ'ની ગાળમાથી ઉગારી લેવા તેણે તેના પડોશીઓની ભાષામા મૂકવુ પડશે અને 'વસુધૈવ કુટુમ્બકમ્', 'દયા', 'પ્રેમ', 'અહિસા' આદિ એવા દર્શનના તરજૂમા નથી તો બીજુ છે પણ શુ? પૃથ્વીના ગોળાપરના ઇહ જીવનથી નિરપેક્ષ એવા સત્યની ઝાખી અમુક પ્રકારના ઉન્મત્ત આનદ માટેની ભૂમિકા પૂરી પાડી શકે પણ એવા સત્ય સાથે જનસમૂહને કોઈપણ પ્રકારનોયે સબધ હોય તો એનો તરજૂમો કર્યે જ છૂટકો (જનસમૂહ 'પબ્લીક' શબ્દ કયારેક વગોવણીમા વપરાય છે આપણે નહિ તે 'પબ્લીક' આપણા સગાવ્હાલા, મિત્રો, પરિચિતો એ 'પબ્લીક' નહિ, પણ આપણે જેમનાથી પરિચિત નથી તે સૌ 'પબ્લીક' આમ 'પબ્લીક' શબ્દના આવા ઉપયોગ પાછળ પણ મનુષ્ય કેટલો વિપરિત રીતે સકુચિત બની બેઠો છે તે જ દાય કવિત થાય છે)

તો, કોઈ પણ સમૂહે સભ્ય કે સસ્કૃત તરીકે પોતાની જાતને ઓળખાવવા કેવી જીવન વ્યવસ્થા નીપજાવવી જોઈએ તો એક પ્રસ્તુત પ્રશ્ન રહે છે મને લાગે છે કે આધુનિક વિશ્વમા ગરીબી અને તગીના પ્રશ્નો રાજકીય અને આર્થિક ક્ષેત્રના જ ગણાય છે તે કદાચ સભ્યતાના અભાવનો મોટો પૂરાવો છે ધાર્મિક ચિતન ગરીબી અને અસમાનતાના પ્રશ્નને તરી જાય છે ત્યા ધર્મના સ્વભાવ અગે પાયાની કોઈ ગેરસમજની ગધ આવ્યા વગર રહેતી નથી અસભ્યતાનો બીજો પૂરાવો સભરત અતિશય વ્યક્તિવાદી વલણોમા જોઈ શકાય ઉત્પાદન અને સદેશાવ્યવહાર તેમજ મુદ્રણના ક્ષેત્રે ગજાવર વ્યવસ્થા જોઈને કેટલાક વ્યક્તિને ગુગળાતી માનતા થયા છે અને એ

ગુંગળામણના જે પ્રત્યાઘાતમાં અતિશય વ્યક્તિવાદી વલણ વ્યક્તિમત્તાના પુનઃપ્રતિષ્ઠામાં બરાબર લેખાય એવો પણ કંઈક સૂર આપણે સાંભળીએ એ જ છીએ. સાંપ્રદાયિક ધર્મતંત્રના બંધ શિથિલ થયા તેમ વ્યક્તિપ્રતિષ્ઠા જાણે મૂલ્ય એવું સમીકરણ બંધાતું ચાલ્યું. આમ જનસમૂહની જીવન-વ્યવસ્થાનો વિચાર લઈ આવનાર સામે ખૂબ શંકાની નજરે જોવાનું જ બાકી રહ્યું. કરુણ તો એ છે કે અત્યંત વ્યક્તિ-સાપેક્ષ વિચારણા પણ છેવટે તે એક ચોક્કસ જનસમૂહના જીવન-વ્યાપારનું અંગ જ બની રહી કારણ કે જગતે વ્યવસ્થાની બાબતમાં અર્ધા દિવસની પણ રજા પાળી હોય એવું ક્યાંય નોંધાયું નથી. એથીયે વધુ કરુણ તો એ ગણાય કે વ્યવસ્થા આટલે બધે અંશે અનિવાર્ય હોવા છતાં એમાં પૂર્ણતા લાવવાનું મનુષ્ય માટે શક્ય બન્યું નથી.

રસિકને કહેલું કે જે પુનર્જન્મમાં માને તેનો પોતાના બીજા જન્મોમાં ન્યાયી જીવન જીવાશે એવું આશ્વાસન પણ લઈ શકે. પણ જેને પુનર્જન્મમાં શ્રદ્ધા નથી એણે તો બધું તપ અહીં જ પૂરું કરવું રહ્યું. પુનર્જન્મમાં શ્રદ્ધા ધરાવનારાઓની ઘટતી સંખ્યાવાળા આ જગતમાં કોઈ એવી જીવન વ્યવસ્થા વિચારી શકાઇ છે જે ન્યાયી હોય? આજે તો લગભગ સર્વત્ર તેજસ્વિતા—brilliance નું મૂલ્ય વધ્યું છે. (ટી. એસ. એલિયટને આ રોગનો બીજો કોઈ ઉપચાર નહિ લાગ્યો હોય તેથી તેમણે ધર્મ ઉપર ભાર મૂક્યો) મનુષ્યનું મનુષ્ય તરીકે મૂલ્યાંકન થતું જોવા મળતું નથી. અને survival of the fittestના ન્યાયે આદિ યુગોમાં બળનો જય થતો આવ્યો તેમ આજે તેજસ્વિતાનો જય થઈ રહેલો જણાય છે. બૌદ્ધિક ચબરાકી, આર્થિક આબાદી, શારીરિક રૂપ એ બધાં ચલણી મૂલ્યો જણાય છે. કોઈ નોકરી માટે સારા દેખાવની છોકરીઓ જોઈએ છે એવી જાહેર ખબર આજે કોઈને આઘાત આપતી નથી. શારીરિક સૌંદર્યના મૂલ્યનો સ્વીકાર અને એનો બજારુ ઉપયોગ આપણે કેવાં સહજ રીતે પચાવી લીધાં?

શારીરિક સૌંદર્યમાં પોતાનામાં નૈતિક રીતે કશું ખરાબ નથી. કદાચ એના બજારુ ઉપયોગમાં હોય (સ્વૈચ્છિક રીતે એમ કરનારને એવું ઠસાવવું પણ અઘરું પડે). પણ જે નોકરી કુદરત-દત્ત એવા શારીરિક સૌંદર્યને લાયકાત તરીકે લેખે તે નોકરી બીજી કેટલી બધી અસુંદર છોકરીઓમાં અસંતોષ જન્માવે લાયકાતનું? આવું ધોરણ કોઈ પણ સમૂહમાં એવો એક અસંતુષ્ટ વર્ગ પેદા કરે જે સમૂહજીવનના સુખલક્ષી જીવન વ્યાપાર અંગે ભાગ્યે જ કોઈ શ્રદ્ધા ધરાવે. સભ્ય સમાજનું લક્ષ્ય તો એ હોય કે એના એકે સભ્યને

માત્ર પોતાની કુદરત–દત્ત સંપત્તિ ઉપર જ ઝૂઝવાનું ન રહે. (એટલે જ અંધશાળા, અપંગશાળાનું મૂલ્ય છે.) જે સમાજ પોતાના સભ્યને તંત્રની વ્યવસ્થાનો ન્યાયી લાભ આપે છે અને એની કુદરત–દત્ત શક્તિઓ ઉપર છોડી દેતો નથી તેને જ સભ્ય સમાજ ગણાય. મનુષ્ય સિવાયની જીવસૃષ્ટિમાં મોટે ભાગે સમૂહના ઘટક એવા જીવ કે પ્રાણીને એની કુદરત–દત્ત શક્તિ પર છોડી દેવાય છે.

Smartness–ચપળતા એ આજની ગુરુ ચાવી છે. આમાં માનવીની goodness–સારાપણું ને જાણે કોઈ સ્થાન જ નથી. અને આર્થિક સફળતા-બૌદ્ધિક ચપળતા એ બધું દરેક મનુષ્યને સાધ્ય લાગે છે. પરંતુ goodness પુરુષાર્થના ક્રમમાં ક્યાંય જણાતી નથી. આવા સમાજને સભ્ય સમાજ કેવી રીતે ગણી શકાય? માનવીએ આયાસ કરીને પણ સિદ્ધ કરવા જેવું છે તે તો goodness છે. જે સમાજ આ ભાવનાને પાછળ મૂકી અન્ય ચપળતા–સફળતા સામે મીટ માંડે તેના જીવન વ્યાપારમાં કયું પ્રધાન બળ હોઈ શકે? માત્ર સ્પર્ધા. આજના જગતનો સમગ્ર વ્યાપાર સ્પર્ધાત્મક બની ગયો છે. અને સ્પર્ધા શરૂ થાય પછી સફળતા એજ લક્ષ્ય હોવાથી સ્પર્ધા ભાગ્યેજ શુદ્ધ રમત બની શકે છે. અનેક પ્રકારની અ–નીતિના ઊંજણથી જ જાણે સ્પર્ધાનાં ચક્રો ગતિશીલ રહેતાં હોય છે.

સભ્ય સમાજે વ્યક્તિને મૂલવવાનો આવો માપદંડ બદલવો જોઈએ. વ્યક્તિની ભલાઈ goodness એજ એનું ખરું મૂલ્ય ગણાય. અલબત્ત, વ્યક્તિની ભલાઈના મૂલ્યાંકનને માપદંડ સ્વીકારીને કોઈ વ્યવસ્થા ઉભી કરવી એ કેટલું અશક્ય છે તે સમજવું અઘરું નથી. પરંતુ સમાજ વ્યવસ્થાનું સમગ્ર આયોજન જ એવું હોવું ઘટે જેમાં વ્યક્તિની ભલાઈ વધારે કદરપાત્ર બની રહે. અને સ્પર્ધાત્મકતાનાં ભયસ્થાનો ઓછાં કરવા સમાજે, વ્યક્તિ–આધારિત પ્રવૃત્તિરચનાઓ કરતાં સમૂહાવલંબી પ્રવૃત્તિ–રચનાઓ પર વિશેષ ભાર મૂકવો જોઈએ. અને ગરીબી તેમ જ આર્થિક અસમાનતા-ના પ્રશ્નો આજે માત્ર રાજકારણ તેમજ અર્થશાસ્ત્રના ગણાય છે તેને બદલે વિશ્વવ્યાપી સાંસ્કૃતિક મંડળો કે લેખક–સંઘોના એ પ્રાણપ્રશ્નો બનવા જોઈએ. જ્યાં સુધી એમ ન થા ત્યાં સુધી સાંસ્કૃતિક–મંડળો કે લેખક–સંઘો અ–નૈતિક ગણાય કે અ–સભ્ય ગણાય. કોઈ પણ પ્રવૃત્તિ સમાજના જીવન–વ્યાપારને આડકતરી રીતે પણ સહાય રૂપ ન હોય તો તે પ્રવૃત્તિ પાછળ સમાજ નાણાં ન ખર્ચે ત્યારે જ તે ન્યાયી સમાજ ગણાય

એમ જ્યાં સુધી સમાજ સામે ગરીબી અને આર્થિક અસમાનતાના પ્રશ્નો હોય ત્યાં સુધી અન્ય કોઈ પણ પ્રવૃત્તિ પાછળ 'સંસ્કૃતિ' ના નામે એ નાણાં ખર્ચે તો તેથી એની અ-સભ્યતા લેશમાત્ર ઓછી ન થાય. (દા. ત. એક ગરીબ સમાજ પોતાના બહુસંખ્ય ભૂખ્યા સભ્યોનેઅવગણીને સાંસ્કૃતિક પ્રવૃત્તિને નામે કરોડો રૂપિયાનું સંગ્રહસ્થાન ઊભું કરીને એવું આશ્વાસન લે કે અમે તો મૃત થતી પ્રણાલિકાઓને ઉગારી લઈએ છીએ તો એ અ-સભ્યતા જ ગણાય.) આમા મૂલ્યોનો કોઈ વિગ્રહ નથી કારણ કે

(૧) વ્યક્તિનું સાધ્ય એવું મૂલ્ય એ કે જેના માટે તે પોતાના જીવનની આહુતિ આપી અને

(૨) સમાજ વ્યવસ્થાનું સાધ્ય એવું મૂલ્ય એકે એક પણ વ્યક્તિનું જીવન ઉગારી લેવા તમામ સંસ્કૃતિક દોલતને પણ દરિયે ડૂબાડી દઈ શકાય તેવી જોગવાઈ હોય.

આમ સમાજવ્યવસ્થામાં તો માનવીનું જીવન એજ એક મૂલ્ય છે. એટલે ગરીબી કે આર્થિક અસમાનતા એ આર્થિક-રાજકીય પ્રશ્નો રહેતા નથી; પણ નૈતિક પ્રશ્નો બની જાય છે. જે વ્યવસ્થા માનવીના જીવનને અંતિમ મૂલ્ય તરીકે ગણતી નથી તે વ્યવસ્થા સભ્ય-સમાજની ન જ હોય. (ગરીબીનો પ્રશ્ન ગૌણ એ લોકોને લાગે છે જે માનવીના જીવનને એક મૂલ્ય ગણાતા નથી, અને જે સમાજ-વ્યવસ્થાનાં અને વ્યક્તિનાં મૂલ્યો વચ્ચે ભેદ પાડી શકયા નથી.)

'સભ્ય' વિશેષણને પાત્ર સમાજની વિવિધ પ્રવૃત્તિઓનું મૂલ્ય એના સમૂહ-સુખલક્ષી કે સમૂહ-હિતલક્ષી જીવનવ્યાપારમાં એ પ્રવૃત્તિઓની સાનુકૂળતાથી જ માપી શકાય. જ્યારે વિવિધ પ્રવૃત્તિઓ પોતાનું સ્વાયત્ત અને સ્વયંપર્યાપ્ત મૂલ્ય આંકતી જણાય ત્યારે સમૂહજીવનની પાયાની શરત પળાઈ ન ગણાય અને તીક્ષ્ણબુદ્ધિની ચાતુરી પણ અરાજકતા માટેનો એવો અનુરાગ ઢાંકી દઈ શકે નહિ. કુટુંબના સભ્યોની પ્રવૃત્તિઓ કુટુંબના જીવનવ્યાપારને સહાયક ન હોય ત્યારે કુટુંબ શબ્દ સાર્થ રીતે પ્રયોજાયેલો ગણાય નહિ. ટૂંકમાં, સમૂહજીવનની પ્રથમ શરત સમૂહના હિતલક્ષી કે સુખલક્ષી જીવનવ્યાપારને કેંદ્રમાં રાખી પ્રવૃત્તિઓનું આયોજન થાય તેજ હોઈ શકે. અને આ 'હિત' કે 'સુખ' ની વ્યાખ્યા સમૂહના બહુસંખ્ય સભ્યોને સ્વીકાર્ય હોય તે બીજી પાયાની શરત છે.

બહુસંખ્ય સભ્યોની સૂઝ અને સમજણ વિશે આશંકા રાખનારા વર્ગને આવા સમૂહોના જીવનવ્યાપારની ગુણવત્તા વિશે કેટલીકવાર ભારે વહેમ રહેતો હોય છે. પણ એવા વલણમાં રહેલી રીઢી કે ખંધી અ-ધાર્મિકતા પકડી પાડવી તે બહુ કઠિન કામ નથી. સમૂહજીવનનને અનિષ્ટ આપત્તિરૂપે સ્વીકારનાર વર્ગ જેને 'ઇષ્ટ' ગણે છે કે ગણાવે છે તે 'ઇષ્ટ' ભાગ્યે જ તર્કબુદ્ધિને સંતોષ આપે છે. અને ઉદાર સમાજોએ ઉખડી પડવાની ઘડી સુધી કે વનરાજ સિંહ જ્યાં રાજા હોય એવા પ્રાણી જગતની કક્ષામાં મુકાઈ જવા સુધી, એવા 'ઇષ્ટ' સાધક વર્ગને નીભાવી લેવાનો શોખ-ભાણ્યો છે. સભ્ય કે સંસ્કૃત સમાજની છેલ્લી કસોટી આવા વર્ગ સાથે કામ પાડવામાં રહેલી છે.

અમદાવાદ.
૨૧-૩-૬૬

# વર્તનદિશા

હીરાબેન રા. પાઠક

ઘણી વેળા રાષ્ટ્રના હિતચિંતક વિધાયકો સંસ્થાના ઉદ્‌ઘાટન કે સમાવર્તન પ્રસંગે વિશેષ પ્રકારની વાણી ઉદ્‌ગારતા હોય છે. ત્યારે આસપાસની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને જ તેઓ તેમ કરે છે. પછી ભલે તે અનિષ્ટ પરિસ્થિતિનો ઉલ્લેખ તેઓ ન કરે. કારણ તેમને માટે મંગલ પ્રસંગે એવી અનિષ્ટ બીનાનો વાસ્તવિક ચિતાર આપવો એક કે અન્ય કારણે, અયોગ્ય જણાય પણ તેમના નિરીક્ષક ચિંતક મનમાં તો રાત–દિવસ એવી વાતોનું અવલોકન ચિંતન ચાલ્યાં જ કરતું હોય છે.

મુંબઈમાં થોડા સમય પહેલાં, વનિતાવિશ્રામ નામની ગુજરાતવ્યાપી સંસ્થાની, તેનાં પચાસ વર્ષ પૂરાં થયાને કારણે સુવર્ણજયંતિ ઉજવાઈ. તે સમારંભના પ્રમુખ વક્તા આપણા રાષ્ટ્ર પ્રમુખ શ્રી. રાધાકૃષ્ણન્ હતા. ત્યાર પછી થોડા દિવસ બાદ રાષ્ટ્રના ઉપપ્રમુખ શ્રી. ઝાકીરહુસેન પણ કોઈ સ્ત્રીસંસ્થાનું ઉદ્‌ઘાટન કરતાં કેટલીક બાબત કહી ગયા. બન્ને વિદ્વાન ચિંતકો તેમની તત્ત્વસમજ માટે દેશપરદેશમાં ઓછે–વત્તે અંશે વિખ્યાત છે. બન્નેએ સ્ત્રીસંસ્થા હોવાથી સ્ત્રીને લગતી જ કેટલીક બાબતો કહી.

રાધાકૃષ્ણનના વ્યાખ્યાનનો સાર–વર્તમાનપત્રોએ આપ્યા મુજબ કંઈક આમ હતો : હવેની સ્ત્રી, શિક્ષણ લઈ, ઘરબહાર જવા માંડી છે. તેણે બહારનાં જગતમાં જતાં સ્ત્રી સહજ મૃદુતા, નમ્રતા, લજ્જા અને ચારિત્ર્યશુદ્ધિ વ. જાળવવાં જોઈશે. તો ઝાકીરહુસેને કહ્યું, સ્ત્રીઓ, બહારની

કામગીરી સ્વીકારે પણ તેણે ગૃહસંભાળ પૂરી લેવાની છે. તે ફરજ વિસારે પાડવાની નથી બન્નેના આ મંતવ્યો, રાષ્ટ્રમાના તેમના સ્થાનની જેમજ પરસ્પરપૂરકપોષક છે. આપણે જોઈએ

માનવસમાજ રચાતા સ્ત્રીનુ સ્થાન ઘરમા કયા પ્રકારનું છે? માણસ તરીકેના એના હકો વ નિર્વિવાદપણે સ્વીકારી લીધા પછી, તેની વિશિષ્ટતા શી છે? તેનો વિચાર કરતા મને ગાધીજીના એક મહાન નિર્ણાયક સત્તનુ સ્મરણ થાય છે તેમની દૃષ્ટિએ માનવ તરીકે સ્ત્રીપુરુષ બન્ને સમાન છે, પણ એક સરખા નથી પોતપોતાની રીતે અનેરા છે એ એક સરખા નથી, કારણ પ્રકૃતિગત ભેદ છે અહી પ્રકૃતિ તે તન અને મન ઉભય અગેની છે ને તેમાથી જન્મતી વિચારકાર્યપદ્ધતિની છે એ દૃષ્ટિએ સ્ત્રી ગૃહજીવનની ધારક છે અને તેની ધારણશક્તિનુ બળ, તે કળ છે નર્યું બળ નહિ ભાવથી, મૃદુતાથી, સમજાવટથી, વ્યવહાર જીવનની સાદી સમજ અને સૂઝથી સજોગોને હલ કરવા, તેને વિશેષ ફાવે એટલે સ્ત્રી જો બહારની કામગીરી સ્વીકારે તો બહારના જીવનના તેના આચારો પુરુષોચિત હોવાની જરૂર નથી તેણે નથી લૂખા બળનો આશ્રય લેવાની જરૂર કે નથી નઠોરકર્કશ થવાની એટલી જ–અરે! એથી સવિશેષ નથી જરૂર, સ્ત્રી તરીકેનુ કામણ કરીને ધાર્યું કરાવી લેવાની–જૂની પરિભાષામા કહીએ તો સ્ત્રીચરિત કરીને અગૌરવકર રીતે વર્તવાની બન્નેથી અનગ એક માર્ગ છે, અને તે એક જ શબ્દમા વર્ણવીએ તો કુનસ્ત્રીનો છે જેમા આસપાસની સૃષ્ટિને ભાવનાથી ભીજવતા જઈને, મધુરતાથી અનુકૂળતા ઉત્પન્ન કરીને, કુશળ કામગીરીથી ગૌરવપૂર્વક અને પૂરા પ્રભાવથી પોતાની પાત્રતા સ્થાપવાનો ભાવના અને શુભચારિત્ર્ય જ આ પરિણામ આણી શકે

પણ તે ક્યારે, કેમ? સ્ત્રી જો સ્ત્રી ન મટી હોય તો જ ગમે તેની સમાનતા સ્થપાતા છતા પણ પુરુષની કામગીરીનો ને તેથી સવેદનનો ઝોક બહિર્મુખ જીવનનો એટલે કે તેને પરિણામે બહારની સૃષ્ટિ સબધોનો છે તો સ્ત્રીની કામગીરીનો એક અતર્મુખ જીવનનો એટલે કે ગૃહની સૃષ્ટિ સબધેનો રહેશે ને રહેવો જોઈશે, એટલે જો સ્ત્રીનુ વનણ ગૃહલક્ષી એટલે કે કુન સ્ત્રીનુ રહ્યું હોય તો જ પેના સ્ત્રીસહજ મૃદુતા મધુરતા વ ગુણો બહારની દુનિયાના તેના પ્રવેશમાય શક્ય બનશે, ને કામે લાગશે

પણ જો ગૃહજીવનને ભોગે તેણે બહારની કામગીરી સ્વીકારી હશે તો પશ્ચિમમા જેમ બન્યુ છે તેમ અહી પણ બનશે કુટુબજીવન લૂખુ

સકું નષ્ટભ્રષ્ટ છિન્નભિન્ન થઈ જશે. અને તે પોતે બની જશે પુરુષનું નિષ્ફળ અનુકરણ કરનાર સર્વભ્રષ્ટ જીવ.

એથી સામી બાજુએથી વિચારીએ : જો સ્ત્રી અંતરથી મૃદુમધુર રહી હશે તો તેનો લાભ બહારનાં જગતને મળશે. એટલું જ નહિ તેને પોતાને પણ બહારના જગતથી માત્ર બસ થવાનું નથી. પોતાની આંતરતમ જરૂરત માટે તેને ઘરભણી, કુટુંબભણી વળવાનું ગમશે. જેમ કેવળ સીમિત સંકુચિત–ગૃહજીવન તેને માટે પૂરતું નથી, નર્યું બહારનું જગત તેને માટે પૂરતું નથી. જો એ હકીકત પુરુષ માટે સાચી ને ઉચિત છે તો સ્ત્રી માટે વિશેષે કરીને છે. એ દૃષ્ટિએ બહારના સંદર્ભવાળું એટલે કે વિશાળ દૃષ્ટિબિન્દુવાળું ગૃહજીવન સ્ત્રીએ કેળવવાનું રહેશે. તો ગૃહજીવનના સદ્‌ગુણો સાથે તેણે બહારના જગતમાં વર્તવાનું રહેશે. સમાજજીવનને માફકસર રાખવા માટે તેણે ગૌરવ તેમજ માધુર્યમૃદુતા ટકાવી રાખવી રહેશે.

આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રો સાહિત્યનો ઉદ્દેશ સમજાવતાં કહે છે કે કાવ્યે કાન્તાની જેમ હેતુથી હિતવાર્તા કહેવાની છે. ત્યાં આગળ સ્ત્રીની પ્રકૃતિમાંથી જન્મેલી તેની કામગીરીનો સાચો ઉલ્લેખ મળી રહે છે.

આપણો પલટાવા કરતો નારીસમાજ પશ્ચિમનું અંધ અનુકરણ કરશે? કે પછી સમજપૂર્વકની સમાજોપયોગી વર્તન દિશા નક્કી કરશે?

# મનોમય પુરુષ

કિશનસિંહ ચાવડા

પાતંજલિએ મન એ જ મનુષ્યનાં બંધન અને મુક્તિનું કારણ છે એમ કહીને એ કારણની સ્પષ્ટતા અને શક્તિની પ્રતિષ્ઠા કરી છે. મન વડે જ મનુષ્ય થયો છે. પશુઓથી મનુષ્યને અલગ કોટિએ સ્થાપનાર આ વિવેકશીલ ગર્ભવંત મન છે. છતાં આશ્ચર્યની ઘટના તો એ છે કે જે આપણી સંપદા છે તેને વિશે જ આપણે વધુમાં વધુ અજ્ઞાન અને બેદરકાર છીએ. એનું પરિણામ એ આવ્યું છે કે એનો ભયંકર દુરુપયોગ થઈ રહ્યો છે, અનાદર થઈ રહ્યો છે. છતાં આપણું રૂંવાડું ફરકતું નથી. મનુષ્ય મુખ્યત્વે મનોમય પુરુષ છે. મનોરથોનો સરજનાર, અભિલાષને અવતારનાર અને એ બન્નેને પોતાની તેજસ્વી શક્તિ વડે સિદ્ધ કરનાર મનુષ્યમાં, સમુત્ક્રાન્ત થઈને પ્રભુનો સમોવડિયો સખા થવાની, અરે ખુદ પ્રભુમાં અંતર્ધ્યાન થઈને પ્રભુ બની જવાની અપૂર્વ અને અનન્ય ભર્ગવંત શક્યતાનું બીજ પડેલું છે એ સત્યથી જાણે એ તદ્દન બેવાકેફ હોઈને બેનકૂની જિંદગી જીવી રહ્યો છે. વિશ્વની ઘણી મોટી માનવસંખ્યામાં હજી૫, આદિમ જાતિનું Instinctive જીવન જીવે છે. એનામં અહંકારનું કેન્દ્ર પણ હજી પ્રગટ થયું નથી. જે મોટી સંખ્યામાં અહંકારનું કેન્દ્ર બંધાયું છે તેમાં મનોમય પુરુષ જાગ્રત થયો નથી. જે મોટી સંખ્યામાં મનોમય પુરુષ જાગ્રત થયો છે, તેમાં તે ક્રિયાશીલ બન્યો નથી. જેમાં ક્રિયાશીલ બન્યો છે તેમાં વિવેકદર્શનની અછત છે અને વિવેકદર્શી લોકસંઘનો સંસ્કૃત સમાજ હજી સ્વાર્થના ડંખમાં અટવાયા કરે છે. ઘણી અલ્પ સંખ્યા પોતાને મળેલી આ કરુણ

વડે વિભૂષિત છે, સભાન છે, સક્રિય છે, અને જાગ્રનિપૂર્વક પોતાની જીવન-યાત્રા ચલાવે છે. આમાંથી કોઈક વિરલાનો જ જીવનરથ પ્રભુભણીની સાચી દિશામાં હરિરથ બનીને ચાલે છે.

જે મનુષ્યમાં મનોમય પુરુષ જાગ્રત થયો છે, જાગ્રત થઈને ક્રિયાશીલ થયો છે, ક્રિયાશીલ થઈને વિવેકદર્શી થયો છે અને જેણે સ્વકેન્દ્રિતતાની સરહદો, આત્મગુંગળામણ અસહ્ય થવાથી ઓળંગવાનો નિરધાર કર્યો છે; અને જે એ અમલ માટે નિષ્ઠાપૂર્વક સજ્જ થયો છે તેમ જ વિચારનિષ્ઠા-માંથી એ મનસના અભિનવ શિખરો સર કરવાની ક્ષમતા ધરાવી શકે છે.

લોકસમાજના મોટા ભાગના માણસો પોતાને વિષે વિચાર જ કરતાં નથી. બીજાનાં વિચારો પ્રમાણે ગતાનુગતિક આદતથી ચાલે છે. ઘણા સારાં અને કાબેલ દેખાતાં માણસો ઉછીના વિચારો ઉપર નભે છે. ઘણા કલાકાર સર્જક અને સાહિત્યકાર કહેવાતાં માણસો વિચારચોરીના મબલક વેપાર ઉપર પોતાની ગાડી ચલાવે છે. બહુ ઓછા માણસો વિચારતપ કરે છે. વિચારોની ઉપાસના વડે એમને કમાય છે. અને આંગળીને વેઢે ગણાય એટલા સત્સર્જનો સાધુપુરુષો અને સંસ્કૃતિકારો તથા સ્મૃતિકારો વિચારશીલતાની સમગ્ર પ્રક્રિયાને આત્મદર્શનના ઓજસ વડે રચીને મંગલા-ચાર વડે એમને સિદ્ધ કરીને વિચારોનું દર્શનમાં રૂપાંતર કરે છે. એ જ સંતસર્જકસાધકોની જમાતમાંથી દર્શનનું ક્ષેમ ઓળંગીને વળી કોઈક વિશ્વ-મનસને આલિંગન કરે છે. અને કોઈ વિરલ વિભૂતિશીલ ક્રાન્તદષ્ટા મહર્ષિ, ભગવાનની પરાવાણીને પહોંચી ઋત અને સત્યનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થાય છે. ત્યારે અવતાર પણ આવા મહાત્માને પોતાના ગુરુની પ્રતિષ્ઠા આપી એમની પૂજા કરે છે.

સામાન્ય લોકસંઘની સાથે સંકળાયેલું મન સુષુપ્ત અવસ્થામાં હોય છે: કારણ આખો સંઘ મુખ્યત્વે Instinct ને આધારે અચેતનાત્મક જીવન જીવ્યે જાય છે. જે સ્તરના સમાજની સાથે જોડાયેલું મન જાગ્રત હોય છે ત્યાં વ્યક્તિના કામરૂપ–ઈચ્છાપુરુષની સાથે એ સંયુક્ત હોય છે. એટલે એ મનનું વ્રત ઈચ્છાપુરુષની આજ્ઞા પ્રમાણે ચાલવાનું હોય છે. ઈચ્છાપુરુષ પોતે અહંકારનો વઝીર છે. મન આ વઝીરનો રહસ્યમંત્રી છે. સ્વને સલામત રાખવાનો એમનો આદર્શ છે અને એ આદર્શ પ્રમાણે જીવવાનો એમનો પુરુષાર્થ હોય છે. જે વ્યક્તિ સ્વ–અર્થી છે. સ્વકેન્દ્રીત છે તેને પોતાની જ પડી છે. બીજાની એને કશી જ પરવા નથી. સહજ ભાવે એ બીજાને ભોગે પણ

પોતાનો સ્વાર્થ સાચવે છે. પોતાના સ્વકેન્દ્રની રક્ષા કરે છે. ખંડનાત્મક દૃષ્ટિ અને નકારાત્મક વલણ, એ આ મનમાં મુખ્ય લક્ષણો છે.

આવો મનોમય પુરુષ જે ઇચ્છાપુરુષનો દાસભાવે સાથી અને સાક્ષી છે તે કયારેક પોતાની પરાધીનતા અને અસહાયતાથી અકળાય છે. જ્યારે આ અકળામણ અસહ્ય થાય છે ત્યારે એ ઇચ્છાપુરુષની અવગણના કરી, એની સામે બળવો પોકારી પોતાના મૂળ સ્વરૂપબન્ધુ મનસનું સૌહાર્દ સ્વીકારે છે. વડીલ બંધુની પાસે, એને ચરણે બેસી એ પોતાની અશુદ્ધિ, અપૂર્ણતા અને અસહાયતાને ઓળખે છે, એમાંથી મુક્ત થવાના ઉપાયો અને ઉકેલો મેળવે છે; અને ભાઈની ઓથમાંથી હિંમત મેળવી સ્વની સેવામાંથી નિવૃત્ત થઈ પરમાર્થની સેવામાં પ્રવૃત્ત થાય છે. એને હવે પોતાનું તેજ, પોતાનું બળ અને પોતાની સ્વાધીનતા પાછું મેળવ્યાની ખુશી થાય છે. મન પણ મનસ જેવું જ સ્વરૂપ ધીરેધીરે ધારણ કરે છે.

મનસ નિષ્ઠાવંત છે. વિભૂતિના તેજનો એને સ્પર્શ અને સમાગમ થયો છે. એટલે એને પોતાના પ્રાપ્ત સ્વરૂપ વિશે અસંતોષ જાગે છે. પોતાના સર્જનો અને સર્જકશક્તિ વિશે એ વ્યાકુળ બને છે. કયારેક એને પોતાની અપૂર્ણતા સાલે છે. એણે ઓજસ્વી ચેતનાના ધબકારા સાંભળ્યા છે એટલું જ નહીં, એણે ચેતનાની ચમત્કારિક ઘટનાઓ નીરખી છે. એને અભીપ્સા જાગે છે કે ચેતનાનું એ ઓજસ પામવું. હજી દ્વંદ્વની દ્વિધા છાલ છોડતી નથી. આ દ્વંદ્વની પેલેપાર જવાય તો ઓજસ્વી ચેતનાનો કાયમી સમાગમ મળે. ચૈતસિક આનંદની પ્રાપ્તિ થાય. અને એ પકડમાંથી પૂર્ણ રીતે છૂટવાનો અને આત્મચેતનાના ખોળે જવાનો મક્કમ પૂર્ણ નિરધાર કરે છે. ધીરેધીરે એ, આ નિરધારને પોતાની ,અખિલ મનસિક ચેતનામાં ધારણ કરીને એમાંથી એકાગ્રતાનો અને એકનિષ્ઠાનો આતશ ચેતાવે છે. આ અગ્નિ જ્યારે સમગ્ર ચેતનાની ધરતીને આવરી લે છે ત્યારે, ત્યારે એમાંથી સર્વોચ્ચ પણ વિચાર આથમી જાય છે, અને એને સ્થાને અધ્યાત્મ પ્રકાશ પથરાય છે. આત્મચેતનાનું અવતરણ થાય છે. અપૂર્વ શાંતિનું વરદાન મળે છે. આ પ્રકાશ ધીરે ધીરે સમગ્ર ચેતનાને પ્રભાવિત કરે છે. આ ઓજસ્વી મનસ પછી વિચારો વડે ક્રિયાશીલ નથી થતું, દર્શન વડે પ્રવૃત્ત થાય છે. વિચાર અહીં કેવળ દર્શનનો દાસ છે. માણસનું મન જે હજી સુધી મનસ થઈને પણ કેવળ વિચારો ઉપર અવલંબિત હતું તે હવે પોતે જ દ્રષ્ટા બને છે. વિચારકની ચેતના હવે

રૂપાન્તર પામીને દ્રષ્ટાની જ્ઞાનચેતના બને છે ઓજસ્વી મનસ હવે સત્યને આધારે પોતાની હસ્તી ટકાવે છે અહીં જ એ અંશને નહીં પણ સમગ્રને પકડવાનો પુરુષાર્થ આદરે છે

ઓજસ્વી મન પણ હજી સ્વાયત્ત નથી સ્વયંસપૂર્ણ નથી એને આ બન્ને અવસ્થાની, એમાં અંતર્હિત ચૈતન્યની જાણ છે એટલે એને હજી આ સ્વાયત્ત સંપૂર્ણતા તરફ ઉર્ધ્વગમનની આરત જાગે છે આ આરતની ઉત્કટતા એનામાં દિવ્ય અસંતોષ પેદા કરે છે આ અસંતોષ પોતાના આતશ વડે ફરી પાછો ચેતે છે પરંતુ આ આતશ એ પ્રાચીન આતશ નથી આ તો વૈશ્વાગ્નિ છે આ અગ્નિદેવનું શરણ એની રહીસહી મર્યાદાઓ, અવગુણ રહેની સૂક્ષ્માતિસૂક્ષ્મ અંપતાઓને સ્વાહા કરે છે જ્યાં આ રૂપાન્તર થયું કે ઓજસ્વી મનસ પ્રબુદ્ધ પ્રજ્ઞાને પામે છે પ્રજ્ઞા પૂર્ણસત્ત્વ છે એ વસ્તુનો સ્વસંવેદ અને એનું જ સ્વદર્શન છે પ્રજ્ઞા સત્યનો પ્રકાશ છે એ સત ચેતનાની સંજ્ઞા છે વિચાર અને દર્શન એની સત્તાને વિનમ્રતાથી સ્વીકારે છે અને આજ્ઞાંકિતપણે એનો અમલ કરે છે શ્રી અરવિંદે આ પ્રજ્ઞમનસની સત્તાના અને શક્તિના ચાર સ્વરૂપ કહ્યા છે સત્ય જોવાની દૃષ્ટિ, સત્ય સાંભળનારી પ્રેરણાશક્તિ, સત્યને સ્પર્શનારી સંવેદશક્તિ અને સત્ય સાથે સત્યની સ્થાપના કરનારી સંવાદી વિવેકશક્તિ પ્રજ્ઞમનસના આ ચાર શક્તિ સ્વરૂપ ઉપરાંત મનસના ચતુર્થ સોપાન પણ એમણે બતાવ્યા છે પ્રજ્ઞમનસ પામેલો મનોમય પુરુષ પછી તો અંતરપુરુષ બને છે અને અંતરચેતનાનો એ પ્રભુ વિશ્વમનસને ધારણ કરવાની તપશ્ચર્યા કરે છે આ મહાતપની અખંડ સાધના અને આત્મયજ્ઞ વડે એ વિસ્તારીત અને વિકસિત થાય છે પ્રબુદ્ધ પ્રજ્ઞા અહીં કેવળ ઓળખાણપાત્ર બની જાય છે પાત્રતાના આ પુષ્પ વડે એ વિશ્વમનસની સુગંધિત ચૈતન્યશક્તિને ઓળખે છે અને સાક્ષાત્ કરે છે આ અદ્ભુત અને અપૂર્વ ચેતનાનું રૂપાન્તર અને અવતરણ મનોમય પુરુષના અહંની દેરી કહીને ઓગાળીને સમગ્ર ચેતનાને અંતિમ સત્યની ઐક્તા વડે રસીને પરમ સમુજ્જ્વલ કરી દે છે આ પરમ સત ચેતના પામીને મનોમય પુરુષ સર્વાંતિસર્વની સાથે પોતાના સંબંધ જોડે છે હુંપદનું પૂર્ણપણે વિસર્જન થાય છે સત્યપુરુષ અવતાર પામે છે સમગ્ર વિશ્વચેતના એની પોતાની બને છે અખંડ અવિનાશી અને સર્વવ્યાપક બ્રહ્મચેતનાનો પૂર્ણાંશ બની એ પરિપૂર્ણ થાય છે, ધન્ય થાય છે

મીરતોના
૨૪ ૩-૬૬

# સાધન-ચતુષ્ટય

ડો. રમણલાલ જોશી

પરમાત્મા–સાક્ષાત્કારના અનેક માર્ગો આર્યજીવનદર્શનમાં દર્શાવાયા છે. એ પૈકી સાધન–ચતુષ્ટય માર્ગ જાણીતો છે. શ્રી શંકરાચાર્યે ' **અપરોક્ષાનુભૂતિ** 'માં એનું યોગ્ય રીતે જ મહત્ત્વ દર્શાવ્યું છે. એમના મત પ્રમાણે સાધના–ચતુષ્ટયની પ્રાપ્તિ વિના સાધક સાધનાને માટે લાયક થતો નથી. આત્મચિંતન ત્યારે જ શક્ય બને છે કે જ્યારે સાધકમાં સાધન–ચતુષ્ટય બરાબર ખીલી ઊઠયાં હોય. પરંતુ તે કાંઈ આપોઆપ બની આવતું નથી. એ માટે શંકરાચાર્ય બધો ભાર પ્રારબ્ધ ઉપર નહિ નાખતાં પુરુષાર્થનો માર્ગ ચીંધે છે. તેઓ કહે છે કે ' વર્ણાશ્રમ ધર્મ ' અને ' તપસ્યા ' દ્વારા શ્રી હરિ પ્રસન્ન થાય છે અને મનુષ્યને વૈરાગ્યાદિ સાધન-ચતુષ્ટયની પ્રાપ્તિ થાય છે.

વર્ણાશ્રમધર્મથી આ જમાનામાં પણ ભડકવાની ભાગ્યે જ જરૂર હોય. વર્ણાશ્રમ ધર્મને સાચા સ્વરૂપમાં સમજવાથી જીવન મોકળું, સ્વ–આશ્રયી અને તેજસ્વી થાય છે. તપ તો આપણી સંસ્કૃતિના પાયામાં રહ્યું છે, ' તપ 'નો સમાનાર્થ શબ્દ અંગ્રેજીમાં નહીં જડે. તપશ્ચર્યા કરી આપણા ઋષિવરોએ સનાતન સત્યોનું દર્શન કર્યું છે અને પરમ ઓજસ્વી ભાષામાં આપણી સમક્ષ એ પ્રગટ કર્યું છે. એટલું ખરું કે તપશ્ચર્યાની રીતિ સમય પ્રમાણે બદલાય છે પણ એથી મૂળ તત્ત્વમાં કશો ફેર પડતો નથી.

વર્ણાશ્રમધર્મ વિષે એક વસ્તુ વિચારવી જોઈએ. એક વર્ગ એવો છે કે વર્ણાશ્રમનું નામ લેવા સાથે જ અકળાઈ ઊઠે છે તો એક વર્ગ એવો છે કે જે એનો અર્થ કેવળ રૂઢિચુસ્તતા–જડતા–જરઠતા જ કરતો હોય છે. બંને વર્ગો એક જાતના અંતિમ પૂજારી છે. સ્વસંસ્કૃતિનાં વધારે પડતાં લાલન પાલન અને આચારશિથિલતા વ્યકિત અને જાતિને જેમ હતવીર્ય કરે છે તેમ નિજ સંસ્કૃતિનું સાવ વિસ્મરણ પણ બીજા પ્રકારની ભૂલ છે. બંને વચ્ચે સામંજસ્ય સ્થાપિત થવું ઘટે છે.

સાધન–ચતુષ્ટય :

(૧) વૈરાગ્ય (૨) વિવેક (૩) ષટ્સમ્પત્તિ (૪) મુમુક્ષુતા. ષટ્સમ્પત્તિ આટલી છે : (૧) શમ (૨) દમ (૩) ઉપરતિ (૪) તિતિક્ષા (૫) શ્રદ્ધા (૬) સમાધાન.

વૈરાગ્ય :—વેદાન્તાદિ શાસ્ત્રો વૈરાગ્ય ઉપર વિશેષ ભાર મૂકે છે. ગીતા સાંખ્યશાસ્ત્ર, પતંજલિનાં–યોગસૂત્રો વગેરેમાં પણ એનો મહિમા થયેલો જણાય છે. આનું અનુશીલ કરતાં પૂર્વે શંકરાચાર્ય 'વિચાર' ઉપર ભાર મૂકે છે. જેમ પ્રકાશ વિના કોઈ પદાર્થનું જ્ઞાન થઈ શકતું નથી તેમ આત્મ–વિચાર વિના સાધનપ્રવૃત્ત થઈ શકાતું નથી. જ્ઞાનમાર્ગના પ્રબળ પુરસ્કર્તા શંકરાચાર્ય આત્મવિચારનું મહત્ત્વ બતાવે એ યોગ્ય જ છે. 'જેમ ઘટાદિનું ઉપાદાન કારણ માટી છે તેમ અજ્ઞાનનું ઉપાદાન કારણ એ સૂક્ષ્મ અવિનાશી સત્ છે,' 'વિવિધ પ્રકારના સંકલ્પ જ આનો કર્તા છે'; 'હું દેહ કે ઇન્દ્રિય નથી–ઉભયથી ભિન્ન છું' એમ જિજ્ઞાસુ શાંત બુદ્ધિથી વિચારે છે. શ્રી રમણ મહર્ષિ પણ આત્મવિચાર તરફ ખૂબ ભાર મૂકે છે. "આત્મવિચાર વિનાની બીજી સાધનાઓ દ્વારા અહંકાર કિંવા મનનો નાશ કરવાનો પ્રયત્ન કરવો એ ચોર પોલિસ બનીને ચોરને એટલે કે પોતાને જ પકડવા જેવું છે, ખરું જોતાં અહંકાર મનની હસ્તી જ નથી. એ સત્યનું દર્શન કરાવીને એકલો 'આત્મવિચાર જ સાધકને આત્માના શુદ્ધ ચૈતન્યની કૈવલ્ય દશાનો સાક્ષાત્કાર કરાવે છે." વૈરાગ્ય વિષે લોકોમાં સામાન્ય રીતે નિષેધાત્મક વલણ જોવામાં આવે છે. વૈરાગ્યથી સૃષ્ટિ અને સૃષ્ટિના સમસ્ત પદાર્થો પરત્વે તદ્દન ઉદાસીન બની જવું એવો અર્થ [illegible] છે. પરિણામે વ્યકિતમાં એક જાતનાં નિર્વેદ–નૈરાશ્ય પ્રવેશે [illegible] ગાળે તેને નિર્બળ, નિઃસત્ત્વ બનાવે છે. વૈરાગ્ય એ તો [illegible] નાભરી સંસ્થિતિ છે. સાધનાની શરૂઆતમાં વિશ્વની [illegible] ચાજે

પ્રત્યે સમતાયુક્ત માનસિક વલણ જરૂરી છે તેમ સાધનામાં આગળ વધ્યા પછી પણ પારલૌકિક સુખો-સિદ્ધિઓ પ્રત્યે પણ એવા જ વલણની જરૂર રહે છે. માટે તો શંકરાચાર્ય વૈરાગ્યમાં બ્રહ્માથી માંડી સ્થાવર પર્યંત સઘળા વિષયોનો સમાસ કરે છે. મૂળે વૈરાગ્યનો ઉપદેશ કરવાનો ઉદ્દેશ માનવ મનને જે કાંઈ ક્ષણિક આભાસી અને ચંચળ છે એવા સુખમાંથી શાશ્વત સત્ય અને કાયમી સુખ માટે અભિમુખ કરવું એ હોવો જોઈએ, અને એ બરાબર છે. જગતના સૌ અધ્યાત્મ આચાર્યોએ પુનઃપુનઃ એની એ જ વાત કરી છે કે, "ભાઈઓ, આ સાચું સુખ નથી. સુખનો આભાસ માત્ર છે. તમારે સાચો આનંદ જોઈતો હોય તો અહીં આવો. આનંદ તમારી રાહ જોતો બેઠો છે" પણ '**मनुष्याणां सहस्रेषु**' જ આ વાતને જીવનમાં સાકાર કરે છે. એટલે જ સંતો ભક્તો-ભજનિકો કાવ્ય ઉપદેશ ને ઉદ્‌ઘોષ દ્વારા એની એ વાત કહેતા આવ્યા છે. વૈરાગ્યની ભાવના (conception)-નો આ વિપર્યાસ એક રીતે સ્વાભાવિક લાગે છે તેનું કારણ આ છે. પણ સ્વાભાવિક લાગતી વસ્તુ હંમેશાં સાચી જ હોઈ શકતી નથી. જે લોકો વૈરાગ્યમાં પોતે સ્વીકારેલી વૈરાગ્યની ભાવનાનાં ગુણગાન ગાય છે-તેમનો ઉદ્દેશ સાચો હોઈ શકે. માનવ મનને ઉર્ધ્વની મેર ઉન્મુખ કરવું, પણ એને પરિણામે ઉછરતી પ્રજાના માનસ પર નિરુત્સાહની, જીવનથી ભાગી જવાની-Escapismની વૃત્તિ પ્રાણઘાતક નીવડે એ ઉવેખવા જેવું નથી.

· વિવેક : સામાન્યતઃ એને નિત્યાનિત્યવસ્તુ વિવેક કહે છે. અહીં અપરોક્ષાનુભૂતિમાં એને આત્માનાત્મામાં વિવેક કહ્યો છે. વસ્તુતઃ આ બાબત આત્મ વિચારમાં આવી જાય છે. અહીં જરા વિશાળ અર્થમાં એ વસ્તુ સમજી લેવી રહે છે. જીવનમાં હરપળે સત્ય-અસત્ય, સ્વાર્થી-નિસ્વાર્થી, જરૂરી-બિન જરૂરી (Essential & non-essential) નો વિવેક કરવો જ પડે છે. વિશ્વના સઘળા પદાર્થોને આત્મા અને અનાત્માનાં ખાતામાં વહેંચી લેવાના રહે છે. એ પછી એકનો સ્વીકાર અને અન્યનો પરિહાર કરવાનો રહે છે. આજ વસ્તુને ઉપનિષદો શ્રેય-પ્રેયના ગજગ્રાહ રૂપે વર્ણવે છે. શ્રેય-પ્રેયનો વિવેક તે જ સાચો વિવેક. પણ સાધકની મુશ્કેલી અહીં આવતી નથી. સાચું શું અને ખોટું શું એ તો એ સમજી શકતો હોય છે, પણ સ્વીકાર પરિહારની બાબત આવે છે ત્યાં જ અટકીને એ ઊભો રહે છે, થાપ ખાય છે અને બહુધા બીજા પક્ષમાં જ પોતાનો

મન આપે છે. માનવીની આ નિર્બળતા યુગો જૂની છે. એવી નિર્બળતાના પ્રતીક સમો દુર્યોધન ઉદ્‌ગાર કાઢે છે :

जानामि धर्मं न च मे प्रवृत्ति ।
जानामि अधर्मं न च मे निवृत्ति ॥

"ધર્મ શું એ જાણું છું પણ ત્યાં મારી પ્રવૃત્તિ નથી, અધર્મ શું એ જાણું છું પણ ત્યાં મારી નિવૃત્તિ નથી." એટલે 'વિવેક' કર્યા પછી તદનુસાર આચરણ કરવુ એ મુખ્ય બાબત છે. અહીં જાગૃતિ, અધ્યાત્મવિષયક પુસ્તકોના વાચનથી સધાયેલ મનની દૃઢતા, પ્રભુકૃપા—ગુરુકૃપામાં વિશ્વાસ વગેરે મદદરૂપ થઈ શકે છે. અને એમ કરવામાં આવે તો જ આત્મકૃપા પામી શકાય છે. એક વસ્તુ નોંધવા યોગ્ય છે કે શંકરાચાર્ય આત્માની મહત્તા અને તે યોગ્ય રીતે જ દર્શાવતાં દેહને કાંઈક ઉતારી પાડે છે. દેહને **मांसमयोऽशुचिः** માંસમય અને અપવિત્ર કહે છે. એમ હોય તો પણ સાધકે દેહની ઉપેક્ષા કરવાની નથી. બલ્કે દેહને પણ મંદિર માની એનું યોગ્ય સંવર્ધન કરવાનું રહે છે. શરીર તો બિચારું, આજ્ઞાધારી સેવક છે, એની પાસેથી એ રીતે કામ લેવામાં નથી આવ્યું. શ્રી માતાજી કહે છે, "In fact the body must not rule, it has to obey. By its very nature it is a docile and faithful servant ×××× the body has a wonderful capacity of adaptation and endurance. It is fit to do so many more things than one can usually imagine. ××× Thus the irrevocable law of death will have no reson for existing any more. ("શરીર અંગે પ્રથમ વાત તો એ છે કે તે આપણું માલિક ન બની જવું જોઈએ. તેણે આપણી આજ્ઞામાં રહેવાનું છે. અને શરીર એની કુદરતી પ્રકૃતિ મુજબ તો એક નમ્ર અને વફાદાર સેવક જેવું જ છે ×××× શરીરની પાસે સહન કરવાની અને સાનુકૂળ થઈ જવાની એક અદ્‌ભુત શક્તિ છે. આપણે સામાન્ય રીતે ધારીએ છીએ તે કરતાં કેટલીયે વધારે વસ્તુઓ શરીર કરી શકે તેમ છે. ××× અને આ વસ્તુ સિદ્ધ થતાં અત્યારે જગતમાં મૃત્યુનું જે અફર જેવું શાસન છે તેને ટકી રહેવા માટે કોઈ કારણ રહેશે નહિ."

પટ્ સમ્પત્તિ :— શંકરાચાર્યે એનું સ્વરૂપ આમ બતાવ્યું છે :

सदैव वासनात्यागः शमोऽयमिति शब्दितः ।
निग्रहो बाह्यवृत्तीनां दम इत्यभिधीयते ॥
विषयेभ्यः परावृत्तिः परमोपरतिर्हि सा ।
सहनं सर्वदुःखानां तितिक्षा सा शुभा मता ॥
निगमाचार्यवाक्येषु भक्तिः श्रद्धेति विश्रुता ।
चित्तैकाग्र्यं तु सल्लक्ष्ये समाधानमिति स्मृतम् ॥

વાસનાઓનો સર્વદા ત્યાગ કરવો એ શમ કહેવાય છે અને બાહ્યવૃત્તિઓનો નિગ્રહ કરવો એ દમ કહેવાય છે વિષયોથી પરાઙ્મુખ થવુ એજ પરમ ઉપરતિ છે અને સપૂર્ણ દુખો સહન કરવા તેને તિતિક્ષા કહે છે શાસ્ત્ર અને આચાર્યના શબ્દોમા ભક્તિ રાખવી એ શ્રદ્ધા છે અને પોતાના વાસ્તવિક લક્ષ્યમા ચિત્તની એકાગ્રતા સમાધાન કહેવાય છે માનવીનુ ચિત્ત ઘણુ ખરુ બહારના વિષયોમા જ ભટકતુ હોય છે તેને હૃદયમા વાળવુ અથવા બાહ્યાકાર વૃત્તિને બ્રહ્માકાર બનાવવી એ ખૂબ જરૂરનુ છે વાસના અનેક પ્રકારની હોય છે, એમાથી નિર્મુક્ત થવુ સહેલુ નથી સ્વહૃદય પરીક્ષા (Self–Introspection) દ્વારા વાસનાઓને તપાસવી અને ક્રમેક્રમે એને અતિક્રમવા પ્રયત્નશીલ થવુ સમર્પણનો માર્ગ આ પરત્વે ખૂબ સહેલો અને સરળ છે અધ્યાત્મ તો ઈચ્છા માત્રનો પરિત્યાગ કરવાનો કહે છે અહી જ નીતિશાસ્ત્ર (Ethics) અને તત્ત્વજ્ઞાન (Philosophy) નો તફાવત છે શ્રી માતાજી તો એથી પણ આગળ વધી કહે છે કે ઇચ્છાઓ કરવી એ એક માનવ તરીકે પણ શોભાસ્પદ નથી "If only from the point of view of a legitimate pride, man should be noble enough to renounce desire " જ્યા સુધી સાધકનુ એક માત્ર લક્ષ્ય પ્રભુપ્રાપ્તિ ન થાય ત્યા સુધી અધ્યાત્મમા એનો પ્રવેશ થયો ગણી શકાય નહી બીજા કોઈ વિષયમા એને એ સિવાય રસ ન હોવો જોઈએ અર્થાત્ એના સઘળા રસવિષયો પરમ રસેશ્વર– **रसो वै सः** એના પરમાત્મામાથી જ આકાર લેવા જોઈએ સામાન્ય જીવનમા સહનશક્તિની જરૂર પડે છે એના કરતા સાધનામા એની જરૂર વિશેષ રહે છે સાધનામા નિર્વેદ અને પ્રતીક્ષાના સમયો (depression & waiting periods) સવિશેષ આવે છે કેટલીકવાર સાધના આતરિક રીતે (Underground) ચાલતી હોય છે આ સર્વકાળે તિતિક્ષાની જરૂર રહે છે આપણી પ્રાણમય ચેતનામા સહનશક્તિ ઓછી છે, એટલે

વારવાર એ ભુમરાણુ મચાવ્યા કરે છે શ્રી માતાજી એથી જ આપણને આદેશ આપે છે કે તિતિક્ષા—એ તમારો ધ્યાનમંત્ર બની રહેવો જોઈએ. શ્રી અરવિંદે 'Synthesis of yoga' મા યોગસિદ્ધિના ચાર સાધનોમાં શાસ્ત્ર અને ગુરુને પણ ગણાવ્યા છે. ગુરુ અને શાસ્ત્રના વચનોમા અવિચલ શ્રદ્ધા હોવી જોઈએ ખરી રીતે તો બ્રહ્મનિષ્ઠ ગુરુના વચનો એ જ શિષ્યનુ શાસ્ત્ર છે. છેલ્લી સંપત્તિ તે લક્ષ્યમા એકાગ્રતા છે એકાગ્રતા વિના કોઈ પણ સાધના સિદ્ધ થતી નથી એ વિશે ભાગ્યે જ સ્પષ્ટીકરણની જરૂર હોય

મુમુક્ષુતા —છેલ્લુ સાધન છે મુમુક્ષુતા અત્યાર સુધી માનવમન જે વિષયોમા રચ્યુ પચ્યુ રહ્યુ છે એમાથી એને મુક્ત કરી પરમ સત્યની ખોજ પ્રત્યે એને અનન્ય નિષ્ઠાથી વાળનુ તે જ મુમુક્ષુતા છે અભીપ્સાના આંતર-અગ્નિ વિના સાધન શક્ય જ નથી સાધકે અંતકરણમા ઊંડા ઊતરી એ જોવાનું રહે છે કે પોતાને ખરેખર શુ જોઈએ છે? જો સાચી અભીપ્સા એનામા પ્રગટશે તો બધા અંતરાયો—પછી ભલેને એ અતિ ઘણા મહાન હોય—ને એ ઓળંગી શકશે અને પછી તો અનુભૂતિઓના દ્વાર ઊઘડશે, અવનવી વિકાસ શક્યતાઓના દ્વાર ખૂલશે સ્વપ્નેય જે વસ્તુનો સ્વાદ ચાખ્યો નથી એ રસલોકના અમૃત આસ્વાદવા મળશે, દિવ્ય શક્તિની મધુરી છાયા શિરપે ઝૂમી રહેશે, જગતનુ કોઈ બળ સાધનાને સ્થગિત કરી શકશે નહિ કારણ કે એ પરમ કરુણામયી પરાશક્તિનુ રક્ષણ—એનો અભય વર મળી ચૂક્યો હશે :

ચાલ, ઝંઝટ ચાલ, ઊઘડે બારણા,<br>
ચાલ, ચિરઉપવાસના આજે થવાના પારણા

* * *

ચાલ, તારો વાળ વાંકો પણ નહીં હોવા થશે,<br>
ચાલ, તારે પંથ અણબુઝ જ્યોત સઘળુ ચીંધશે,<br>
ચાલ, દિવ્ય મરાલ, માનસ તાહરા તું પામશે<br>
જાગ અગની, જાગ અગની જાગ હે



# ધર્મસમન્વયની ભાવના

ડૉ. દલસુખ માલવણિયા

આપણો દેશ અનેક ધર્મોની ભૂમિ છે એટલે એક રીતે જોઈએ તો તેથી ધર્મોને પોતાને આત્મસુધારનો અવકાશ મળી રહે છે, કોઈપણ ધર્મ તેના તે જ રૂપમા ટકી શકતો નથી તેણે આધુનિક થવુ જ પડે છે અને આધુનિક થવુ એટલે સતત જાગ્રત રહી પરિવર્તન કરવુ એ છે આવુ પરિવર્તન કરવામા બધા ધર્મોએ અનેક બાબતોમા સાધર્મ્ય કેળવવુ પડે છે આમ થવાથી ધર્મોનુ વૈવિધ્ય ઓછુ થાય છે અને સમન્વય તરફ પ્રયાણ થાય છે આથી તે તે ધર્મો એક તો થઈ જતા નથી પણ તેમનો વિરોધ ઓછો થઈ જાય છે અને વિરોધ ઓછો થાય એથી જ સર્વધર્મ-સમન્વયના મૂળ દૃઢ થાય છે આ બાબતને આપણે જરા વિગતે ચર્ચીએ.

ભારતના મૂળ નિવાસીઓનો ધર્મ કેવો હતો એની તો માત્ર થોડા જ અવશેષોને આધારે કલ્પના જ કરવાની છે જે કોઈ અવશેષો મોહન જો ડેરો અને હડપ્પામાથી કે અન્યત્ર મળ્યા છે તે એટલુ તો કહી જાય છે કે આપણા ભારતના મૂળ નિવાસીઓનુ ધ્યાન યોગ તરફ હશે તે યોગમા શી પ્રક્રિયા હશે અને તેઓ શેનુ ધ્યાન કરતા હશે એ વિગતો મેળવવાનુ સાધન નથી પણ તેમનુ ધાર્મિક વલણ યોગનુ હશે એવુ ઐકમત્ય તે વિદ્વાનોમા સધાયુ છે યોગના ધાર્મિક વલણવાળી એ મૂળ ભારતીય પ્રજાનો સપર્ક, ભારતથી બહારના પ્રદેશમાથી આવી ભારતમા વિજયી થનાર આર્યપ્રજા સાથે થયો ધર્મસમન્વયનુ આ પ્રથમ પ્રકરણ છે.

ભારતીય શાંત-સ્થિર નગરજનો ઉત્સાહથી થનગનતી ઘુમક્કડ પ્રજાના સંપર્કમાં આવ્યા ભારતીય પ્રજાએ જે નગરસંસ્કૃતિનો વિકાસ કર્યો હતો અને શાંત-સ્થિર જીવનનો જે મહિમા હતો તેમાં ગાબડું પડયું. યુદ્ધો થયાં, ભારતીય પ્રજાની હાર થઈ અને આર્યોનું પ્રભુત્વ જામ્યું આર્યો ભારતમાં સ્થિર થયા અને ભારતીય બની ગયા

ભારતીય બની ગયા એટલે માત્ર એમ નથી કે તેમણે ભારતને પોતાનો દેશ માન્યો પણ એનો અર્થ એ પણ છે કે તેમણે સ્વીકારવા જેવા અનેક ધાર્મિક સંસ્કારો આત્મસાત કરી દીધા, આર્યધર્મને ભારતીય ધર્મનું રૂપ આપ્યું આર્ય અને આર્યેતરોના આ ધાર્મિક સમન્વયનું સ્પષ્ટ રૂપ વેદ પછીના ઉપનિષદ્ કાળમાં સ્પષ્ટ થાય છે વેદોમાં થયેલી ઈન્દ્ર વગેરે દેવોની સ્તુતિઓ જુઓ અને ઉપનિષદો વાંચો તો એક વાત જે સ્પષ્ટ થાય છે તે એ છે કે વેદમાં અનેક દેવો આરાધ્ય છે, વળી આરાધનાનો ઉદ્દેશ બાહ્ય સંપત્તિ અને પ્રજોત્પત્તિનો તંતુ ચાલુ રહે તે છે પણ ઉપનિષદ્માં તો બાહ્ય સંપત્તિને નિરર્થક બતાવવામાં આવી છે અને સમગ્ર ધ્યાન એક આત્મા કે બ્રહ્મ ઉપર કેન્દ્રિત થયું છે ઇન્દ્રાદિ દેવો સર્વથા ભુલાઈ ગયા છે એમ તો ન કહેવાય પણ તેઓ ગૌણ બની ગયા છે પણ ઉપનિષદ્ના ઋષિઓને મન એ દેવની આરાધના કરવા કરતાં આત્મદેવની, બ્રહ્મની આરાધનાનું વિશેષ મહત્ત્વ છે સંપત્તિના ત્યાગનું અને નહિ કે સંપત્તિના ભોગનું માહાત્મ્ય છે એ કાળે પણ અમુક વર્ગ તો પોતાના પ્રાચીન યજ્ઞોમાં મશગુલ હતો અને ઉપનિષદોને મહત્ત્વ આપતો નહિ પણ ઉપનિષદ્ના ઋષિઓએ જે કહ્યું તે સમન્વયનું પ્રથમ સોપાન હતું જેને લઈને સમગ્ર વૈદિક પરંપરામાં નવું બળ આવ્યું ઋગ્વેદનું એક ખૂણે પડેલું સૂત્ર— 'एकं सद् विप्रा बहुधा वदन्ति' તેના નવા અર્થમાં ઉપનિષદ્માં પ્રકટ થયું તેણે સમગ્ર ધાર્મિક વિચારણામાં એવો પ્રચંડ ધક્કો આપ્યો કે હવે માત્ર એક જ દેવ અને તે પોતાનો આત્મા-બ્રહ્મની ઉપાસના મુખ્ય બની ભારતીય પ્રજાના દેવો અને ધાર્મિક પ્રક્રિયાનો પણ સમાવેશ કરતો અથર્વવેદ રચાયો હતો તે અને ઉપનિષદો પણ વૈદિક પરંપરાના માન્ય શ્રુતમાં સ્થાન પામ્યા

વૈદિકોમાં જેમ સમન્વયધારા પ્રસ્ફુટિત થઈ તેમ વેદવિરોધી શ્રમણોમાં પણ સમન્વયના એંધાણ દેખાય જ છે શ્રમણોમાંના મુખ્ય જૈન અને બૌદ્ધ બંને પોતાના ધર્મને આર્યધર્મ કહેવરાવવાનું પસંદ કરે છે બ્રાહ્મણને

શ્રેષ્ઠ માનવાનું વલણ ધરાવે છે. પણ પોતાની રીતે શ્રમણને જ બ્રાહ્મણ કહેવાનું પસંદ કરે છે. યજ્ઞ એ લોકો પણ છોડતા નથી પણ બાહ્ય કરતાં આંતર યજ્ઞને મહત્ત્વ આપે છે. આમ આર્યપ્રજાના મુખ્ય બ્રાહ્મણ અને યજ્ઞને શ્રમણો પણ પોતાની રીતે સ્વીકારીને આદર આપે છે. અને એમ કહીને બંનેના વિરોધને ગાળી નાખવાનો પ્રયત્ન થાય છે. આનું સુપરિણામ વૈદિકોમાં પ્રચલિત ગીતામાં સ્પષ્ટ દેખાય છે. ધર્મસમન્વયનું આ બીજું પ્રકરણ ઉદાત્તરૂપે આપણી સમક્ષ આવે છે જેમાં બ્રાહ્મણ–શ્રમણ ધર્મોના ઉત્તમ તત્ત્વોનો સર્વોત્તમ સમન્વય સધાયો છે.

ગ્રીકો, શકો, હૂણો અને એવી ઘણી નાની મોટી જાતિઓ હિન્દુસ્તાનમાં આવી અને ભારતની પ્રજામાં એવી ઓતપ્રોત થઈ ગઈ છે કે આજે તેમની જુદાઈ શોધી જડે તેમ નથી. એ પરદેશી પ્રજાઓની કળા વગેરેની સૂઝનો ઉપયોગ ભારતીય આરાધ્ય દેવોની મૂર્તિ અને શિલ્પવિધાનમાં જે રીતે કરવામાં આવ્યો છે તે સાંસ્કૃતિક આદાનપ્રદાનનું ગૌરવવંતુ પ્રકરણ છે. ધાર્મિક મન્તવ્યો વિશે વાદવિવાદની ગૌરવવંતી પ્રણાલીના મૂળ જોવા જઈએ તો તેમાં આ બધી પરદેશી પ્રજાઓનું પ્રદાન નગણ્ય નહીં મળે. આમ પ્રજાને ઉન્નતિને માર્ગે આગળ વધારે એવી કોઈ પણ વસ્તુને આત્મસાત્ કરવામાં ભારતીય પ્રજાએ પાછી પાની કરી નથી. આ કાળે લખાયેલા કૃષ્ણચરિત અને ઈશુચરિતમાં જે સામ્ય જોવા મળતું હોય તો તેનું કારણ સમન્વયની ભાવનામાં જ શોધવું રહ્યું. બુદ્ધચરિત અને ઈશુચરિત, બુદ્ધચરિત અને મહાવીરચરિત તથા મહાવીર ચરિત અને કૃષ્ણ ચરિતમાં જે સામ્ય મળે તે આકસ્મિક માનવાને કારણ નથી પણ વિચારપૂર્વક આદાન–પ્રદાનની જે ભાવના છે તેણે જ આવી બાબતોમાં મોટો ફાળો આપ્યો હશે તેમ માનવું પડે. આ પણ સમન્વયની પ્રક્રિયાનું જ એક પરિણામ છે.

મધ્યકાળમાં મુસલમાનો ભારતમાં આવ્યા, અનેક હિંદુઓએ મુસ્લીમ ધર્મને સ્વીકાર્યો તેમાં એકમાત્ર બળજબરી જ કારણ નથી પણ ઇસ્લામની એકેશ્વરનિષ્ઠા અને ભ્રાતૃભાવનાએ પણ મોટો ભાગ ભજવ્યો છે. ભારતીય મુસ્લીમો અને ઇતર મુસ્લીમોમાં સંસ્કારનો જે ભેદ દેખાય છે તે ભારતીય જનોના પરાપૂર્વથી ચાલ્યા આવતા અમુક દૃઢ સંસ્કારોને આભારી છે. ભારતીય ધર્મોમાં જે મૂર્તિવિરોધી સંપ્રદાયો મધ્યકાળમાં થયા તે મુસ્લીમોને આભારી છે. મુસ્લીમ કાળના કળાવિકાસમાં ભારતીય અને ઈરાની કળાની જે સમન્વય સધાયો છે તે પણ કાંઈ આકસ્મિક

ભારત અને ઇરાન વચ્ચે મધ્યકાળમાં અનેક ક્ષેત્રે આદાનપ્રદાન થયું તેનું એ સુફળ છે. આ બધું છતાં ભારતમાં શક–હૂણુની જેમ હિન્દુઓ સાથે મુસ્લીમો એકરસ ન થઈ શકયા તે હકીકત છે અને તેના કારણુમાં વિશ્વના ચારે ખૂણે પ્રસરેલા ઇસ્લામને હિંદુઓ સંપૂર્ણરૂપે હજમ કરી શકે તેવી સ્થિતિ સંભવી ન હતી એ છે. જૂની વિદેશી જાતિઓનો જે ધર્મ હતો તે ભારતીય ધર્મના પ્રકાશમાં અંજાઈ જાય તેવી સ્થિતિ હતી. જ્યારે ઇસ્લામ વિષે તેમ શકય ન હતું. અને ઇસાઇ ધર્મ વિષે પણ શકય ન હતું. આથી તે બંને ધર્મો હિંદુ ધર્મના અંગો થઈ શકયા નહિ-અને એથી જ ધર્મસમન્વયથી ભાવના બળવતી બનાવવા વિશેષ પ્રયત્નની જરૂર હતી. મધ્યકાળના સંતોએ ધર્મસમન્વય માટે ઘણો ઉત્સાહ બતાવ્યો. આથી હિંદુધર્મના વિવિધ સંપ્રદાયોમાં પરસ્પર વૈમનસ્ય ઘટયું પણ તે સૌનો ઇસ્લામ અને ઈસાઇ સાથે યથાયોગ્ય સમન્વય સધાયો નહિ. થોડોઘણો સધાયો અને વૈમનસ્ય ઘટવાની અણી પર હતી ત્યાં જ રાજનીતિએ ધર્મમાં પ્રવેશ કર્યો અને અંગ્રેજોએ ધર્મની ખાઈ વધારે પહોળી કરી અને હિંદુ–મુસલમાનોને પરસ્પર લડાવ્યા. એના પ્રતિકારમાં ગાંધીજીએ સર્વધર્મ સમન્વયની પતાકા નવા જોમથી ફરકાવી અને ભારતમાં ધર્મવિચારમાં જે પરાપૂર્વથી સમન્વયની સાધના ચાલી આવતી હતી તેનું નવજાગરણ કર્યું. ગાંધીજીની ધર્મભાવનાની ચાવી એ જણાય છે કે વ્યકિત પોતાના ધર્મને પૂરો આદર આપે જ છે. તો તેવો જ આદર ઈતર ધર્મ વિષે પણ રાખતી થાય. બધા ધર્મો એક થઈ જાય એવો સંભવ જ્યારે ન રહે ત્યારે આ ભાવનાનો વિકાસ કરવામાં આવે તો ધાર્મિક ઝનૂન, જેને લઈ ધાર્મિક વિવાદ ઊભા થાય છે તે નિર્મૂળ થઈ જાય. આઠમી શતાબ્દીમાં થયેલા આચાર્ય હરિભદ્રે પોતાના દાર્શનિક ગ્રંથોમાં આ જ તત્ત્વનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યો હતો. તેમણે એ કાળે ઘોષણા કરી હતી કે જુદા જુદા ધર્મ-દર્શનના પ્રવર્તકો સમાન કોટિના છે, સર્વજ્ઞ છે, વીતરાગ છે. તેમના ઉપદેશમાં જે ભેદ દેખાય છે તે અધિકારી શ્રોતાની ભૂમિકાભેદને લઈને છે અને નહિ કે તેમના મૂળ તત્ત્વદર્શનના ભેદને લઈને. આટલું પણ જો આપણે આત્મસાત્ કરી લઈએ તે આચાર્ય હરિભદ્ર અને ગાંધીજીની ભાવનાને ધાર્મિકક્ષેત્રે અપનાવી ગણાશે અને ધાર્મિક કલહોને અવકાશ રહેશે નહિ.

' ૨૫–૩–'૬૬

. અમદાવાદ.

# धर्मो रक्षति रक्षितः

જિતેન્દ્ર જેટલી

'ધર્મ રક્ષાએનો હોય તો રક્ષણ કરે છે, આ સૂત્ર આપણને ટૂકામા પણ ઘણુ ઘણુ કહી જાય છે વ્યક્તિ અને સમષ્ટિ બનેને એક સરખી રીતે લાગુ પડતું આ સૂત્ર છે આ ધર્મનો અર્થ આપણે વ્યાપક લઈશુ એટલે આ વાતનુ રહસ્ય તુરત જ સમજાશે આપણે બધા જ વ્યક્તિ તરીકે અને પ્રજાના એક અગ તરીકે સમજીએ છીએ કે દૈનદિન જીવનમા આપણે સત્ય બોલવુ જોઈએ અને એના પરિણામ રૂપે પ્રામાણિકતા રાખવી જોઈએ આ વાત કોઈ પણ ન સમજતુ હોય એવુ નથી આ વ્યક્તિનો તથા સમષ્ટિનો ધર્મ છે પરતુ આપણે આપણા જીવનમા તથા ચારે તરફ નજર ફેરવીએ તો જણાશે કે આ બાબતનુ આપણે પાલન કરી શકીએ છીએ ખરા? વ્યાવહારિક નીતિને નામે આપણે કેટલાય પ્રકારનુ સત્ય જાણવા છતા બોલતા નથી અને ઘણીવાર તાત્કાલિક ગેરલાભના ભયથી અસત્ય બોલીએ છીએ અને અપ્રામાણિક થઈએ છીએ આનુ પરિણામ એ આવે છે કે વ્યક્તિમા પોતાનામા તો પોતાનુ તેજ ઓછુ થાય છે જ પણ સાથે સાથે સમષ્ટિ પણ નિર્બળ બને છે આનો અનુભવ આપણે રોજ કરીએ છીએ પણ એમાથી ધડો લઈ કશુ પણ શીખતા નથી

ઉદાહરણ તરીકે આપણે સરકારને આપણા તરફ તથા અન્યાયોને કારણે દોષ આપવામા પાછી પાની કરતા નથી પરતુ વ્યક્તિગત જીવન તથા સામૂહિક જીવનમા જે પ્રામાણિકતા જોઈએ એ પણ આચરતા નથી

આ કારણે આપણી વાણી સત્ત્વહીન થઈ ગઈ છે. જેમ કે આપણે એક સાદું દૃષ્ટાંત લઈએ. જુદો જુદો ધંધો કરનારામાંથી કેટલા નાગરિકો સાચી રીતે આવક વેરો સરકારને ભરે છે? આપણે શિક્ષકથી શરૂઆત કરીએ. શિક્ષકનો પગાર તો ટૂંકો હોય છે એ સમજ્યા પણ જે શિક્ષકો ટ્યુશન કરે છે એમાંથી કેટલા પોતાની સાચી આવક દર્શાવી આ આવકનો આવકવેરો ભરે છે? આપણે બહુ થોડા શિક્ષકો સાચા શિક્ષકો આ રીતના મેળવી શકીનું જ્યાં શિક્ષક કે જે પ્રજાના ચારિત્ર્યનો ઘડતર છે એની આ દશા છે ત્યાં બીજા ધંધાદારીઓનું તો પૂછવું જ શું? વેપારી, ડૉક્ટર, વકીલ તથા એવા અનેક બીજા ધંધાઓ છે જ્યાં પ્રામાણિક આવક કરવા ઉપરાંત બીજી રીતની આવક આપવી હોય પણ એ સાચી રીતે દર્શાવી આપણે આવક વેરો આપતા નથી. આમ જ્યાં આખી પ્રજામાં આ રોગ વ્યાપક હોય ત્યાં પ્રજાનું ચારિત્ર્ય શી રીતે ખીલે? આવી પ્રજાની સરકારમાં પણ ચારિત્ર્ય ન હોય એવી એ પણ એ જ રીતે રાજ્ય કરે એ સ્વાભાવિક છે સરકાર તથા પ્રજા બંને પરસ્પર એક બીજાને દોષ આપે પણ આખરે દંડશક્તિ સરકાર પાસે હોઈ એને આધારે એ પ્રજાને દમે. પ્રજા નિઃસત્વ હોઈ આવું દમન સહન પણ કરે. આપણે આ બાબત સ્પષ્ટ જોતા આવ્યા છીએ. તેમ છતાં આવા અન્યાય સામે લડવાની કે પોકાર–સાચો અવાજ ઉઠાવવાની શક્તિ પણ આપણે ખોઈ બેઠા છીએ, આનું કારણ આપણે આપણો ધર્મ–નાગરિક તરીકેનો ધર્મ પાળતા નથી. પછી જે રક્ષણહાર છે એને જ દેશવટો આપીએ તો આપણું રક્ષણ કોણ કરે?

બીજું ઉદાહરણ લઈએ. વેપાર કરનાર દરેક વેપારી એ બરાબર સમજે કે કાળા બજારથી વધારે ધન પ્રાપ્ત કરવું એ પાપ છે આમ છતાં તક મળતા કાળા બજારથી નાણા પ્રાપ્ત કરવાનું યા અર્થોપાર્જન કરવાનું કામ વેપારી વર્ગમાંથી મોટા ભાગના કરતા હોય છે સાથે જ કાળા બજાર સાથે બૂમરાણ પણ એ જ વેપારી વર્ગ રોજબરોજ કરતો જાય છે. પરંતુ આ બૂમરાણ તદ્દન પોકળ છે એમ એ સમજે પણ છે. કોઈક વાર તક નથી મળતી તો પણ વધારે બૂમરાણ મચાવે છે તેમ છતાં તક મળતા પાછો પોતે જે વસ્તુનો દોષ જોતો હતો એ પોતે જ કરતો થઈ જાય છે પરિણામે આ વેપારી વર્ગનો અવાજ કે વાત નથી સરકાર સાંભળતી કે નથી સામાન્ય પ્રજા એમાં ઈતબાર મૂકતી, આમ વેપારી પોતાનો સાદો ધર્મ ચૂકે છે પછી રક્ષણ માગે તો કોણ એનું રક્ષણ કરે?

ધર્મના આચરણથી જે તેજ આવવુ જોઈએ એ તો ગુમાવી બેઠા છીએ પછી રક્ષણ માગીએ તો કોઈ આપે ખરુ ?

શિક્ષણ ક્ષેત્રે વળીએ આપણે જાણીએ છીએ કે આપણુ શિક્ષણનુ ધોરણ નીચુ ઊતરતું જ જાય છે આમ છતા એસ એસ સી ની પરીક્ષા પૂરી થાય કે યુનિ ની પરીક્ષાઓ થાય એટલે પરીક્ષકોને ત્યા વાલીઓની તથા વિદ્યાર્થીઓની દોડાદોડ શરૂ થાય છે પરીક્ષકોને પણ આમા પોતાની મહત્તા તથા લાભ દેખાય છે એ ટ્યુશન રાખ્યુ હોય છે તેઓ પરીક્ષક હોય તો પછી જેનુ ટ્યુશન રાખ્યુ હોય એને તે ગમે તે રીતે ઉત્તીર્ણ કરવો યા કરાવવો પડતો હોય છે આપણે બધા આ એક ભયકર અનિષ્ટ છે એમ સમજીએ છીએ તેમ છતા સમય આવ્યે કે મોકો મળે આમાથી દૂર રહેવાને બદલે આમા વસડાઈએ છીએ આમ આ પ્રકારથી પ્રવૃત્તિ વધારે અને વધારે ફેલાતી જતી હોય તો પછી આપણે આપણા શિક્ષણના ધોરણો અને પરીક્ષાના ધોરણો ઊતરે છે એમ બૂમો મારીએ એનો અર્થ કોઈ ખરો ? જે ધર્મ શિક્ષકે શિક્ષણ આપનાર તરીકે બજાવવો જોઈએ એ બજાવે નહિ તથા વિદ્યાર્થી કે વિદ્યાર્થીનો વાલી પણ ટૂકા ગાળાનો પોતાનો સ્વાર્થ સાધવા પોતાનો ધર્મ પણ ચૂકે તો આમા આપણુ સ્તર નીચે જાય એનો દોષ કોનો ?

આ જ રીતે નોકરીમા પણ આપણે જે વેતન મેળવતા હોઈએ એ મુજબ આપણી ફરજનુ પ્રામાણિકપણે પાલન કરીએ છીએ ખરા ? શુ સરકારી કે શુ બિન સરકારી બધે જ સ્થળે કર્મચારીઓ માટે આખા સમાજની આ ફરિયાદ છે આમા કોઈ પણ સ્થળે અપવાદ નથી એમ નહિ તેમ છતા પોતાને સોપાએલ કામ અથવા પોતે જે કામની જવાબદારી તેમને લઈને સ્વીકારી છે એ કામ પૂરેપૂરી જવાબદારીપૂર્વક નિ । સાથે કરવાનુ સમજવા છતા આપણે એનુ પાલન કરીએ છીએ ખરા ? એ ન કરીને પણ પાછા બીજા પોતાની ફરજનું પાલન નથી કરતા એ માટેની બૂમરાણ મચાવવામા પાછી પાની પણ નથી કરતા પરતુ આધાર વિનાની આ બૂમરાણ કેટલા સાભળે ? જ્યા સમષ્ટિમા જવાબદારીની ભાવના ન હોય ત્યા આવી બૂમરાણ ન સાભળાય તો એમા આશ્ચર્ય થાય ખરુ ?

આવા તો અનેક ઉદાહરણો આપણે આપણા દૈનદિન જીવનમા જોઈ શકીએ છીએ અને અનુભવીએ છીએ પરતુ એ જોવા છતા પણ આપણે તદ્દન અધ હોઈએ અને બધિર હોઈએ એ રીતે વર્તીએ છીએ

આપણે જ્યારે પણ આપણા વિચારોને વાણીમા વ્યક્ત કરવાનો સમય આવે છે ત્યારે બ ુ સારીરીતે અને જોરશોરપૂર્વક રજૂ કરીએ છીએ પણ આ વિચારોના પાલનનો સમય અને આચરવાની તક આવી છે ત્યાં આપણે કોણ જાણે કયા કારણે પણ શિથિલ થઈ જઈએ છીએ અર્થાત આપણે વાણીમા ખૂબ જ શરા થઈએ છીએ પણ જ્યા આચરણની વાત આવી કે આપણ વાણીનુ જોર કયાય ઊડી જાય વિચાર ઘણા સારા કરીએ છીએ જ્યારે આચારમા મીડુ હોય છે

ધર્મો રક્ષતિ રક્ષિત એ સૂત્રમા જ સત્ય રહેલુ છે એ વિચારવુ નથી પણ આચારવું છે ધર્મનો વિચાર નહિ પણ ધર્મનુ આચરણ જે કરે અને આચરણ દ્વારા જે ધર્મનુ રક્ષણ કરે છે એનુ રક્ષણ ધર્મ કરે છે આ બાબત જેટલી વ્યક્તિગત રીતે સાચી છે એટલી જ સામૂહિક રીતે પણ સાચી છે આ સૂત્રનુ બળ ધર્મના આચરણમા જ રહેલુ છે વ્યક્તિગત રીતે જોઈએ તો આપણા મહાપુરૂષો કે જે વિચાર કરતા આચરણમા જ માનનારા છે એમના બળને આપણે જોયુ છે સત્ય અને અહિંસાના સાચા ઉપાસક ગાંધીજીનુ બળ કેટલુ હતુ એનો અનુભવ આપણે કર્યો જ છે સમષ્ટિની રીતે જોઈએ તો પશ્ચિમની જે પ્રજાઓનુ ચારિત્ર્ય–સામાજિક ચારિત્ર્ય ઊંચુ છે ત્યા એ પ્રજાની સરકાર પણ પ્રજા ઉપર અન્યાયો કરતા ડરે છે પ્રજાના કે દેશના હિતમા ન હોય એવુ આચરણ કરતા ખૂબ જ વિચાર કરે છે આ પણ આપણો અનુભવ છે શુ બ્રિટન કે શુ અમેરિકા, શુ પશ્ચિમના અન્ય દેશો સામાજિક ચારિત્ર્યનું ધોરણ આપણી પ્રજા કરતા પ્રમાણમા ઠીક ઠીક ઊંચુ છે અને પરિણામે ત્યા પ્રજાનો અવાજ પણ એટલો જ વીર્યવાન છે

આપણે જેટલા જલ્દી આ સૂત્રનુ રહસ્ય સમજી એ પ્રમાણેનુ આચરણ કરતા થઈશુ એટલા જલ્દી આપણે નિર્ભીક તથા સત્ત્વશીલ થઈશુ ટૂંકમા, ધર્મ કોઈપણ પ્રકારનો હોય પરંતુ એનુ બળ એના સમજણપૂર્વકના આચરણમા રહેલુ છે આચારણ વિનાના વિચારમા નહિ આ આપણે બરાબર સમજીએ તો કોઈ ને દોષ આપવાને બદલે આપણો પોતાનો કયા દોષ છે એ જોતા થઈશુ અને એ દૂર કરવાના પ્રયત્નથી જ ધર્મનુ પાલન થશે અને આપણુ રક્ષણ પણ થશે આ એક અત્યત નાની પણ અગત્યની તથા મહત્ત્વની વાત જે દરેક સમજે છે પણ દુર્ભાગ્યે આનુ આચરણ કરતા નથી આપણુ મનોબળ એવુ થાય કે જે વાત સારી છે અને સાચી છે જે એમ આપણે સમજીએ તેનું આપણે આચરણ કરીએ

# ભગવાન બુદ્ધ અને ભારતીય સંસ્કૃતિમાં તેમનું સ્થાન

શાન્તિલાલ. લા. જોષી

"જ્યારે જ્યારે પ્રચલિત ધર્મ ગ્લાનિ પામે છે અને માનવના વિકાસમાં રૂકાવટ ઊભી કરીને તેના જીવનને આગળ પ્રગતિ કરતું થંભાવી દે છે, ત્યારે ત્યારે માનવની ઊર્ધ્વયાત્રાનું સંચાલન કરવા માટે કોઈ દિવ્ય વ્યક્તિ યા તો અવતાર અચૂક અવતરે છે અને સ્ખલનશીલ માનવપ્રકૃતિને હસ્તાવલંબન આપી આગળ દોરે છે." એ શ્રી કૃષ્ણચંદ્રની ઉક્તિ અનુસાર જ્યારે ભારતમાં વૈદિકધર્મના સંકુલ ક્રિયાકાંડોની સંખ્યા વધી ગઈ, યજ્ઞયાગાદિમાં 'યૂપ' (યજ્ઞમાં હોમી દેવામાં આવનાર પશુને બાંધવાનો ખીલો)નાં અર્ચન અને યજન થવા લાગ્યાં અને ઉપનિષદમાં કહેલ 'અવ્યક્ત અક્ષર'ને માત્ર 'વિશ્વાતીત' ગણીને તેનું ધ્યાન ધરવામાં ઇતિકર્તવ્યતા સમજવામાં આવતી અને તેને પરિણામે વિશ્વમાં ભૂતમાત્ર તરીકે રહેલા 'બ્રહ્મ'નો અનાદર અને ઉપેક્ષા સેવવામાં આવતાં હતાં, ત્યારે આપણા ભારતમાં ભગવાન બુદ્ધનું પ્રાગટ્ય થયું.

બુદ્ધિનો હતો. તે ઘણીવાર ઊંડા વિચારમાં ઊતરી જતો. તેનું મન સંવેદનશીલ હતું અને બુદ્ધિ કુશાગ્ર અને પારદર્શી હતી. વિવાહ કરી દેવાથી પુત્ર વિલાસપ્રિય બનશે તે વિચારથી પિતાએ તેને રૂપમણી યશોધરા સાથે પરણાવી દીધો. પરંતુ, પુત્ર વિલાસમા ડૂબી જવાને બદલે ઊલટો વિચારમગ્ન થઈ ગયો.

સામાન્ય રીતે મનુષ્ય પોતાના યુગની કેળવણી મેળવે છે અને તેનું ગ્રહણ કરતી વેળા શંકાની દૃષ્ટિથી જોતો નથી. મતલબ કે તેને જે કંઈ શીખવાડવામા આવે તે શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરી લે છે. સિદ્ધાર્થનો સ્વભાવ આથી તદ્દન વિપરીત હતો. પોતાની બુદ્ધિમાં જે વસ્તુ બરાબર ઊતરે તેને જ તે પોતાના જીવનમા સ્થાન આપતો. તે સમયના વૈદિક ક્રિયાકાંડો તેને તદ્દન નિરુપયોગી, નિર્માલ્ય અને બુદ્ધિહીન જણાતાં તેનો તેણે તદ્દન અસ્વીકાર કર્યો. ભૂતકાળની જીવનનષ્ટ થઈ ગયેલી રૂઢિઓ પ્રમાણે 'second hand' જીવન ગાળવું એને પસંદ ન હતું. એ જીવન આંતરિક સ્વાતંત્ર્યનો કટ્ટર શત્રુ છે એમ તેને દીવા જેવું સ્પષ્ટ થઈ ગયું. પરંપરાગત વિચારોનો ત્યાગ કરવો અગર તેનો ઉચ્છેદ કરવો એ વસ્તુ તે સમયમાં દુઃસાહસરૂપ ગણાતી, છતા આ સ્વાતંત્ર્યપ્રિય વ્યક્તિએ તે બધાનો મનથી કાયમ માટે ત્યાગ કરી દીધો. તેની ઊંચા પ્રકારની બુદ્ધિને આ પરંપરાગત વસ્તુઓ નિઃસાર લાગી.

મહાન જીવનની શરૂઆત જીંદગીના નાના પ્રસંગોથી જ થઈ શકે છે. શ્રીકૃષ્ણમૂર્તિ એક જગાએ કહે છે "*The web of life is spun* out of the common things of life, and those common things you can control." સિદ્ધાર્થના માનસશરીરના ઘડતરનો આરંભ આ જ રીતે થયેલો જોવામાં આવે છે. સિદ્ધાર્થે 'દુનિયા' જોવાની ઇચ્છા પ્રગટ ,કરી. પિતાએ આખી નગરીને શણગારી, અને કોઈ કુરૂપ, દુઃખી, રોગી કે વૃદ્ધ વ્યક્તિ તેની નજરે ન પડે તે માટે તેણે ઢંઢેરો પીટાવ્યો પરંતુ, સિદ્ધાર્થે સારથિને ગામની બહાર રથ લઈ જવાનું કહ્યુ અને ત્યાં તેણે ક્રમશઃ વૃદ્ધ, રોગી અને મૃત શરીર જોયાં. "આ શુ છે? અને શું આ બધું બધાને માટે અનિવાર્ય છે?" એમ સારથિને પૂછ્યું સારથિએ જગતની વાસ્તવિકતાનો ખ્યાલ આપ્યો. બસ કુમારના જ્ઞાની હૃદયમાં જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિનું ચિત્ર અંકિત થઈ ગયું. આ દુઃખથી વ્યથિત થઈ તેણે સારથિને રથ પાછો વાળવાનું કહ્યું.

तस्माद्रथः सूत निवर्त्यतां नो विहारभूमेर्न हि देशकालः।
जानन्विनाशं कथमार्तिकाले सचेतनः स्यादिह हि प्रमत्तः॥
(बुद्धचरित तृ. स. ६२)

(હે સારથિ! રથને તું પાછો વાળ. આ હરવા ફરવાનાં કે આનંદ માણવાનાં સમય કે સ્થલ નથી. દુઃખને વખતે પોતાનો વિનાશ ચોક્કસ છે એમ જાણતી કઈ સચેતન વ્યક્તિ અહીં (આ જગતમાં) બેદરકાર થઈને રહી શકે?) જીવનમાં આવા નાના નાના પ્રસંગો તો આપણે ઘણીવાર જોઈએ છીએ, અને કોઈકવાર સ્મશાનવૈરાગ્ય અનુભવીએ પણ છીએ. પરંતુ, થોડી વારમાં જ 'પ્રમત્તતા'નાં ગાઢ આવરણ આપણી ઉપર ચઢી આવે છે અને આપણને મૂઢ બનાવી દે છે. પરંતુ, સિદ્ધાર્થ અસામાન્ય કોટિની વ્યક્તિ હતી. આથી તેનું સચેતન દિલ જાગ્રત થઈ ગયું. મહાભારતમાં વ્યાસ કહે છે "**प्रमादो मृत्युरेव च**" મૃત્યુ તે મૃત્યુ નથી, પરંતુ પ્રમાદ એ મૃત્યુ છે. સિદ્ધાર્થનો આત્મા જાગી ઊઠ્યો, તેની ચેતના પ્રબુદ્ધ થઈ, સામાન્ય માનવી અને અસામાન્ય માનવીમાં મહત્ત્વનું તારતમ્ય એ છે કે સામાન્ય માનવી પોતાનો વિનાશ જાણતો હોવા છતાં પ્રમત્ત થઈને સંસારમાં ડૂબી રહે છે, જ્યારે અસામાન્ય માનવી પ્રમત્તતાને એકદમ ખંખેરી નાખે છે અને સાંસારિક દુઃખનું મૂળ શેમાં છે તે જાણવા માટે કટિબદ્ધ બને છે અને દુઃખનું મૂળ શોધી તેનો નાશ કરી જગતને તે દુઃખમાંથી મુક્તિ અપાવે છે.

કેળવણી ક્રિયાત્મક હોવી જોઈએ. તેનો ઉગમ જોએલી અને અનુભવેલી વસ્તુઓમાંથી થયેલો હોવો જોઈએ. પોતે અનુભવેલી પરિસ્થિતિમાંથી જ જ્ઞાન પ્રગટ થાય છે તે સ્થાયી હોય છે. સિદ્ધાર્થને ઉપરોક્ત પ્રકારનું જ્ઞાન થયું તે સહજ રીતે થયું હતું. તે જ્ઞાન પુસ્તકોના પરિશીલનથી થએલું ન હતું. ખૂલ્લી આંખે અને ખૂલ્લા હૃદયે તેણે જે કંઈ જોયું અને અનુભવ્યું તેનો તેણે બુદ્ધિપૂર્વક વિચાર કર્યો. આ બાબતમાં તેણે પુરાતન શાસ્ત્રોનાં પ્રામાણ્ય શોધ્યાં નહીં, પરંતુ, પોતાના જ હૃદયમાં ઊંડા ઊતરી તેણે દુઃખનું મૂળ કારણ શું છે તે વિચાર કરવાનો સંકલ્પ કર્યો. તેણે જીવનનું ધ્યેય નક્કી કરી લીધું. બીજા પાસેથી તેણે તે ધ્યેય ઉછીનું લીધું ન હતું; પરંતુ, તેનું ધ્યેય પોતાને થએલ સ્વાનુભવનું જ સહજ પરિણામરૂપ હતું. તેની પોતાની સમજથી જ તેણે ધ્યેય નક્કી કરી લીધું. આવી રીતે જ્યારે વ્યક્તિ સ્વસમજથી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અગર નિશ્ચિત કરેલ ધ્યેયની

દિશામા કદમ ઉપાવે કે ત્યારે જ તેનુ પગલુ વિકાસને મદદરૂપ નીવડે છે. બીજાના કહ્યાથી અગર કોઈ સ્થાપિત વિચારસરણીથી આકર્ષાઈને અથવા કોઈ રૂઢ થએની માન્યતાને અનુસરવાથી જે કામ કરવામા આવે છે તે કામ સ્થાયી હોતું નથી અને અ તે તે તેના જીવનને ગૂગળાવી નાખે છે. અને છેવટે તે પ્રગતિને અટકાવે છે કોઈ પણ બાહ્ય સત્તા, ગુરુઓ, ધર્મ સપ્રદાયો, ક્રિયાકાડો કે મ ન્ત્ર તન્ત્ર મનુષ્યને સ્વતત્ર વિચારક થવામા મદદ કરવાને બદલે ઘણીવાર અ તરાયરૂપ નીવડે છે હા, એ વાત સાચી છે કે આ ઉપરના બધા સાધનો સામાન્ય વ્યક્તિઓને વિકાસની દિશા બતાવે છે, અને અમુક અ તર સુધી માનવને દોરે પણ છે, પરતુ, જગતના પયગમ્બરોએ તો હમેશા એ બધા પર પરાગત આવેના સાધનોને છોડાને પોતાના આત્માની જ સહાય લેવાનુ શીખવ્યુ છે, ગીતા પ્રમોધે છે કે उद्धरेदात्मनात्मानम् —માણુસે પોતે જ પોતાનો ઉદ્ધાર કરવાનો છે–સિદ્ધાર્થને જીવનના જે વસ્તુ મળી તે વસ્તુ કોઈ શાસ્ત્રે કે સપ્રદાયે આપી ન હતી પરતુ તેના પ્રમાદ-રહિત, સચેતન બનેના અ ત કરણમા જ આપોઆપ સ્ફૂરી આવી હતી આ અ તસ્ફુરણા માનવીના જીવનને હમેશા સાચી રીતે ધ્યેય તરફ દોરે છે એટલા માટે જ સિદ્ધાર્થે બુદ્ધ બન્યા પછી જગતને ઉપદેશ આપ્યો હતો કે आत्मादीपो भव અન્યનો પ્રકાશ ઉછીનો લેવાને બદલે માનવીએ પોતાના પ્રકાશથી સચાલિત થવાનુ છે

ઉપર દર્શાવ્યા મુજબ જાગૃત બની ચૂકેલી તે વ્યક્તિએ અ તરમા જે સઘર્ષ અનુભવ્યો હશે તેનુ વર્ણન અહી થઈ શકે તેમ નથી તેનુ સવિસ્તર કથન આપણુને તેના સ્વમુખેથી પણ મળ્યુ નથી પરતુ, આ સઘર્ષને પરિણામે ૨૯ વર્ષની ઉમરે એક રાત્રે તેણે પત્નીના શયનખડમા જઈને દીવાના ઝાખા ટમટમતા પ્રકાશમા યશોધરા અને પુત્ર રાહુલના છેલ્લા દર્શન કરી લીધા આ સમયે તેણે સાસારિક વૃત્તિઓ અને સત્યની શોધની અદમ્ય પિપાસા વચ્ચે તુમુલ યુદ્ધ અનુભવ્યુ અને છેવટે સત્ય પ્રાપ્ત કરવાની વૃત્તિ વિજયવતી થઈ તેમણે પોતાના સારથિ છન્નને રથ જોડી લાવવાની આજ્ઞા આપી અને એ ઘોર રજનીમા "અનુપમ જ્યોતિ"નો માર્ગ ગ્રહણ કરવાને તે શહેર બહાર ચાલી નીકળ્યા આ પ્રસગને ઇતિહાસ-કારોએ 'મહાભિનિષ્ક્રમણ" કહીને બિરદાવ્યો છે આ પ્રસ ગ જગતના ઇતિહાસમા અભૂતપૂર્વ છે આ ભવ્ય પ્રસગને અનુલક્ષીને કોઈ કવિએ હજુ સુધી મહાકાવ્ય લખ્યુ નથી એ એક આશ્ચર્યકારક ઘટના છે! શ્રી

રામચંદ્ર પિતાના વચનને શિરોધાર્ય ગણીને પત્ની અને ભાઈ સાથે વનમા જવા નીકળી પડે છે તે પ્રસંગની સરખામણીમા આ પ્રસંગ કોઈ રીતે ઊતરતો નથી તે સમયના ભારતીયમાનસની આધ્યાત્મિક ઝંખના અને અંતિમ જ્ઞાનની પરિસીમા પ્રાપ્ત કરવા માટે કરવામા આવતી તપશ્ચર્યાઓ અને યાતનાઓ સહન કરવાની અદમ્ય વૃત્તિ કેટલી હશે તે ખરેખર આજના યુગના માનવી માટે કલ્પનાતીત છે

અનોમા નદીને કિનારે આવી ગૌતમે સુંદર આભૂષણો ફેંકી દીધા અને સારથિને રથ સોપી દઈને વિદાય લીધી માર્ગદર્શક ગુરુની શોધમા અનેક દિવસો વ્યતીત થયા કેટનાક ગુરુઓ મળ્યા પણ ખરા પરંતુ, પોતાના જ્ઞાનની તૃષા છીપી નહી કાયાને કષ્ટ આપવાથી પરમ સત્ય મળી આવશે એમ માની તેમણે અનેક દિવસો સુધી ઉપવાસ કર્યા અને શરીરને કષ્ટ આપ્યુ એકાએક તેમના હૃદયમા જ્યોતિ પ્રગટી અને કાયક્લેશ કરી શરીરની અંદર વસતા આત્માને દુ ખ દેવાની બીનકુન જરૂર નથી એવા જ્ઞાનનો ઉદય થયો અને ફરી આહાર શરૂ કર્યો બિહારના ધન્ય પ્રદેશમા નિરંજના નદીને કાઠે જ્ઞાન મેળવવાના દૃઢ નિશ્ચયથી ગૌતમ આસનબદ્ધ થયા **इहासने शुष्यतु मे शरीरम् त्वगस्थिमांसं विलय च यातु** (આ આસન ઉપર ભલે મારુ શરીર સુકાઈ જાય અને મારા ચામડી, હાડકા અને માસ ભલે ગળી જાય) આવા દૃઢ અને પોલાદી નિશ્ચય સામે જગતનુ કયુ આસુરિક તત્ત્વ માથુ ઊંચુ કરી શકે ? ધીમેધીમે મનની શાંતિ ગાઢ અને ઊંડી થવા લાગી આંતરિક ચૈતન્ય ખીલી ઊઠ્યુ અંદરનો પ્રસુપ્ત ચૈત્યપુરુષ એકાએક જાગ્રત થયો આખરે છેવટની ઘડી આવી. માનવજાતિનો મહા શત્રુ 'માર' ફરીથી એકવાર સફળ થવા માટે આ મહામાનવ ઉપર પોતાની વેરસેના લઈને તૂટી પડ્યો નિમ્નવૃત્તિના અસખ્ય બળો એકાએક તેની સામે પ્રગટ થયાં તુમુલ યુદ્ધ જામ્યુ માનવજાતિનુ કલ્યાણ થાય એટના માટે દેવોએ અને દિવ્ય તત્ત્વોએ ગૌતમને મદદ કરી અને 'માર' પરાભવ પામ્યો સિદ્ધાર્થ ખરેખર 'સિદ્ધાર્થ' થયા ગૌતમ 'બુદ્ધ' થયા ધીમેધીમે તેમનુ ધ્યાન ગાઢ અને લીન બન્યુ નિર્મળ શાન્તિનુ અવતરણ સમગ્ર શરીર અને મનમા થયુ કોઈ અલૌકિક આભા મનમા પથરાઈ ગઈ હૃદયની ગ્રંથિઓ છૂટી ગઈ તૃષ્ણા બુઝાઈ ગઈ મનના સંકલ્પવિકલ્પો ખરી પડ્યા મન કોઈ અવર્ણનીય ભૂમિમા લય પામી ગયુ આખુ વિશ્વ કોઈ એક નિયમબદ્ધ તંત્ર (ऋत) ને વશ વર્તીને ગતિ કરી

રહ્યુ છે, અને સમગ્ર માનવજાત પ્રકૃતિને વશ થઈ સુખદુઃખાદિનો અનુભવ કરી રહી છે એવી પ્રતીતિ નિઃશંકપણે આ મહામાનવે અનુભવી.

હવે આ જ્ઞાન કોણ ઝીલશે? ભવરોગનુ શમન કરવા માટે કઈ વ્યક્તિ આ મહાચિકિત્સક પાસે ઔષધ લેવા આવશે? આખુ જગત તો તૃષ્ણાની પાછળ પડ્યુ છે તૃષ્ણાનો નાશ કરવો અશક્ય છે અને જ્યા સુધી માનવહૃદયમા તૃષ્ણાનો નાચ ચાલે છે ત્યા સુધી તેનો ઉદ્ધાર નથી. તો શુ આ મેળવેલુ ઔષધ નિરર્થક જશે? શુ તેનો લાભ માત્ર પોતાને જ મળશે અને બીજા માણસો શુ તેનાથી વંચિત રહેશે? એ જાતની ગડમથલ બુદ્ધના મનમા હજુ જન્મી ન જન્મી ત્યા તો તેના હૃદયમા પ્રસન્નતા એકદમ વ્યાપી ગઈ અને બૌદ્ધધર્મ ગ્રથોમા આપેલી કથાનક અનુસાર તેની સમક્ષ બ્રહ્મદેવ પ્રગટ થયા અને તેના ચારમુખમાથી ચાર મહાસત્યો બુદ્ધ સમક્ષ પ્રગટ થયા : (૧) આ સમાજમા જે લોકો શુભવૃત્તિવાળા સપન્ન છે તેની પ્રત્યે 'મૈત્રી' રાખવી (૨) જે લોકો વૈભવપૂર્ણ છે તેમના પ્રત્યે 'મુદિતા' કેળવવી એટલે કે તેઓની સારી સ્થિતિ જોઈ આનંદ અનુભવવો. (૩) સમાજમા જે લોકો દુઃખી છે તેમના પ્રત્યે તિરસ્કાર કે દયા ન બતાવતા 'કરુણાભાવ' ધારણ કરવો. (૪) અને જે લોકો દુષ્ટ સ્વભાવના છે અને કારણ વગર દ્વેષ ધારણ કરે છે તેમના પ્રત્યે 'ઉપેક્ષાભાવ' બતાવવો બ્રહ્મદેવની આ વાણી તેને પોતાના હૃદયાકાશમાથી સભળાવા લાગી છેવટે બુદ્ધે નિશ્ચય કર્યો કે મને જે વસ્તુ મળી છે તેનો લાભ અન્યને મળે એટલા માટે મારે 'ધર્મચક્રપ્રવર્તન' શરૂ કરવુ. આ રીતે 'જ્ઞાન' સર્વકોઈને સુલભ બની રહે તે માટે આ મહામાનવે ધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો ગૌતમબુદ્ધે સતત ૪૫ વર્ષ સુધી દૂરદૂરના દેશોમા વિચરીને લોકોને ઉપદેશ આપ્યો તેમને અસખ્ય શિષ્યો મળ્યા તેમા બ્રાહ્મણથી માડીને ચાડાળો, સ્ત્રીઓ અને પશ્ચાતાપ કરતા પાપી માણસોનો પણ સમાવેશ થતો હતો. બુદ્ધ ભગવાનના બાકીના જીવનનો ભાગ આ રીતે લોકોને ઉપદેશ આપવામા વ્યતીત થયો આયુષ્યના પૂરા એંશી વર્ષ ગાળીને બુદ્ધે કુશીનારા નામના સ્થાન ઉપર પોતાના પાર્થિવદેહને છોડ્યો અને 'નિર્વાણ'ની પ્રાપ્તિ કરી. ધીમેધીમે તેમનો ઉપદેશ પૃથ્વી ઉપર ફેલાવા લાગ્યો તેમના મૃત્યુબાદ

---

* સરખાવો મૈત્રીकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्य विषयाणां भावनातश्चित्त प्रसादनम् । પાતજલ યોગદર્શન, સમાધિપાદ સૂત્ર ૩૩.

મહાન અશોકે ધર્મોપદેશકોને હિન્દની બહાર દેશદેશાવરમા મોકલ્યા અને તેઓએ ભગવાન બુદ્ધનો સદેશો જગતભરમા ફેલાવ્યો

ભારતીય સસ્કૃતિમા ભગવાન બુદ્ધનુ સ્થાન અદ્વિતીય છે તેમનો સિદ્ધાન્ત, એક રીતે જોતા, પ્રાચીન ઉપનિષદોના સિદ્ધાન્તથી તદ્દન નવો નથી આપણી આધ્યાત્મિક વિચારસરણીથી તે તદ્દન અળગા પડી ગયા નથી પરતુ, તે વિચારસરણીનું એક અગત્યનુ અને મહત્ત્વનું સ્થાન બની રહ્યા છે. આપણી પ્રાચીન આધ્યાત્મિક સસ્કૃતિ જે વેદોમા તથા ઉપનિષદોમા સગ્રહાએલી છે તે સસ્કૃતિની પાછળ રહેલુ જે શાશ્વત તત્ત્વ છે તેનાથી વિરુદ્ધ વાત તે બીલકુલ કરતા નથી હા, તે યુગનો જે વ્યવહારિક ધર્મ હતો તેની સામે તેણે બળવો પોકાર્યો હતો, કારણ કે તે ધર્મ રૂઢિ ઉપર જ અવલબતો હતો

બુદ્ધે પોતાના પ્રવચનોમા જગતની ક્ષણભગુરતા ઉપર ભાર મૂકયો છે 'જગત વસ્તુત આવસ્તવિક છે' એવુ બુદ્ધનુ કથન આપણા કેટલાક અર્વાચીન ઉપનિષદોના વાકયો સાથે સુસગત છે તેમનુ આ કથન હિન્દુધર્મના મહાન આચાર્ય શકરના માયાવાદના સિદ્ધાતને મળતુ આવે છે. આ બને વિભિન્ન વિચારસરણિના મહાપુરુષોએ જગતને ક્ષણભગુર, અસત્ય અને અવાસ્તવિક માન્યુ છે અને પરિણામે શકરાચાર્યને કેટલાક લોકો પ્રચ્છન્નબૌદ્ધ પણ ગણે છે શકરાચાર્યે 'બ્રહ્મ'ને પારમાર્થિક સત્ય તરીકે સ્વીકાર્યુ, જ્યારે ગૌતમબુદ્ધે કોઈ વસ્તુને "પારમાર્થિક સત્ય" તરીકે સ્વીકારી નહી. ગૌતમબુદ્ધે જ્યારે એમ પ્રતિપાદન કર્યું કે 'હુ ઈશ્વરમા કે બ્રહ્મમા માનતો નથી', ત્યારે તેનો અર્થ એટલો જ વિવક્ષિત છે કે તે વિષે લોકોના જે વિભિન્ન ખ્યાલો, માનસિક કલ્પનાઓ અને વિચારો બધાઈ ગયેલા હતા તેમા તે માનતા ન હતા અને એટલા માટે જ તેણે એવા બધા 'બ્રહ્મ' અને 'ઈશ્વર' વિષેના અયોગ્ય ખ્યાલોને ફેકી દીધા. પરંતુ, આ અયોગ્ય ખ્યાલો ફેકી દેવાની ક્રિયા પાછળ તેના મનમા 'પારમાર્થિક સત્ય' વિષે કઈક ખ્યાલ જરૂર હોવો જોઈએ અને આ ખ્યાલને દૃષ્ટિમા રાખીને જ તેમણે તેમ કર્યું હોય. આ ખ્યાલ જો ગૌતમબુદ્ધે અનુયાયીઓને આપ્યો હોત, તો તે વિષે તેઓએ અનેક જાતની અટકળો કરી હોત અને તે ખ્યાલની આખી વિશુદ્ધિ લુપ્ત થઈ ગઈ હોત. ઉપનિષદોમા આપેલ 'પરબ્રહ્મ' અગેના વિચારનો વિરોધ કોઈ જગાએ ગૌતમબુદ્ધે કર્યો નથી હા, તેનુ સમર્થન પણ કર્યું નથી આ અંગે

તેમણે સંપૂર્ણ અને આદરયુક્ત મૌન જ સેવ્યુ છે ઉપનિષદોમાં પણ 'બ્રહ્મ' વિષે મૌન સેવવામા આવ્યુ છે शान्तोऽयमात्मा (આ આત્મા શાંત છે) न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमो (केन १-३) (ત્યા આખ પહોચી શકતી નથી, વાણી જઈ શકતી નથી, કે મન ત્યા જઈ શકતુ નથી તેને અમે જાણતા નથી કે સમજતા નથી તો તેનો ઉપદેશ શી રીતે આપીએ?) આ કેન ઉપનિષદનુ આખુ કથન ભગવાન બુદ્ધના અવ્યાકૃત અને અવ્યાખ્યેય તત્ત્વનુ બની શકે તેટલુ સમર્થ વર્ણન કરી આપે છે બુદ્ધ કહે છે કે પ્રતિ ક્ષણ બદલાતુ જગત 'પારમાર્થિક સત્ય' નથી ઉપનિષદોનુ પણ એમ જ કહેવુ છે અને આને લીધે જ 'પારમાર્થિક સત્ય' અને 'વ્યાવહારિક સત્ય' એવા બે ભેદો પાછળના વેદાન્તદર્શનમા પ્રચલિત થયા જે 'પારમાર્થિક સત્ય'ને વાણીમા સંપૂર્ણ રીતે ઉતારી શકાતું નથી અગર ઉતારવાથી અન્યના મનમા તે અંગે બુદ્ધિભ્રમ થાય તેના વિશે આદરયુક્ત મૌન રાખવુ એ જ ઘટિત અને ઉચિત કહેવાય તે બુદ્ધિથી સમજી શકાય તેમ છે અને એટલે જ ભગવાન બુદ્ધે માત્ર સાધનનુ જ વર્ણન આપ્યુ અને 'સિદ્ધિ' અથવા 'ધ્યેય'ને વર્ણવ્યા જ નહી અને વ્યાવહારિક દૃષ્ટિએ પણ આ યોગ્ય જ ગણાય સાધનમા રત રહેનાર છેવટે ધ્યેય મેળવશે જ એટલે તે પોતે જ તે જાણી શકશે, તો પછી સાધનાવસ્થામા ધ્યેયની અશક્ય કલ્પના શા માટે નિરર્થક કરવી? આ કારણથી બુદ્ધનુ વલણ માત્ર નૈતિક પ્રકારનુ જ રહ્યું છે આમ આપણે જોઈ શકીએ છીએ કે બુદ્ધના સિદ્ધાંતોનુ મૂળ ઉપનિષદોમા જ છે ઉપનિષદોએ વિશ્વના અંતિમ તત્ત્વનુ નામ 'બ્રહ્મ' રાખ્યુ જ્યારે ભગવાન બુદ્ધે તેનુ નામ 'ધર્મ' રાખ્યુ અને તે 'ધર્મ'ની કદી વ્યાખ્યા કરી નહી પરંતુ આ તો માત્ર શબ્દનો જ ભેદ થયોને?

ભગવાન બુદ્ધની 'નિર્વાણ' અંગેની પ્રસિદ્ધ કલ્પના પણ તે સમયના પ્રચલિત સિદ્ધાન્તોમાથી જ ઉતરી આવેલી છે પ્રાચીન ઉપનિષદોમા નિરૂપવામા આવેલી 'મોક્ષ'ની કલ્પનાને તે આબેહૂબ મળતી આવે છે, 'નિર્વાણ' શબ્દ પણ કેટલાક ઉપનિષદો અને ગીતામા વપરાયેલો છે હિન્દુ દર્શનોમા 'નિર્વાણ'નો અર્થ 'તૃષ્ણાઓનુ ઓલવાય જવુ અને બ્રહ્મમા ફરી એકરૂપ બની જવુ' (ब्रह्मनिर्वाण) એવો થાય છે ગૌતમબુદ્ધના 'નિર્વાણ'નો અર્થ 'તૃષ્ણાઓનુ બુઝાઈ જવુ અને લુપ્ત થઈ જવુ' એવો

થાય છે. હવે, "ક્યાં લુપ્ત થઈ જવું? અગર કોનામાં લુપ્ત થઈને મળી જવું અથવા એકાકાર થઈ જવું?" એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય. તેનું સમાધાન એ રીતે આપી શકાય કે તૃષ્ણાઓનું બુઝાઈ જવું એટલે કે આપણા પ્રાણમય અને મનોમય અસ્તિત્વનો લય કરી નાખવો અને અહંમુક્ત થઈ જવું. જે દશામાં અહંકાર ગળી જાય તે દશાને 'નિર્વાણ' કહેવાય. ઉપનિષદો, ગીતા અને આસ્તિક દર્શનોની મોક્ષ અંગેની કલ્પના પણ આને મળતી જ છે. તેઓની કલ્પના અનુસાર 'અહંકારનો બ્રહ્મમાં લય' તેનું નામ મોક્ષ. ભગવાન બુદ્ધ તૃષ્ણા શેમાં બુઝાય છે તેનું નામ આપતા નથી. એટલે આ બાબતમાં પણ ભગવાન બુદ્ધ અર્થસૂચક મૌન ધારણ કરીને 'પરમ સત્ય પ્રત્યે પોતાનો આદરભાવ વ્યક્ત કરે છે. આ અવસ્થા પ્રાપ્ત કરનારને જન્મ, મૃત્યુ તથા જરાનું દુઃખ થતું નથી. એ રીતે તે નિર્વાણાવસ્થા 'કાલાતીત' છે. આવી વ્યક્તિના મૃત્યુબાદ તેના શરીરનું શું થાય છે? એ જાતના તેના શિષ્યોના પ્રશ્નનો જવાબ ભગવાન બુદ્ધ આપતા નથી. આ 'નિર્વાણ'ને બૌદ્ધગ્રંથોમાં 'અમરપદ', 'અવ્યયપદ', 'અનંતપદ', 'શાશ્વતપદ' વગેરે શબ્દોથી વર્ણવ્યું છે. આ વસ્તુ એક જ વસ્તુનું સૂચન કરે છે અને તે વસ્તુ અહંકાર પાછળ રહેલી 'પરમસત્તા'ની જ દ્યોતક બની રહે છે. આ રીતે આપણે જોઈએ છીએ કે 'બ્રહ્મ' અને 'મોક્ષ'નું વર્ણન કરવામાં ઉપનિષદોને જે મુશ્કેલી પડે છે તે મુશ્કેલીનો અનુભવ ગૌતમબુદ્ધને થતો નથી. ઉપનિષદો 'બ્રહ્મ' અને 'મુક્તિ'ના મહિમાને ન્યાય અને તર્કશુદ્ધ લક્ષણ (definition)માં બાંધવાનો પ્રયત્ન કરવામાં સફળ થતાં નથી. ગૌતમબુદ્ધે તો લક્ષણ બાંધવાની તદ્દન ઘસીને ના પાડી છે.

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે ગૌતમબુદ્ધે "પારમાર્થિક સત્તા"ના સ્વરૂપ વિશે કોઈ પણ હકારાત્મક કે નકારાત્મક વિધાન ન કર્યું. તે માટે તેમને નાસ્તિક ગણી કાઢવામાં આવ્યા. પરંતુ, આસ્તિક પડ્દર્શનોમાં પણ સાંખ્યદર્શન તથા પૂર્વમીમાંસા દર્શન પણ ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરતાં નથી. આટલા માટે આપણે તે દર્શનોને નાસ્તિક ગણી કાઢતા નથી. હા, સાંખ્યદર્શન તથા પૂર્વમીમાંસાદર્શન 'વેદ'ના પ્રામાણ્યનો સ્વીકાર કરે છે. ગૌતમબુદ્ધે તેનો સ્વીકાર ન કર્યો. વેદનું પ્રામાણ્ય ન માનનારને 'આ નાસ્તિક છે' એમ કહી તેને પ્રચલિત ધાર્મિક પરંપરામાંથી બાતલ કરી, બહિષ્કૃત કરવા એ એક સંકુચિત મનોદશાનું દ્યોતક છે. વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી વેદના

પ્રામાણ્યનો અસ્વીકાર કરીને બુદ્ધ આપણને એક નવીન દૃષ્ટિ આપે છે. અગાઉના ધર્મપ્રવર્તકોના સિદ્ધાન્તોને વિવેકબુદ્ધિની સરાણ ઉપર ચઢાવ્યા વિના માની લેવા એ ઠીક ન કહેવાય. આપણને કોઈ વ્યક્તિ પ્રત્યે પૂજ્યભાવ હોય તેથી કઈ તેના મતોને આદરબુદ્ધિથી પ્રેરાઈને સ્વીકારવા એ વસ્તુ બુદ્ધિસંમત નથી. અંગુત્તર ૩–૬૫ મા ભગવાન બુદ્ધ પોતાના શિષ્યોને કહે છે, "હું જે કઈ કહું, તે પરંપરાથી સાંભળ્યા કરો છો માટે તેને ખરું માનશો નહીં, કે આપણી પૂર્વપરંપરા એવી છે માટે ખરું માનશો નહીં 'એ એમ જ હશે' એમ પણ ઉતાવળથી માની લેશો નહીં. કે આ વસ્તુ આપણા ધર્મગ્રંથોમાં છે માટે પણ તેને ખરી માનશો નહીં, તે વસ્તુ તમારી શ્રદ્ધાને અનુકૂળ છે, માટે તેના ઉપર વિશ્વાસ મૂકશો નહીં, કે તમારા ગુરુએ કહેલું છે માટે તેના ઉપર વિશ્વાસ મૂકશો નહીં" (શ્રી રાધાકૃષ્ણનના Guatama, the Buddha 'ના શ્રી ગોપાલદાસ જીવાભાઈ પટેલે કરેલ અનુવાદમાંથી ઉદ્ધૃત) ભગવાન બુદ્ધની આ સલાહ અત્યારના યુગના માનવો માટે પણ ઘણી જ કીમતી પુરવાર થઈ શકે તેમ છે.

ભગવાન બુદ્ધ પહેલાંનો વૈદિકધર્મ વર્ણવ્યવસ્થાને ઉત્તેજન આપતો હતો. મૂળમાં વર્ણવ્યવસ્થા ગુણ અને કર્મ અનુસાર હતી પરંતુ, પાછળથી એ મહત્ત્વની વસ્તુ વિસરાઈ ગઈ, અને કોઈક વાર જન્મને લઈને પણ વર્ણ નક્કી કરવામાં આવતો. ભગવાન બુદ્ધે સ્પષ્ટપણે જાહેર કર્યું કે વ્યક્તિ જન્મને કારણે ઉચ્ચ કે નીચ બનતી નથી પરંતુ 'શીલ'ને કારણે ઉચ્ચ કે નીચ બને છે, અને આ કારણને લઈને જ ભગવાન બુદ્ધે પોતાના સંઘમાં બ્રાહ્મણથી માંડીને હજામ અને ચાંડાલને પણ જો યોગ્ય હોય તો દાખલ કરી દીધા હતા. ત્યારબાદ લગભગ બે હજાર વર્ષ બાદ પાછી આ વસ્તુ જ્યારે ભારતમાં ભુલાઈ ગઈ ત્યારે મહર્ષિ દયાનંદે ગૌતમબુદ્ધનો સિદ્ધાન્ત સ્વીકાર્યો અને વર્ણને જન્મ ઉપરથી નક્કી ન કરતાં ગુણ અને કર્મ ઉપરથી નક્કી કરવાનો આમ જનતાને ઉપદેશ આપ્યો હતો.

ભગવાનબુદ્ધ માનતા કે સ્ત્રીઓ પણ પુરુષોની માફક નિર્વાણની અધિકારી છે. તેમના જીવનના અંતિમ તબક્કામાં તેમણે આમ્રપાલી નામની ગણિકાને ત્યાં ભોજન સ્વીકાર્યું હતું તે વાત જાણીતી છે. સ્ત્રીઓને નિર્વાણની અધિકારી ગણવામાં ભગવાનબુદ્ધનું દૃષ્ટિબિન્દુ ભગવદ્ગીતાને મળતું આવે છે. स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्। (સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો પણ પરમ ગતિને પામે છે) ભગવાન બુદ્ધના

સમકાલીન મહાવીરસ્વામીએ પુનર્જીવિત કરેલ જૈનધર્મના દિગમ્બર સંપ્રદાયમાં સ્ત્રીઓને મુક્તિની અધિકારી ગણવામાં આવી ન હતી. આ એક સંકુચિત મનોદશામાંથી જન્મેલી વૃત્તિનું પરિણામ નથી તો બીજું શું છે?

બ્રાહ્મણ આચાર્યોએ સંન્યાસનો અધિકાર માત્ર વાનપ્રસ્થ માટે જ નિયત કર્યો હતો. બ્રહ્મચર્યો, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ–આ આશ્રમોનું પાલન ક્રમપૂર્વક કરવામાં આવતું. પરંતુ, વ્યક્તિ કોઈ પણ ઉંમરે સંન્યાસનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે એવું ભગવાન બુદ્ધે જાહેર કર્યું. સંન્યાસી થવા માટે અમુક ઉંમર હોવી જોઈએ અથવા તો બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થના આશ્રમોની તાલીમ ક્રમપૂર્વક અનિવાર્યપણે લેવી જ જોઈએ એ વસ્તુ બુદ્ધે સ્વીકારી નહીં પરંતુ સ્વાભાવિક રીતે સંન્યાસ લેવાની વૃત્તિ હૃદયમાં જાગ્રત થાય અથવા તેને માટે આતરિક સ્ફુરણા થાય કે તરત જ સંન્યાસ લઈ લેવો એવું ગૌતમબુદ્ધે માત્ર જાહેર ન કરતાં Charity begins at home–અનુસાર પોતે જ તે સમયની પ્રણાલિકાનો છડેચોક ભંગ કરીને ૨૯ મે વર્ષે પ્રવ્રજ્યા સ્વીકારી. આ બાબતમાં પણ પ્રાચીન ઉપનિષદો ગૌતમબુદ્ધની વિચારધારાની આગાહી કરે છે. **यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्** (બૃહદારણ્યક) (જે દિવસે વિરક્તિભાવ પ્રગટ થાય તે દિવસે જ પ્રવ્રજ્યા લઈ લેવી.)

ભગવાન બુદ્ધના પહેલાના સમયમાં અને ખુદ તેના પોતાના સમયમાં પણ 'ધર્મ' એક ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો. તે ઉપરાત અનેક સંકુલ વૈદિક વિધિ અનુસાર યજ્ઞો કરવામાં જ જીવનનું સાર્થક્ય માનવામાં આવતું. અથવા તો માત્ર વેદના પ્રામાણ્યનો સ્વીકાર કરવાથી માનવ ધર્મનિષ્ઠ બની રહેતો એવું સ્વીકારી લેવામાં આવતું. પરંતુ, ભગવાન બુદ્ધે આ બધી વસ્તુઓ પ્રત્યે પોતાનો વિરોધ પ્રગટ કર્યો અને જાહેર કર્યું કે ખરો ધર્મ તો 'સદાચાર' ઉપર નિર્ભર છે. ધર્મનો વાસ્તવિક પાયો 'આચાર' છે અને નહીં કે 'માન્યતા.' 'ધર્મ' એ કોઈ એવી વસ્તુ છે કે જે ચર્ચવા લાયક નથી, પરંતુ જીવનમાં ઉતારી ક્રિયામાં મૂકવા લાયક છે. અને આ કારણ ને લઈને જ ભગવાન બુદ્ધનું દર્શન નીતિ અને સદાચારને સદૈવ ટેકો આપતું રહ્યું છે. 'ધર્મ' એ કોઈ એવી સૂક્ષ્મ વસ્તુ છે કે જેને વ્યવહારુ સ્વરૂપ આપી શકાય એ વસ્તુ ભગવાનબુદ્ધે સમજાવી. આ વસ્તુનાં મૂળ આપણા પ્રચીન ઉપનિષદોમાં છે. "**धर्मम् चर**" (તૈ. **उपनिषद्**)–ધર્મનું આચરણ કર. આનો એ અર્થ છે કે ધર્મ એ કોઈ

પ્રામાણ્યનો અસ્વીકાર કરીને બુદ્ધ આપણને એક નવીન દૃષ્ટિ આપે છે. અગાઉના ધર્મપ્રવર્તકોના સિદ્ધાન્તોને વિવેકબુદ્ધિની સરાણ ઉપર ચઢાવ્યા વિના માની લેવા એ ઠીક ન કહેવાય આપણને કોઈ વ્યક્તિ પ્રત્યે પૂજ્યભાવ હોય તેથી કરી તેના મતન્ત્રોને આંખબુદ્ધિથી પ્રેરાઈને સ્વીકારવા એ વસ્તુ બુદ્ધિસમત નથી અગુત્તર ૩-૬૫ મા ભગવાન બુદ્ધ પોતાના શિષ્યોને કહે છે, "હુ જે કઈ કહુ, તે પરપરાથી સાભળ્યા કરો છો માટે તેને ખરુ માનશો નહી, કે આપણી પૂર્વપરપરા એવી છે માટે ખરુ માનશો નહી 'એ એમ જ હશે' એમ પણ ઉતાવળથી માની લેશો નહી. કે આ વસ્તુ આપણા ધર્મગ્રથોમા છે માટે પણ તેને ખરી માનશો નહી, તે વસ્તુ તમારી શ્રદ્ધાને અનુકૂળ છે, માટે તેના ઉપર વિશ્વાસ મૂકશો નહી, કે તમારા ગુરુએ કહેલુ છે માટે તેના ઉપર વિશ્વાસ મૂકશો નહી" (શ્રી રાધાકૃષ્ણનના Guatama, the Buddha"ના શ્રીગોપાળદાસ જીવાભાઈ પટેલે કરેલ અનુવાદમાથી ઉદ્ધૃત) ભગવાનબુદ્ધની આ સનાદ અત્યારના યુગના માનવો માટે પણ ઘણી જ કીમતી પુરવાર થઈ શકે તેમ છે

ભગવાન બુદ્ધ પહેલાનો વૈદિકધર્મ વર્ણવ્યવસ્થાને ઉત્તેજન આપતો હતો મૂળમા વર્ણવ્યવસ્થા ગુણ અને કર્મ અનુસાર હતી પરતુ, પાછળથી એ મહત્ત્વની વસ્તુ વિસરાઈ ગઈ, અને કોઈક વાર જન્મને લઈને પણ વર્ણ નક્કી કરવામા આવતો ભગવાનબુદ્ધે સ્પષ્ટપણે જાહેર કર્યુ કે વ્યક્તિ જન્મને કારણે ઉચ્ચ કે નીચ બનતી નથી, પરતુ 'શીલ'ને કારણે ઉચ્ચ કે નીચ બને છે, અને આ કારણને લઈને જ ભગવાનબુદ્ધે પોતાના સઘમા બ્રાહ્મણથી માડીને હજામ અને ચાડાળને પણ જો યોગ્ય હોય તો દાખલ કરી દીધા હતા ત્યારબાદ લગભગ બે હજાર વર્ષ બાદ પાછી આ વસ્તુ જ્યારે ભારતમા ભૂલાઈ ગઈ, ત્યારે મહર્ષિ દયાનદે ગૌતમબુદ્ધનો સિદ્ધાન્ત સ્વીકાર્યો અને વર્ણને જન્મ ઉપરથી નક્કી ન કરતા ગુણ અને કર્મ ઉપરથી નક્કી કરવાનો આમ જનતાને ઉપદેશ આપ્યો હતો

ભગવાનબુદ્ધ માનતા કે સ્ત્રીઓ પણ પુરુષોની માફક નિર્વાણની અધિકારી છે તેમના જીવનના અતિમ તબક્કામા તેમણે આમ્રપાલી નામની ગણિકાને ત્યા ભોજન સ્વીકાર્યુ હતુ તે વાત જાણીતી છે સ્ત્રીઓને નિર્વાણની અધિકારી ગણવામા ભગવાનબુદ્ધનુ દૃષ્ટિબિન્દુ ભગવદ્ગીતાને મળતુ આવે છે **स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्।** (સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો પણ પરમ ગતિને પામે છે) ભગવાન બુદ્ધના

સમકાલીન મહાવીરસ્વામીએ પુનર્જીવિત કરેલ જૈનધર્મના દિગમ્બર સપ્રદાયમા સ્ત્રીઓને મુક્તિની અધિકારી ગણવામા આવી ન હતી આ એક સકુચિત મનોદશામાથી જન્મેલી વૃત્તિનુ પરિણામ નથી તો બીજુ શુ છે?

બ્રાહ્મણ આચાર્યોએ સન્યાસનો અધિકાર માત્ર વાનપ્રસ્થ માટે જ નિયત કર્યો હતો બ્રહ્મચર્યો, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ–આ આશ્રમોનુ પાલન ક્રમપૂર્વક કરવામા આવતુ પરતુ, વ્યક્તિ કોઈ પણ ઉમરે સન્યાસનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે એવુ ભગવાન બુદ્ધે જાહેર કર્યુ સન્યાસી થવા માટે અમુક ઉમર હોવી જોઈએ અથવા તો બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થના આશ્રમોની તાલીમ ક્રમપૂર્વક અનિવાર્યપણે લેવી જ જોઈએ એ વસ્તુ બુદ્ધે સ્વીકારી નહી પરતુ સ્વાભાવિક રીતે સન્યાસ લેવાની વૃત્તિ હૃદયમા જાગ્રત થાય અથવા તેને માટે આતરિક સ્ફુરણા થાય કે તરત જ સન્યાસ લઈ લેવો એવુ ગૌતમબુદ્ધે માત્ર જાહેર ન કરતા Charity begins at home–અનુસાર પોતે જ તે સમયની પ્રણાલિકાનો છડેચોક ભગ કરીને ૨૯ મે વર્ષે પ્રવ્રજ્યા સ્વીકારી આ બાબતમા પણ પ્રાચીન ઉપનિષદો ગૌતમબુદ્ધની વિચારધારાની આગાહી કરે છે **यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्** (બૃહદારણ્યક) (જે દિવસે વિરક્તિભાવ પ્રગટ થાય તે દિવસે જ પ્રવ્રજ્યા લઈ લેવી)

ભગવાન બુદ્ધના પહેલાના સમયમા અને ખુદ તેના પોતાના સમયમા પણ 'ધર્મ' એક ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો તે ઉપરાત અનેક સકુલ વૈદિક વિધિ અનુસાર યજ્ઞો કરવામા જ જીવનનુ સાર્થક્ય માનવામા આવતુ અથવા તો માત્ર વેદના પ્રામાણ્યનો સ્વીકાર કરવાથી માનવ ધર્મનિષ્ઠ બની રહેતો એવુ સ્વીકારી લેવામા આવતુ પરતુ, ભગવાન બુદ્ધે આ બધી વસ્તુઓ પ્રત્યે પોતાનો વિરોધ પ્રગટ કર્યો અને જાહેર કર્યુ કે ખરો ધર્મ તો 'સદાચાર' ઉપર નિર્ભર છે ધર્મનો વાસ્તવિક પાયો 'આચાર' છે અને નહી કે 'માન્યતા' 'ધર્મ' એ કોઈ એવી વસ્તુ છે કે જે ચર્ચા લાયક નથી, પરતુ જીવનમા ઉતારી ક્રિયામા મૂકવા લાયક છે અને આ કારણ ને લઈને જ ભગવાન બુદ્ધનુ દર્શન નીતિ અને સદાચારને સદૈવ ટેકો આપતું રહ્યુ છે 'ધર્મ' એ કોઈ એવી સૂક્ષ્મ વસ્તુ છે કે જેને વ્યવહારુ સ્વરૂપ આપી શકાય એ વસ્તુ ભગવાન બુદ્ધે સમજાવી આ વસ્તુના મૂળ આપણા પ્રાચીન ઉપનિષદોમા છે "**धर्मम् चर**" (**तैतरीय उपनिषद्**)–ધર્મનુ આચરણ કર આનો એ અર્થ છે કે ધર્મ એ કોઈ ચર્ચા

કરવા માટેનો વિષય નથી, પરંતુ જીવનમા વણવાની એક વ્યવહાર વસ્તુ છે

ઉપરના નિરૂપણ ઉપરથી આપણને જણાશે કે ગૌતમબુદ્ધે વૈદિકધર્મનો ઉચ્છેદ કર્યો નથી, પરંતુ તેનુ નવસસ્કરણ કર્યું છે વૈદિકધર્મમા દાખલ થઈ ગએલી ધર્મહીન અને જડ માન્યતાઓને તેણે ફગાવી દીધી અને સમગ્ર ધર્મમા એક નવી, ઉલ્લાસમય, તાજગી ભરી હવા દાખલ કરી ગૌતમબુદ્ધ પછીનો ભારતીય ઇતિહાસ આપણને બતાવે છે કે જ્યારે તેણે આ રીતે જુના ધર્મને નવો સ્વાગ આપી દીધો ત્યારે જનતાએ તેના ધર્મને આવકાર્યો અને અપનાવ્યો અનેક રાજાઓએ અને પ્રજાસવોએ આ નવા ધર્મની દીક્ષા લીધી અને દીક્ષિત થએલા રાજાઓએ આ ધર્મને વિશ્વધર્મનુ રૂપ આપવા માટે ઉપદેશકોને ભારત બહાર ચીન, જાપાન, કમ્બોડિયા, જાવા, સુમાત્રા, મલાયા, મધ્ય એશિયા વગેરે દેશોમા ધર્મચક્ર પ્રવર્તન અગે મોકલ્યા અને તે ઉપદેશકોએ તે તે દેશોમા જઈને ત્યાના લોકોને બૌદ્ધધર્મના અમૃતનુ પાન કરાવ્યુ

આવી તેજોમય વ્યક્તિએ આપેલ નવા સ્વાગવાળો ધર્મ પાછળથી ભારતમા નિન્દાસ્પદ બન્યો તેના કારણો જાણીતા છે સન્યાસ ઉપર અતિશય ભાર મૂકવાને કારણે અને બૌદ્ધસધમા દાખલ કરવાની મર્યાદા અગેના નિયમોમા ખૂબ જ ઉદાર વલણ અપનાવવાને લઈને અનેક લોકો બૌદ્ધ ધર્મમા દાખલ થઈ ગયા બૌદ્ધ વિહારોથી આખો 'બિહાર' છવાઈ ગયો બૌદ્ધ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ અગેના નિયમોની જટિલતા અને સકુલતા ધીમેધીમે ખૂબ જ વધી ગઈ અને તેમા પણ કર્મકાડ દાખલ થઈ ગયુ તત્ત્વજ્ઞાન અને ધર્મ બન્ને છૂટા પડી ગયા આચાર અને વિચારમા મોટી ખાઈ ખડી થઈ ગઈ અને મૂળ સ્થાપકની વિચારસરણીને અનેક રૂપો અપાવા લાગ્યા ભગવાન બુદ્ધના સાદા સૂત્રો ઉપર સકુલ ભાષ્યો રચાવા લાગ્યા બૌદ્ધિક ચર્ચાઓના અખાડા વધી ગયા વિહારોમા સ્ત્રીઓ અને પુરુષોના સસર્ગને કારણે અનીતિમય ભ્રષ્ટાચાર વધી ગયો અને પાછળથી બ્રાહ્મણ ધર્મના આચાર્ય શકરની પ્રતિષ્ઠા અને તેમની તેજસ્વી બુદ્ધિપ્રતિભા સામે બૌદ્ધધર્મ ટકી શકયો નહી અને તેના જન્મસ્થાન ભારતમાથી વિદાય લેવી પડી પરંતુ, આ બધુ જે કઈ પાછળથી થયુ તેને માટે ભગવાન બુદ્ધ જવાબદાર નથી તેમની પાછળના અનુયાયીઓની સકુચિત બુદ્ધિ અને સમયાનુસાર પોતાના ધર્મમા નવા તત્ત્વો દાખલ ન કરવાની તેઓની જડ વૃત્તિઓને લઈને બૌદ્ધધર્મ ભારતમાથી

લુપ્ત થઈ ગયો. આમ થયું હોવા છતાં ગૌતમબુદ્ધ પ્રત્યેની ભારતીય લોકોની આસ્થા હજુ પણ જેવી ને તેવી જ છે. રામકૃષ્ણ પરમહંસના પટ્ટ શિષ્ય વિવેકાનંદ અવારનવાર પોતાના પ્રવચનોમાં કહેતા કે આપણા દેશના લોકોને શંકરાચાર્યની બુદ્ધિ અને ગૌતમબુદ્ધના વિશાળ હૃદયની જરૂર છે. પ્રાચીન વૈદિક ધર્મમાં નવા સંસ્કાર દાખલ કરનાર ગૌતમબુદ્ધને પાછળના પૌરાણિક યુગમાં એક અવતારી પુરુષ તરીકે ગણી લેવામાં આવ્યા તે ખરેખર યોગ્ય જ છે. મહાકવિ જયદેવ ગીતગોવિન્દમાં દશાવતારલીલાનું વર્ણન કરતાં કહે છે:

अहह ! सदयहृदय, दर्शितपशुघातम्
निन्दसि यज्ञविधेः श्रुतिजातम्

केशव धृतबुद्धशरीर
जय जगदीश हरे !

વૈદિકધર્મની સરિતા જ્યારે ક્રિયાકાંડના રણમાં સુકાઈ જવા લાગી ત્યારે તેને રણમાં મળવા ન દેતાં તે સરિતાના વહેણને નવો વળાંક આપી ભારતની ધર્મભૂમિને જલપ્લાવિત કરીને નવપલ્લવિત અને સસ્યશ્યામલ બનાવનાર એ ભારતીય સંસ્કૃતિના પ્રખર જ્યોતિર્ધરને અનેકાનેક વંદન હો!



# જૈન દર્શન : એક દૃષ્ટિપાત

ડૉ. વી. જે. ચોકસી
એમ. એ., પીએચ. ડી.

વિશ્વમાં વિવિધ દર્શનો (Canons) અસ્તિત્વ ધરાવે છે. ભારતમાં 'ષડ્દર્શન' જાણીતાં છે. ષડ્દર્શન પૈકી જૈનદર્શન એક છે. અત્રે એ જૈનદર્શન પર એક દૃષ્ટિપાત માત્ર કરવાનો પ્રયત્ન છે.

આચારાંગસૂત્ર આત્માની ઓળખને પ્રાધાન્ય આપે છે. તું કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? અને ક્યાં જવાનો છે ? આ મૂળભૂત પ્રશ્ન તે ઉપસ્થિત કરે છે. દર્શન ( Vision ), જ્ઞાન અને ચારિત્ર્ય એ રત્નત્રયીમય આ આત્મા છે—ચૈતન્ય છે. આત્મામાં અનંતદર્શન, અનંતજ્ઞાન અને અનંત ચારિત્ર્ય છે. આત્મામાં અનંત શક્તિ છે. જગતમાં જીવો મુખ્ય બે પ્રકારના છે (૧) મુક્ત અને (૨) સંસારી. મુક્ત આત્મા સર્વદુઃખ રહિત ચિદાનંદમય છે. તેને શરીર નથી, કર્મ નથી, રૂપ નથી, કોઈ લિંગ (જાતિ) નથી. તે 'ઓજ' (ओजस्) a flame of light છે—પ્રકાશ છે. આત્મા માત્રમાં આ સર્વ ગુણો રહેલા છે. મુક્તાત્માઓનો એક અલગ પ્રદેશ 'સિદ્ધશિલા' છે—સ્ફટિકમય પ્રદેશ છે. અનેક દીપકનાં તેજ જેમ એક બીજામાં ભળી જાય તેમ સર્વ મુક્તાત્માઓ આ પ્રદેશમાં સમાઈ જાય છે. 'ચૌદરાજલોક'મય આ સકળ બ્રહ્માંડ–વિશ્વ છે. પાતાળ, પૃથ્વી અને સ્વર્ગ આ ચૌદરાજલોકમાં સમાઈ જાય છે. તેની ઉપર 'સિદ્ધશિલા'નું સ્થાન છે જ્યાં મુક્તાત્માઓનો વાસ છે. અતીત, વર્તમાન અને ભવિષ્યના મુક્તાત્માઓનું એ નિવાસસ્થાન છે. આ વિશ્વમાં લોક અને અલોક એવા

એ પ્રદેશો છે લોકમા ચૌદરાજલોક અને સિદ્ધશિલાનો સમાવેશ થઈ જાય છે અલોકનો પ્રદેશ અનત છે અને ત્યા કોઈ જઈ શકતુ નથી મુક્તાત્મા પણ ત્યા જઈ શકતા નથી આથી જ લોકના અતે–લોકના ટોચના ભાગમા મુક્તાત્માઓનો વાસ છે આ લોકનુ સ્વરૂપ—આકાર ઉભા રહેલા મનુષ્યના આકાર જેવો છે માનવીના પગ એ પાતાળલોકના સ્થાને છે, પેટ પૃથ્વીલોકના સ્થાને છે, છાતીનો ભાગ સ્વર્ગલોકના સ્થાને છે અને મસ્તકનો ભાગ સિદ્ધશિલા મુક્તાત્માઓના નિવાસને સ્થાને છે

હિંદુ દર્શન એક સર્વવ્યાપી આત્મા—ઈશ્વરનુ પ્રતિપાદન કરે છે સર્વવ્યાપી આત્મા એ જ ઈશ્વર છે એમ એ જણાવે છે જગતના મનુષ્યો—જીવો એ ઈશ્વરના જ નાના મોટા પ્રતિબિંબો છે એમ તે જણાવે છે 'सर्व विष्णुमय जगत्' એમ એ પ્રતિપાદન કરે છે જૈનદર્શન અને હિંદુદર્શન વચ્ચેનો આ એક મુખ્ય તફાવત છે હિંદુદર્શન એક આત્મામા માને છે જૈનદર્શન, અનત આત્મામા માને છે જૈનમતે સસારી જીવો અનેક પ્રકારના છે 'षड्जीवनिकाय'નો સિદ્ધાત આ વસ્તુ વધારે સ્પષ્ટ કરે છે છ કાયના જીવો અથવા છ પ્રકારના જીવો (Six Kinds of Living Organisms) છે (૧) પૃથ્વી (૨) અપ–પાણી (૩) તેઉ–અગ્નિ (૪) વાઉ–વાયુ અને (૫) વનસ્પતી એ પાચ પ્રકાર એકેન્દ્રિય જીવોના છે એ સ્થાવર (immovable) જીવો કહેવાય છે[૧] વનસ્પતી જીવોના પાછા બે મુખ્ય પ્રકાર છે (૧) પ્રત્યેક વનસ્પતી કાય Individual Plant Life અને (૨) સાધારણ વનસ્પતી કાય Aggregate Plant Life સર જગદીશચદ્ર બોઝે તેમના 'Plant Autograph' નામના ગ્રથમા તેમણે વનસ્પતી જીવો અગે લડનમા પ્રયોગો કરી બતાવ્યા હતા તેનો સચિત્ર આલેખ કરેલો છે જૈનમતે પ્રત્યેક વનસ્પતી કાયમા એક શરીરમા એક જીવ રહેલો છે જ્યારે સાધારણ વનસ્પતી કાયમા એક શરીરમા અસખ્ય જીવો રહેલા છે 'નિગોદ' નામનો વનસ્પતી કાયનો એક પ્રકાર છે જેમા એક શરીરમા અનત જીવો રહેલા છે સોયની અણી જેટલા 'નિગોદ'મા અનત જીવો–આત્માઓ રહેલા છે સસારી આત્મા માત્ર અનત વખત આ 'નિગોદ'મા અને અન્ય સ્થાવરોમા અવતાર પામી ચૂક્યો છે સ્થાવર સિવાયના બેઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય નારકી, દેવ અને મનુષ્ય સહિતના અન્ય જીવો 'ત્રસ' (Movable) જીવો

---

૧ જુઓ શાંતિસૂરિકૃત 'જીવવિચારવૃત્તિ'

હિંદુધર્મમાં આત્મા એજ પરમાત્મા છે. આત્મા પરમાત્મામાં મળી જાય છે એવો વિચાર છે. જૈન ધર્મમાં આત્મા પરમાત્મા બની શકે છે એવો વિચાર છે. આમ ભિન્ન ભિન્ન રીતે છતાં બંને (આત્મા સો પરમાત્મા)માં માને છે. જૈનમતે પ્રત્યેક જીવ, પ્રત્યેક આત્મા પરમાત્મા બની શકે છે. Man can become a God. હિંદુમતે આત્મા પરમાત્મામાં મળી જાય છે. હિંદુમતે આત્મા–પરમાત્મા એક છે, જૈનમતે દરેક જીવ–દરેક આત્મા પૃથગ્ પૃથગ્ છે અને પ્રત્યેક આત્મા પરમાત્મા બની શકે છે. હિંદુમતે એક સર્વવ્યાપી આત્મા ( All-pervading Soul ) છે. જૈનમતે અનંત માનવ-આત્મા man-gods છે જે તેજોસ્વરૂપ હોઈ એક બીજામાં ભળી જઈ એક જ સ્થળે–સિદ્ધશિલા ઉપર એકી સાથે જ રહેલાં છે. વર્તમાનમાં મુક્ત થતા અને અનાગતમાં મુક્ત થનારા આત્માઓ પણ આ સ્થળમાં જ સમાઈ જનારા છે. એ આત્માને પુનર્જન્મ ધારણ કરવાપણું નથી. તે અનંત સુખ, અનંત આનંદ અને દુઃખ રહિત આત્મરમણતામાં બિરાજે છે. હિંદુમતે વિશ્વનો સર્જનહાર પરમાત્મા છે. એની ઇચ્છાથી જે કંઈ થાય છે. એની ઇચ્છા વિનાં પાંદુ પણ હાલતું નથી : સર્વનો કર્તાહર્તા ઈશ્વર છે. જૈનમતે જગત અનાદિ-અનંત છે. એનો કોઈ સર્જનહાર નથી. ખાણમાં માટી અને સોનું સંયુક્ત પણ અનાદિકાળથી રહેલાં છે અને ભઠ્ઠીમાં તપાવ્યા પછી માટી અને સોનું જુદા પાડી શકાય છે તેમ જીવાત્મા અનાદિકાળથી કર્મ પડલથી લેપાયેલો છે અને તપરૂપી ભઠ્ઠીમાં તપાવ્યા પછી તે કર્મ રહિત બની પોતાનું મૂળ શુદ્ધ સ્વરૂપ–અનંત દર્શન, અનંતજ્ઞાન અને અનંત ચારિત્ર્યમય સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે. બીજી રીતે કહીએ તો હિંદુધર્મ ઈશ્વરવાદી છે. જૈનધર્મ અનિશ્વરવાદી છે. છતાં બંને ઈશ્વરમાં-પરમાત્મામાં માને છે. બંને 'આત્મા સો પરમાત્મા'માં માને છે. બંને આસ્તિક દર્શનો છે. અનિશ્વરવાદી હોવા છતાં જૈનદર્શન પણ એક રીતે ઈશ્વરવાદી જે, પણ તે વીતરાગ દશાને પામેલા માનવ આત્મામાંથી બનેલા પરમાત્મામાં–ઈશ્વરમાં માને છે.

હિંદુ તેમજ જૈન બંને મતો મનુષ્ય જન્મની મહત્તા દર્શાવે છે. જૈન મતમાં દશદૃષ્ટાંતે દુર્લભ મનુષ્ય જન્મ કહ્યો છે. હિંદુમતમાં વૈકુંઠના જોઈએ 'વ્રજ મને વહાલું રે' જણાવ્યું છે. જૈનમતે દેવપણા કરતાં મનુષ્ય પણ કિંમતી ગણ્યું છે. હિંદુમતે પરમાત્મા કરતાં ભક્ત બનવામાં અધિકતા માની છે. ભક્તની ભક્તિ જોઈ પરમાત્મા પોતે ભક્ત પાસે દોડી આવે છે. ભક્તની ચિંતા ભગવાનને છે. ભક્તિનો એ પરમ મહિમા છે. જૈન ધર્મમાં પણ ભક્તિનો મહિમા ગાયો છે પણ તે જુદી રીતે.

સંસારી જીવની ચાર ગતિ કહી છે (૧) નારકી (૨) તીર્યંચ (૩) દેવ અને (૪) મનુષ્ય નારકી ગતિ સૌથી અધમ છે તે પછી તીર્યંચ ગતિ (જીવ-જંતુઓ પશુ પક્ષી આદિની) આવે છે તે પછી દેવગતિનું સ્થાન છે મનુષ્ય ગતિ સર્વશ્રેષ્ઠ ગનાય છે મનુષ્યગતિ સર્વશ્રેષ્ઠ શાથી? કોનો વૈભવ વધારે-સ્વર્ગના દેવનો કે પૃથ્વીના માનવીનો? પૃથ્વીના ચક્રવર્તી કરતા પણ એક સામાન્ય સ્વર્ગના દેવની ભૌતિક સુખસંપત્તિ અનેક ઘણી વધી જાય છે—અનંત ઘણી છે સામાન્ય માનવ એ સુખસંપત્તિની અપેક્ષા સેવે છે દેવને ગર્ભમાંથી ઉત્પન્ન થવું પડતું નથી તે ફૂલની શૈયામાં આપોઆપ જન્મ લે છે તે સદા યૌવન અનુભવે છે રંગરાગ અને આનંદ-પ્રમોદમાં તે ચકચૂર રહે છે તેને કદી કોઈ રોગ થતો નથી મનુષ્ય સ્ત્રી કરતા ત્યાં અનેક ઘણી સૌન્દર્યવતી દેવીઓ હોય છે ત્યાંનો દિવસ પૃથ્વીના દિવસ કરતા અનેક ઘણો લાંબો હોય છે દેવનું આયુષ્ય અસંખ્ય વર્ષોનું-'પલ્યોપમ' અને 'સાગરોપમ'નું હોય છે દેવને અન્નસમસ્યા નથી ઇચ્છા થતા ઇચ્છિત ભોજન-ની તેને તૃપ્તિ થાય છે તેના વસ્ત્રો અને અલંકારો કિંમતી અને વૈભવયુક્ત હોય છે તેના વૈભવનો પાર હોતો નથી. ભૌતિક સુખની દૃષ્ટિએ સ્વર્ગના દેવો જેવું કોઈ બીજું સુખી નથી 'અનુત્તર' વિમાનના 'લવસત્તમા' દેવો સૌથી પરમ સુખી હોય છે અને પ્રાયે તે બીજે જ ભવે મોક્ષ પામનારા હોય છે સોનાના હીરામોતી જડિત સુવર્ણ પલંગમાં તે જન્મ લે છે એ પલંગની છતમાં મણુ મણુથી અધિક વજનના મોતીઓના ઝુમ્મરો લટકતા હોય છે અને તેઓ એક બીજા સાથે અથડાઈને સુમધુર કર્ણપ્રિય સંગીત સંભળાવે છે જેના મધુર આનંદમાં એ અનુત્તરવાસી દેવોનો સમય અત્યંત આનંદમાં પસાર થાય છે સ્વર્ગના દેવોની રિદ્ધિસિદ્ધિના રોમાંચક વર્ણનો જૈન શાસ્ત્રોમાં જોવા મળે છે અઢળક ભૌતિક સંપત્તિ અઢળક ભૌતિક આનંદ એ સ્વર્ગનું એક વિશિષ્ટ લક્ષણ છે.

આ સાથે સરખાવતા મનુષ્યનું સુખ-મનુષ્યની ભૌતિક રિદ્ધિસિદ્ધિ કાંઈ વિસાતમાં નથી મનુષ્યને સ્ત્રીની કુક્ષિમાં જન્મ ધારણ કરવો પડે છે આ જીવાત્મા અમન તો એક અણુ રૂપે સ્ત્રીના ગર્ભસ્થાનમાં ઉત્પન્ન થાય છે. વીજળીની ઝગહળતી ગરમ ભઠ્ઠી કરતા પણ વધુ ગરમી ધારણ કરતી સ્ત્રીની કુક્ષિમા આત્માના અણુને રોકાવું પડે છે ધીરે ધીરે તે ત્યાં દેહ ધારણ કરે છે શ્રી રમણભાઈ નીલકંઠ રાઈના પર્વતમાં કહે છે તેમ

આત્મા શોણિત માંસ અસ્થિની ગુફા અંધારી તેમાં પૂર્યો,<br>
ઉત્સાહી અભિલાષ દુર્લભ ઘણા સંસાર તેથી ભર્યો,

રોકાયા પુરૂષાર્થ કારણ અને કાર્યોતણી બેડીથી,
ઘેરાઈ સઘળે અગમ્ય ઘટના સંકલ્પ થ ભાવતી

માતાની કુક્ષિમા નવમાસ પૂર્ણ થયે મનુષ્ય સ્રીયોની દ્વારા સ્રી યા પુરૂપ રૂપે અવતાર ધારણ કરે છે જન્મ સમયે તેને અનેક કષ્ટોમાથી પસાર થવુ પડે છે સ્વર્ગના દેવોની સરખામણીમા એની જન્મ ધારણ કરવાની પ્રક્રિયા જ કેવી આઘાતજનક લાગે છે જન્મ સાથે જ વૃધ્ધિત્વ અને મૃત્યુ તેના માટે નિર્માયના જ હોય છે જન્મથી જીવનના અંત સુધી તેને અનેક નાના મોટા રોગના ભોગ બનવુ પડે છે મનુષ્ય જીવનમા અનેક સુખ દુ ખના અનુભવો કરવાના હોય છે. મનુષ્ય જીવન ટૂકુ અને ક્ષણભંગુર છે

'पुर्व्वाह्ले जे दिट्ठा ते अवराह्ले न दीसन्ति'

આમ છતા દેવ કરતા મનુષ્ય જન્મ સર્વોત્તમ ગણાય છે

જૈનદર્શનમા શરીર ચાર પ્રકારના મનાય છે (૧) આહારક, (૨) વૈક્રિય (૩) તૈજસ્ અને (૪) કાર્મન્ દેવો વૈક્રિય શરીર ધરાવે છે મનુષ્ય આહારક શરીર ધરાવે છે તૈજસ્ અને કાર્મન્ શરીર પ્રત્યે પ્રત્યેક જીવાત્મા સાથે સંકળાયેલુ હોય છે વૈક્રિય શરીરધારી દેવો મુક્તિ મેળવી શકતા નથી મુક્તિતો કેવળ આહારક શરીરધારી માનવી જ પ્રાપ્ત કરી શકે છે શુદ્ધ સંયમધારી પવિત્ર માનવનુ શરીર આ કારણે વંદનીય પણ બને છે જે માનવશરીર રૂધિર, માસ અને અસ્થિથી ભરેલુ છે, જેના નવ દ્વારો સ્થાનો (સ્રીની દૃષ્ટિએ અગિયાર) અશુચિથી ભરેના છે, જેમા આરોગેના મિષ્ટ અને સુગંધી ખાદ્યપદાર્થો આદિ બાર કે ચોવીસ કલાકમા દુર્ગંધી મળમૂત્રમા પલટાઈ જાય છે એ મનુષ્યનુ આહારક શરીર કોઈ શુદ્ધ સંયમના બળે વંદનીય પણ બને છે આનુ કારણ શુ ? દેવગતિ ગમે તેટની ભૌતિક સુખસંપત્તિથી ભરપૂર હોવા છતા ત્યા ધર્મકરણી કે પુણ્યકરણી માત્ર અંપ પ્રમાણમા જ સાધી શકાય છે આત્માની મુક્તિ માટે જે વિપુલ ધર્મકરણી પુણ્યકરણી કરવાની હોય છે તે મનુષ્યભવમા જ શક્ય છે અને તે માત્ર મનુષ્યના આહારક શરીર દ્વારા જ મનુષ્યજીવન ટૂકુ અને ક્ષણભંગુર હોવા છતા એ ટૂંક સમયમા જે ધર્મ-આરાધના શક્ય છે તે દેવોના પલ્યોપમના અને સાગરોપમના આયુષ્યમા પણ શક્ય નથી

એ ધર્મકરણી કઈ? આ સમજવા માટે જૈન ધર્મના મૂળભૂત નવતત્ત્વો જાણવાં જરૂરી છે.

जीवाजीवापुण्णपावासवसंवरो य निज्जरणा ।
बंधो मुक्खो य तहा नवतत्ता हुन्तिणायव्वा ॥

(૧) જીવ (૨) અજીવ (૩) પાપ (૪) પુણ્ય (૫) આશ્રવ (૬) સંવર (૭) નિર્જરા (૮) બંધ અને (૯) મોક્ષ. આત્મસ્વરૂપ સમજવા માટે સૌ પ્રથમ આત્મા–જીવને ઓળખવો આવશ્યક છે. 'Know Thyself.' આત્માને ઓળખવા માટે પુદ્ગળ (Matter)–અજીવ દ્રવ્યોને પિછાનવા જરૂરી છે. મનુષ્યશરીરસહિત જગતના સર્વ ભૌતિક પદાર્થો અજીવ છે. જીવનું–આત્માનું લક્ષણ 'ચેતના' છે. અજીવ પુદ્ગલનું લક્ષણ 'અચેતનપણું' છે. આત્મા અને શરીર એ પૃથગ્ પૃથગ્ દ્રવ્યો છે. આત્મા અને શરીર એક નહિ પણ એક બીજાથી તદ્દન ભિન્ન છે. કેદખાનામાં પૂરાયેલો કેદી તેના પગમાં અને હાથમાં જડાયેલી બેડીઓ કરતાં તદ્દન ભિન્ન છે. તેમ શરીરના પાંજરામાં પૂરાએલો આત્મા શરીરથી તદ્દન ભિન્ન છે. શરીર અને આત્માનું આ ભિન્નત્વ સમજાયા પછી આત્માની મુક્તિ માટેનો વિચાર જરા વધુ સરલ બનશે. શરીર એ અમુક પ્રકારના કર્મનું પરિણામ છે. અત્રે એ કર્મનો સિદ્ધાંત સમજી લેવો એ પણ અગત્યનું છે.

જૈનદર્શનમાં કર્મ મુખ્ય આઠ પ્રકારનાં કહ્યાં છે. (૧) દર્શનાવરણીય (૨) જ્ઞાનાવરણીય (૩) મોહનીય (૪) વેદનીય (૫) અંતરાય (૬) નામ (૭) ગોત્ર અને (૮) આયુષ્ય.

સ્વભાવે દર્શનજ્ઞાનચારિત્રમય શુદ્ધ આત્મા અનાદિકાળથી આઠ કર્મનાં પડળો–આવરણોથી ઢંકાયલો છે. તેના અનંત દર્શન, અનંત જ્ઞાન અને અનંત ચારિત્ર આ કર્મના પડલોથી દબાઈ ગયેલાં છે. મુક્તાત્મા જેવી જ શક્તિવાળો આ સંસારી આત્મા એ કર્મનાં પડળોના આવરણનીચે શોચનીય દશા અનુભવી રહ્યો છે. દર્શનાવરણીય કર્મનાં પડળો તેનાં અનંત દર્શન (Vision) ને સુષુપ્ત દશામાં જ રાખે છે. તે જ પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મના પડળો તેને અજ્ઞાત અવસ્થામાં જ રાખે છે. મોહનીય કર્મના પરમાણુઓ તેને મોહપાસમાં–વિષયવાસનામાં જકડી દે છે. વેદનીય કર્મના પરમાણુઓ તેને અનેક પ્રકારની વેદનાઓનો અનુભવ કરાવે છે. અંતરાય કર્મના પરમાણુઓ તેને અનેક અનેક પ્રકારનાં સુખથી વંચિત રાખે છે. પ્રત્યેક જીવને–આત્માને તેનાં નામ અને ગોત્ર પણ અમુક પ્રકા-

રના કર્મના પરમાણુઓના કારણે જ પ્રાપ્ત થાય છે આયુષ્ય એ પણ એક પ્રકારનું કર્મ છે. પ્રત્યેક આત્માનું પ્રત્યેક ભવનું આયુષ્ય તેના કર્માનુસાર નિશ્ચિત હોય છે. માનવી તેના સમગ્ર જીવનના પ્રથમ ચોથા ભાગમાં અથવા દ્વિતીય, તૃતીય કે ચતુર્થ ભાગમાં તેના પછીના જીવનનું આયુષ્ય બાંધે છે. એમ ન બને તો છેવટે જીવનના છેલ્લા કલાકમાં અથવા છેલ્લા કલાકના છેલ્લા ચોથા ભાગમાં તેના આગામી જીવનનું આયુષ્ય બંધાય છે—નક્કી થાય છે. આમ આયુષ્ય એ પણ કર્મનો એક પ્રકાર છે.

આ આઠે કર્મના પાછા અનેક પેટા વિભાગો છે જેને કર્મપ્રકૃતિઓ કહેવામાં આવે છે.[૩]

પોતાનાં સારાં નરસાં કાર્યોનાં પાપ–પુણ્યનાં પરિણામે આત્મા વિવિધ કર્મો બાંધે છે અને એ કર્મબંધનમાંથી મુક્ત થવા તેને એ સર્વકર્મનો ક્ષય કરવાનો હોય છે. આમ જીવ અને અજીવ તથા પાપ અને પુણ્યના મૂળભૂત તત્ત્વો સમજ્યા પછી આત્માએ બંધ તત્ત્વ અને મોક્ષ તત્ત્વનો વિચાર કરવાનો છે. પાપથી અશુભ કર્મ બંધાય છે. પુણ્યથી શુભ કર્મ બંધાય છે. પણ આત્માએ અંતે તો શુભાશુભ સર્વ કર્મનો નાશ કરી મોક્ષ મેળવવાનો છે. જ્યાં સુધી આત્મા એ સ્થિતિએ ન પહોંચે ત્યાં સુધી તેણે પાપ કાર્યો કરતાં પુણ્ય કાર્યો કરવા તરફ વિશેષ ધ્યાન આપવાનું હોય છે. આત્મામાં કર્મો લાવનાર તત્ત્વ 'આશ્રવ' (Influx of Karma) કહેવાય છે. અને આત્મામાં કર્મને આવતાં રોકનાર કર્મ 'સંવર' તત્ત્વ કહેવાય છે. એ આત્મામાં આવતાં કર્મોને રોકે છે. જેમ કોઈ જળાશયને દ્વાર હોય અને દ્વાર ખોલતાં બહારનું જલ અંદર દાખલ થઈ જાય છે તેમ 'આશ્રવ' દ્વારા કર્મો આત્મામાં દાખલ થાય છે. અને જેમ દ્વાર બંધ કરતાં બહારથી આવતું જળ બંધ થઈ જાય છે તેમ 'સંવર' તત્ત્વ આત્મામાં દાખલ થતાં કર્મોને રોકી દે છે. હવે પ્રશ્ન રહે છે આત્માને અનાદિથી વળગી રહેલાં કર્મોનો. આ કર્મોમાં કેટલાંક 'ધાતી' કર્મો 'તપ' આદિથી 'નિર્જરા' થી નષ્ટ કરી શકાય છે. જ્યારે કેટલાક 'અધાતી' કર્મો ભોગવ્યે જ છૂટકો છે. એ ભોગવ્યા પછી જ તેનો નાશ થાય છે. ધાતી કર્મોનો નાશ કરવા માટે 'નિર્જરા' તત્ત્વ યાને તપ અતિ અગત્યની વસ્તુ છે. આથી જ આંગ્લ લેખિકા શ્રીમતી આર. એસ. સ્ટીવન્સને પોતાના 'Heart of Jainism' માં કહ્યું છે તેમ "Tapa is

the key-word of Jainism' જૈનદર્શનમા તપના પણ બે પ્રકાર જણાવ્યા છે (૧) બાહ્ય અને (૨) અભ્યતર એ દરેકના પણ છ છ પ્રકાર છે

બાહ્યના ૬ પ્રકાર (૧) અનશન (૨) ઉણોદરી (૩) વૃત્તિસક્ષેપ (૪) રસત્યાગ (૫) કાયકલેશ અને (૬) સલીનતા

'અનશન' એટલે ઉપવાસ (fasts) 'આહાર કરવો' એ શુદ્ધ આત્માનુ લક્ષણ નથી શુદ્ધ આત્મા અનાહારી છે આ અનાહારી ગુણ કેળવવા માટે ઉપવાસ જરૂરી છે એક ઉપવાસ, છઠ્ઠ (બે ઉપવાસ), અઠ્ઠમ (ત્રણ ઉપવાસ), અઠ્ઠાઈ (આઠ ઉપવાસ) પાસક્ષમણ (૧૫ દર ઉપવાસ) માસક્ષમણ (મહિનાના ઉપવાસ) આદિ અનેક પ્રકારના ઉપવાસના વિધાનો છે એકથી છ માસ સુધીના ઉપવાસ કર્યાના દાખલાઓ ઇતિહાસમા નોધાયા છે ખુદ મહાવીર ભગવાને માસક્ષમણના પારણે માસક્ષમણ કર્યાનો ઉલ્લેખ છે આદિનાથ ભગવાને તો 'વર્ષીતપ' વર્ષના બાર-માસના ઉપવાસ કર્યાનુ ઇતિહાસ નોધે છે ઉપવાસ ઉપરાત 'આયબિલ' ઘપ એ કર્મનિર્જરાનુ એક બીજુ શ્રેષ્ઠ તપ ગણાય છે ઘી, ગોળ, ખાડ, તેલ, દૂધ, દહી, તેલ, મરચા ઇત્યાદિ પદાર્થો રહિત કેવળ લુખ્ખો-આફેળો આહાર તે પણ દિવસમા ફક્ત એક જ વાર બેસીને જમવાનુ (રાત્રિએ નહિ) અને પાણીમા ઉકાળેલુ (હારેલુ) પાણી સૂર્યાસ્ત સુધીમા પીવાનુ તે 'આયબિલ' 'पन्त लूहं च सेवती वीरा समत्तदंसिणो।' (આચારાગ સૂત્ર) આવા આયબિલો વારવાર અને અનેકની સખ્યામા થાય છે એક ઉપવાસ એક આયબિલ એમ તપની પરપરા ચાલે છે આસો અને ચૈત્ર માસની 'ઓળી' મા નવ નવ આયબિલની તપશ્ચર્યા થાય છે 'વર્ધમાન તપ આયબિલની ઓળી' થાય છે જેમા ઉપવાસ અને આયબિલની વિવિધ ગોઠવણી છે કર્મની નિર્જરા કરવાનુ આ અનુપમ સાધન મનાય છે જેનો આ તપશ્ચર્યા કરવા-કરાવવાના પુણ્ય કાર્યમા ઉદાર હાથે દાન આપે છે सिरिसिरिवालकहा (રત્નશેખરસૂરિકૃત શ્રી શ્રીપાલ કથા) આ આયબિલ તપની મહત્તા વર્ણવતો સુદર ચરિત્રગ્રથ છે તેમા આયબિલ તપના વિધિવિધાન સુદર રીતે આલેખેલા છે ઉદાહરણ સહિત આયબિલ તપશ્ચર્યાની મહત્તા સમજવા માટે એ સુદર ચરિત્ર છે જૈન આગમોમા પણ ઉપવાસ આયબિલ આદિ તપોના વિવિધ સ્વરૂપો આલેખેલા છે અને કર્મની નિર્જરા માટે જૈનમુનિઓ અને ગૃહસ્થોએ એ તપોની આરાધના કર્યાના દૃષ્ટાતો મળી આવે છે આજે પણ ઉપવાસ અને આયબિલ તપની આરાધના વિવિધસ્વરૂપે થાય છે.

'ઉણોદરિ' પણ નોંધપાત્ર છે. તંદુરસ્તીની દૃષ્ટિએ તેમજ વર્તમાન અન્ન કટોકટિની દૃષ્ટિએ તેનું મહત્ત્વ છે. ભૂખ કરતાં એક બે કોળિયા ઓછા ખાવા તેનું નામ 'ઉણોદરિ.' કર્મનિર્જરા તેમજ શરીરસ્વાસ્થ્યની દૃષ્ટિએ આ અતિ ઉપયોગી વસ્તુ છે.

'વૃત્તિસંક્ષેપ' એ પણ બાહ્યતપ ગણાય છે. માનવીના હૃદયમાં અનેક પ્રકારની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. એ વૃત્તિઓને બને તેટલી ઓછી કરી નાખવી એ 'વૃત્તિસંક્ષેપ' કહેવાય છે.

'રસત્યાગ'=રસનો ત્યાગ, 'રસના' સ્વાદ એ એક એવી વસ્તુ છે જેને જીતવી મુશ્કેલ છે. રસના જીતી તેણે સઘળું જીત્યું. રસવૃત્તિ ઉપર જે કાબુ મેળવે છે તેને બીજી વસ્તુઓ ઉપર કાબુ મેળવવો સરલ થઈ જાય છે.

'કાયક્લેશ'. આ શરીર આત્મા નથી, આત્માને વળગેલું પુદ્ગલ છે. આત્માએ અંતે તો શરીરનો ત્યાગ જ કરવાનો છે. આત્મા અને શરીર જુદા છે એ ભાવ કેળવવા માટે કાયાને કષ્ટ આપવું જરૂરી છે. આથી જૈન મુનિઓ પગે ચાલીને વિહાર કરે છે. જૈન મુનિઓ માથાના વાળનો લોચ કરાવે છે એ આ 'કાયાક્લેશ'નું ઉદ્દામ દૃષ્ટાંત છે. શરીરને થતી પીડા કાયાને થાય છે—આત્માને નહિ. આત્માને એની સાથે લેવા દેવા નથી, આત્મા શરીરથી તદ્દન ભિન્ન છે એ ભાવ કેળવવા માટે આ વિધાન છે.

'સંલીનતા' શરીરના અવયવોને ગોપવી રાખવા—તેના ઉપર કાબુ રાખવો તે સંલીનતા. શરીરના અવયવો એ કાંઈ પ્રદર્શનની વસ્તુ નથી. એમને ગોપવી રાખવા એ જ આત્મોન્નતિનો ઉપાય છે.

આ ૭ બાહ્ય તપ કરતાં પણ ૭ અભ્યંતર તપ વિશેષ કલ્યાણકારી છે. (૧) પ્રાયશ્ચિત (૨) વિનય (૩) વૈયાવૃત્ય—સેવા ચાકરી (૪) સ્વાધ્યાય (૫) ધ્યાન (૬) કાયોત્સર્ગ. કઠીન કર્મોની નિર્જરા માટે અભ્યંતર તપ અગત્યની વસ્તુ છે.

'પ્રાયશ્ચિત' (confession : repentance of sins) એ કર્મનાશનું મુખ્ય સાધન છે.

'રે પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઊતર્યું છે.' કલાપીની આ ઉક્તિ તેનું મહત્ત્વ સ્પષ્ટ કરે છે. જૈનદર્શનમાં પ્રત્યેક માનવીને નીચેના અઢાર પાપો રોજ યાદ કરી તેનું પ્રાયશ્ચિત કરવાનું આવશ્યક માનવામાં આવ્યું છે. (૧) હિંસા (૨) જૂઠ (૩) ચોરી (૪) વિષયસેવન (૫) પરિ

(૬) ક્રોધ (૭) માન (૮) માયા (૯) લોભ (૧૦) રાગ (૧૧) દ્વેષ (૧૨) કલહ (૧૩) અભ્યાખ્યાન–આળ ચડાવવું (૧૪) પૈશુન્ય–ચાડીચુગલી (૧૫) રતિઅરતિ–કામભોગમાં તીવ્ર રમમાણતા અથવા તેના અભાવમાં થતી તીવ્ર ગ્લાનિ (૧૬) પરપરિવાદ–પરનિંદા (૧૭) માયામૃષાવાદ–કપટથી જૂઠું બોલવું અને (૧૮) મિથ્યાત્વશલ્ય–ખોટી માન્યતા રૂપી કાંટાને–અસત્ માર્ગનો ત્યાગ. આત્મશુદ્ધિ માટે આત્મ સંશોધનની આ કેટલી સુંદર પ્રક્રિયા છે. તદુપરાંત દર ૫ દર દિવસે અને દર ચાર માસે માનવીએ પોતે આચરેલા પાપોનું પ્રાયશ્ચિત કરવાનુ આવશ્યક છે. નાના મોટા સર્વ પાપોનું તે વખતે 'અતિચાર'ના પાઠ દ્વારા પ્રાયશ્ચિત થાય છે. 'સંવત્સરી' એ પ્રાયશ્ચિત માટેનું જૈનોનુ સર્વશ્રેષ્ટ વાર્ષિક ધાર્મિક પર્વ છે. આ દિવસો પ્રત્યેક માનવીએ આખાએ વર્ષ દરમિયાન આચરેલાં નાનાં મોટાં સર્વ પાપોનું મન વચન અને કાયાથી હાર્દિક પ્રાયશ્ચિત કરવાનું આવશ્યક મનાયું છે. 'ક્ષમાપના' (Forgive and forget) એ તે મહાપર્વનું હાર્દ છે.

'मित्ति मे सव्व भूएसु वेरं मज्झ ण केणइ'

'સર્વ જીવો સાથે મૈત્રી–કોઈના પ્રત્યે વેર નહિ' એ અપૂર્વ ભાવના કેળવવા માટેનું એ પર્વ છે.

'खामेमि सव्वे जीवा सव्वे जीवा खमन्तु मे' 'હું સર્વ જીવોને ક્ષમા આપું છું. સર્વ જીવો મને ક્ષમા આપો' એ પવિત્ર ક્ષમાયાચના એ દિવસે થાય છે. क्षमा वीरस्य भूषणं.. ક્ષમાપના એ કર્મનિર્જરાનું અગત્યનું સાધન છે. કર્મ આવવાના મુખ્ય ચાર કારણો છે. (૧) મિથ્યાત્વ (૨) અવિરતિ (૩) કષાય અને (૪) યોગ. અસત્ માર્ગ, સંયમનો અભાવ, કામ, ક્રોધ, લોભ અને માન, રાગ દ્વેષ આ બધા કષાયો કર્મબંધનનું કારણ છે. એ આંતરિક રિપુઓ છે. તેની સામે આત્માએ યુદ્ધ કરવાનું છે. ''अप्पणा चेव जुज्झाहि किं ते जुज्झेण बज्झओ'' (આચારાંગ સૂત્ર). એ કષાયો થઈ ગયા હોય તો તે માટે પ્રાયશ્ચિત કરવું જેથી કરેલાં કર્મો પાતળાં પડે. આત્માને વિવિધ હિંસક પ્રવૃત્તિમાં રોકાયલો રાખવો તે યોગ. કર્મને લાવતા આ ચાર કારણોને દૂર કરી કર્મને રોકનાર ચાર શુભ ભાવનાઓ (૧) મૈત્રી (૨) પ્રમોદ (૩) કારુણ્ય અને (૪) માધ્યસ્થ એ ચાર ગુણો કેળવવા જોઈએ. જીવમાત્ર પ્રત્યે મૈત્રીભાવ, આત્માપગયણતામાં આનંદ, પ્રાણીમાત્ર પ્રત્યે કરુણા ભાવ દયા અને સર્વ પ્રત્યે તટસ્થ ભાવ આ ચાર ગુણો કર્મનો નાશ કરવામાં

મદદરૂપ બને છે પ્રાયશ્ચિતનુ મહત્ત્વ સમજતા તેનાથી કેળવાતા ગુણોનુ દર્શન પણ કર્યું

'વિનય' (Discipline) પણ અભ્યતર તપ છે સર્વ ગુણાણ મૂળો વિનયો। 'વિનય' સર્વ ગુણોનુ મૂળ છે જ્ઞાન પ્રાપ્તિમા તેમજ જીવનની દરેક પ્રવૃત્તિમા 'વિનય' ગુણ અતિ ઉપયોગી છે અને તેથી જ તેને અભ્યતર તપની કોટિમા મૂક્યો છે

વૈયાવૃત્ય–સેવા ચાકરી માદા, સ તો, માનવો, પ્રાણીઓ આદિની સેવા સુશ્રુષા કરવી એ પણ આતરિક તપ છે

'ધ્યાન' (Meditation) પરમાત્માનુ ધ્યાન ધરવુ–તેનુ રટણ કરવુ એ પણ આતરિક તપ ગણાય છે

'કાયોત્સર્ગ' શરીરનો ત્યાગ કરી આત્મધ્યાનમા લીન થવુ–શરીર મારુ નથી એ ભાવના રાખી મહાત્માઓનુ રટણ કરવુ એ 'કાયોત્સર્ગ' આતરિક તપનો છઠ્ઠો–છેલ્લો પ્રકાર છે

'નિર્જરા' યાને તપથી કર્મનાશના પરિણામે આત્માને સર્વ કર્મ બધનથી મુક્ત કરી શકાય છે અને સર્વકર્મથી મુક્ત આત્મા મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે

આ કર્મમુક્તિ માટે 'ચૌદ ગુણ સ્થાનક'ની યોજના છે દાદરના પગથિયાની માફક આત્મા ક્રમે ક્રમે વિવિધ ગુણપ્રાપ્તિની કક્ષાએ પહોચે છે અને અ તે સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કરે છે આ પ્રક્રિયા ધીમી પણ હોય અને ઝડપી પણ હોય ઝડપી પ્રક્રિયા સાધનાર આત્મા 'ક્ષપકશ્રેણી' આરભે છે અને અ પ સમયમા સર્વઘાતી કર્મોનો નાશ કરી કેવળદર્શન અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે આવા આત્માઓમાથી અમુક આત્માઓ જગતના ઉદ્ધાર અર્થે ધર્મની સ્થાપના કરે છે અને 'તીર્થંકર' કહેવાય છે આયુષ્ય પૂર્ણ થયે એ આત્મા ક્ષણ માત્રમા અઘાતી કર્મોનો પણ નાશ કરી, શરીરનો ત્યાગ કરી, અવ્યાબાધ અન ત નિરાબાધિત સુખ–મોક્ષ સુખ પ્રાપ્ત કરે છે

તીર્થંકરોએ જગતકલ્યાણ માટે પ્રરૂપેલો માર્ગ બે પ્રકારનો છે (૧) સાધુધર્મ અને (૨) ગૃહસ્થધર્મ

સ સારનો ત્યાગ કરી જે માનવી સાધુપણુ–સયમ સ્વીકારે છે તે પાચ મહાવ્રતો (૧) પ્રાણાતિપાત વિરમણ (૨) મૃષાવાદ વિરમણ (૩

અદત્તાદાન વિરમણ (૪) મૈથુન વિરમણ અને (૫) પરિગ્રહ વિરમણ[૪] સ્વીકારે છે અને આજીવન તેનું પરિપાલન કરે છે. પરિણામે સર્વકર્મક્ષય કરી તે મોક્ષ સુખ પામવાનો અધિકારી બને છે.

સંસારત્યાગ નહિ કરી શકનાર ગૃહસ્થ માટે એ પાંચ અનુવ્રતો કહેવાય છે. એના પાલનની કક્ષામાં માત્ર થોડો ફરક છે–there is difference of degree not of kind. બાકી સ્વરૂપ બંનેના સરખાં છે.

આ પાંચ ઉપરાત ગૃહસ્થને માટે બીજાં ત્રણ શિક્ષાવ્રતો અને ચાર ગુણવ્રતો છે. બધાં મળીને ગૃહસ્થનાં બાર વ્રતો કહેવાય છે.

પાંચ અનુવ્રત—ઉપર પ્રમાણે.

ત્રણ શિક્ષાવ્રત—(૧) અનર્થદંડ વિરમણ (૨) દિગ્પરિમાણવ્રત અને (૩) ભોગોપભોગ પરિમાણવ્રત.

અનર્થદંડ—વિના કારણે જેનાથી કર્મ બંધાય તે અનર્થ દંડ કહેવાય છે. એક આખું નગર હોય અને તેના ઉપર કોઈ ડાકુ બંદૂક તાકે તો આખું ગામ ભયત્રસ્ત બને છે પણ જો ડાકુ એમ કહે કે અમુક માણસનું જ ખૂન કરવાનું છે તો તે એક સિવાય બધા ભયરહિત બને છે. તે પ્રમાણે માનવી અમુક વસ્તુ અમુક પ્રમાણમાં વાપરવાનો છે એમ જાહેર કરે તો બાકીની સર્વ વસ્તુઓને તેનાથી અભય મળે છે. (દા. ત. અનાજ, શાકભાજી, ફળફળાદિ, પાણી વગેરે.)

દિગ્પરિમાણ—માણસ જાહેર કરે કે તે અમુક પ્રદેશમાં જ હરવા ફરવાનો છે તો એ પ્રદેશ સિવાયના સર્વ પ્રદેશના જીવોને તેના તરફથી અભય મળે છે. આજકાલ વિમાનોના અકસ્માતો થતાં અમુક પ્રદેશમાં જ હરવા ફરવા માટેનું આ વ્રત વિચારવા જેવું છે. કેટલીક વખત આ વ્રતથી કદાચ એ જીવલેણ અકસ્માતમાંથી પણ બચી જાય.

ભોગપભોગ પરિમાણ—એક વખત ભોગવવાની વસ્તુ ' ભોગ ', અને ફરીને અનેક વખત ભોગવવાની વસ્તુ ' ઉપભોગ '. આ ભોગ અને ' ઉપભોગ ' ની વસ્તુઓનું પણ પરિમાણ નક્કી કરવાથી ઘણા જીવોને અભય આપી શકાય છે.

---

૪. વિસ્તૃત સમજ માટે જુઓ ' દશવૈકાલિક ' આદિસૂત્રો.

આ બધા માટે 'ચૌદ નિયમો ધારવા' ની પ્રથા જાણીતી છે

ચાર ગુણવ્રત —(૧) સમ્યક્ત્વ (૨) દેશાવગાસિક (૩) પૌષધ અને (૪) અતિથિસ વિભાગ

સમ્યક્ત્વ इतो राग महाम्बेधि इतो द्वेष दवानल । यरतयोर्मध्यम् पन्था तत्साम्य परिकीर्तित ।। એક બાજુ રાગરૂપી ભયંકર સમુદ્ર છે બીજી બાજુ દ્વેષરૂપી દાવાનળ છે તે બન્ને વચ્ચેના જે સમતાનો માર્ગ તે સમકિત યાને સમ્યક્ત્વ

દેશાવગાસિક એક સ્થળે બેસીને ૪૮ મિનિટનુ એક એવા અનેક સામાયિક કરવા તે દેશાવગાસિક

પૌષધ બાર કલાક કે ચોવીસ કલાક ઉપાશ્રયમા રહીને સાધુના જેવુ જીવન જીવવુ તે પૌષધ

અતિથિસ વિભાગ સુપાત્રે દાન કરવુ તે

કવિ ઋષભદાસની 'સ્થૂનિભદ્ર સઝ્ઝાય'મા સ્થૂલિભદ્ર અને કોશ્યાના સવાદના અતે સ્થૂલિભદ્ર કહે છે

"મોકલ્યા તો મારગમા હિમળિયા જો,
સભૂતિ આચાર જ જ્ઞાને બળિયાજો,
**સયમ દીધુ સમકિત** તેને શીખવ્યુ જો"
જેના જવાબમા કોશ્યા સ્થૂલિભદ્રને કહે છે–
"શીખ યુ તો કહી દેખાડો અમને જો
ધર્મ કરતા પુણ્ય વડેરૂ તમને જો"
આના જવાબમા સ્થૂલિભદ્ર કહે છે
"વદે મુનિવર શ ભનો પરિહાર જો
સમકિત મૂળે શ્રાવકના વ્રત બાર જો
પ્રાણાતિ પાતાદિક સ્થૂળ ઉચ્ચરે જો"

આમ મુનિના પાચ મહાવ્રતો ગૃહસ્થ માટે સ્થૂળ યાને પાચ અનુવ્રતો છે અને ઉપર જણાવ્યા પ્રમાણે ગૃહસ્થના કુલ બાર વ્રતો છે

મોક્ષની સાધના માટે આ મહાવ્રતો અને અનુવ્રતો અતિઆવશ્યક છે તેના પ્રતાપે જીવ આત્મા મોડા યા વ્હેલા સર્વકર્મનો ક્ષય કરી અવ્યાબાધ અનત આનદમયી મોક્ષસુખ મેળવી શકે છે

જ્ઞાની આત્મા દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય એ રત્નત્રયીના ગુણો કેળવી કર્મરહિત બની શકે છે જ્યારે અજ્ઞાની આત્મા પોતાની પાસે–પોત

રહેના એ ગુણોની પિછાનના અભાવે નવા નવા કર્મો બાધતો જાય છે અને સસારના ભવચક્રમા રખડ્યા કરે છે પ ડિત આત્મા જ્ઞાની જીવ આત્મ કલ્યાણ સાધે છે, બાળજીવ અજ્ઞાની આત્મા અનત સસારમા રખડ્યા કરે છે સમગ્ર કર્મનો ક્ષય કરી મોક્ષમા પહોચવાની તૈયારી કરતા કેટલાક જીવો આત્માઓ રજમાત્ર લવસત્તમ—પાચ સાત મીનીટના આયુષ્યના અભાવે અમુક અવાતી કર્મો નાશ કરી શકતા નથી તે આત્માઓ અનુત્તર વિમાનમા જન્મ ધારણ કરે છે અને ફરીથી મનુષ્ય જન્મ ધારણ કરી બીજે ભવે મોક્ષસુખ પ્રાપ્ત કરે છે એ આત્માઓને જો 'લવસત્તમ' જેટલુ માનવ આયુષ્ય વધુ મળ્યુ હોત તો એટલા સમયમા બાકી રહેલા સર્વકર્મનો નાશ કરી તેને તેજ ભવમા મોક્ષ મેળવી શક્યા હોત માનવ જન્મની આ મહત્તા છે સાધુ ધર્મ કે ગૃહસ્થધર્મ આરાધવાની સ્વર્ગલોકમા સ્થિતિ નથી એટલી લવસત્ત માદિ સર્વ દેવો હમેશા માનવજન્મની પ્રતીક્ષા કરતા હોય છે કારણ કે માનવજન્મ વિના મુક્તિ મેળવી શકાતી નથી સ્વર્ગ કરતા પણ માનવજન્મની મહત્તાનુ આ વિશિષ્ટ કારણ છે માનવજન્મમા જ માનવાત્મા પરમાત્મા બની શકે છે

હવે જૈન દર્શનના સ્યાદ્વાદ સિદ્ધાન્તનો સ્હેજ ખ્યાલ કરીએ કેટલાક અધ માનવીઓને આપણે એમ હાથીની પાસે લઈ જઈએ અને પૂછીએ કે હાથી કેવો છે ? જે હાથીના પગ આગળ જશે તે હાથી થાભના જેવો છે તેમ કહેશે, જે કાન આગળ જશે તે સુપડા જેવો છે તેમ કહેશે, જે સૂઢ આગળ જશે તે દોરડા જેવો છે તેમ કહેશે જે પૂછડા પાસે જશે તે પૂછડા જેવો છે તેમ કહેશે વાસ્તવમા આખે જોઈ શકનાર જ હાથીનુ સાચુ સ્વરૂપ શુ છે તે યથાર્થ રીતે કહી શકશે એમ જગતમા અનેક દર્શનો છે કોઈ સત્યનો અમુક અશ સમજાવશે ત્યારે કોઈ બીજો અશ પણ સત્યનુ સમગ્ર દર્શન તો કોઈ કેવળ જ્ઞાનીજ દર્શાવી શકે છે 'સપ્ત ન્યાય થી જાણીતા આ સિદ્ધાતની તાત્વિક ચર્ચામા આપણે અત્રે ઉતરતા નથી પરતુ અત્રે એ નોધવુ આવશ્યક છે કે સ્યાદ્વાદનો આ સિદ્ધાત જૈન દર્શનનુ વિશ્વસસ્કૃતિમા વિશિષ્ટ અર્પણ છે

# સાંખ્યપરંપરા અને તત્ત્વવિચાર

ડૉ. પિનાકિન્ ન. દવે

સાંખ્યદર્શન ભારતીય દર્શનોમાં કદાચ સહુથી પ્રાચીન છે. ન્યાય દર્શન અને અન્ય દર્શનોના ઉદ્‌ગમ પૂર્વે ભારતવર્ષમાં આ દર્શન ઘણું જાણીતું હતું. આ દર્શને ભારતીય તત્ત્વવિદ્યાને ઉત્તમ પ્રદાન કરેલું છે.

આ દર્શનમાં તત્ત્વોનો વિચાર યા સંશોધન કરેલ છે. આમ સંખ્યા સાથેના સંબંધને કારણે આ દર્શન સાંખ્ય કહેવાયું. 'ષડ્‌દર્શનસમુચ્ચય' માં સાંખ્ય શબ્દની વ્યુત્પત્તિ ભિન્ન રીતે આપેલી છે. તેમાં સાંખ્ય શબ્દને શાંખ્ય લઈ એમ કહેવામાં આવ્યું છે કે આદિ પુરુષ 'શંખ' ના નામ પરથી આ દર્શનનું નામ શાંખ્ય=સાંખ્ય પ્રસિદ્ધ બન્યું. આ બીજી વ્યુત્પત્તિ ભારતીય ટીકાકારોની કલ્પના જ જણાય છે. આ દર્શન ઘણા પ્રાચીન સમયથી સાંખ્ય નામે પ્રસિદ્ધ છે. અને તેના આદિ પુરુષનું નામ શંખ નહિ પણ કપિલ છે. મહાભારતના સમયથી તો આ વિખ્યાત છે જ. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં આનો નિર્દેશ જણાય છે. અને આથી તેને વિશે શંકાને સ્થાન નથી.

આ દર્શનનાં મૂળ છેક વેદમાં પડેલાં છે. 'द्वा सुपर्णा...' માં સ્પષ્ટ પણે દ્વૈતનો પુરસ્કાર છે, જે સાંખ્યનો પાયાનો સિદ્ધાંત છે. પછીના શ્વેતાશ્વતર ઉનિષદ્‌માં રૂપક દ્વારા અને મહાભારત, અહિર્બુધ્ન્ય સંહિતા તથા ચરક સંહિતામાં પણ સાંખ્યનું ઠીક આલેખન છે. પરંતુ આ ગ્રન્થો લખાયા તે સમયે તેના લેખક સામે સાંખ્યશાસ્ત્રનું વ્યવસ્થિત દર્શનલેખે

નિરૂપણ કરતો કોઈ ગ્રન્થ હતો કે કેમ તે વિવાદાસ્પદ છે. એ ગમ્ય છે કે તે કાળના જાણીતા ગ્રન્થો લુપ્ત થયા હોય

તત્ત્વસમાસ અને સાખ્યપ્રવચનસૂત્રને આપણે કપિલના કર્તૃત્વના જાણીએ છીએ, પરતુ પાશ્ચાત્ય વિદ્વાનો સાખ્યના આ બે પ્રસિદ્ધ ગ્રન્થોને સકારણ બહુ પ્રાચીન માનતા નથી ખાસ કરીને સાખ્યપ્રવચનસૂત્ર પ્રાચીન કૃતિ હોય તેમ જણાતુ નથી સૂત્રોમા તેની રચના થઈ હોવાને કારણે જ આ કૃતિને સૂત્રકાળમા મૂકી શકાય તેમ નથી છતા એક વાત સુનિશ્ચિત છે કે કપિન અને તેનુ દર્શન સાખ્ય, મહાભારતના રચના કાળ સમયે પ્રસિદ્ધ હતા જૈન તાર્કિક સિદ્ધસેન દિવાકર (વિક્રમાદિત્યના સમકાલીન) પણ 'काविल्म् दरसणम्' કહી સન્મતિ તર્કમા આ દર્શનનો ઉલ્લેખ કરે છે.

મહર્ષિ કપિલ, જેનુ નામ સાખ્યશાસ્ત્રના આદિ પુરૂષ તરીકે પ્રસિદ્ધ છે, તે પૌરાણિક વ્યક્તિ છે તેના જીવન અને દર્શન અગે મહાભારત અને પુરાણોમા ઉલ્લેખો સાપડે છે ભાગવત્ પુરાણની કથાનો થોડોક અશ જોઈએ

કપિલના પિતાનુ નામ કર્દમ અને માતાનુ નામ દેવહૂતિ હતુ. સો શરદ સુધી ભોગો ભોગવી જ્યારે કર્દમ વનમા જવા ઉદ્યત થયા ત્યારે દેવહૂતિએ મુખ નીચુ કરી, મણિની કાતિવાળા નખથી જમીન ખોતરતા અશ્રુથી વ્યાકુળ વાણીએ ત્રૂટક કહ્યુ "તમે વનમા જશો પછી મારા શોકમા વિસામારૂપ કોણ થશે? તમારી સાથેનો આટલો કાળ તો ભોગ-વિનાસમા જ ગાળ્યો ખરેખર! ભગવાને મને દૃઢ માયાથી છેતરી તમને મુક્તિ આપનાર (અપાવનાર) ને પતિરૂપે પામી અને છતા પણ બધન તો એમને એમ જ રહ્યા "

આ સાભળી કર્દમે કહ્યુ 'હે રાજપુત્રી! ખેદ કરીશ નહિ તારા ગર્ભથી અલ્પકાળમા સાક્ષાત્ ભગવાન ઉત્પન્ન થશે '

પછી ભગવાન મધુસૂદન કર્દમના વીર્યમા પ્રવેશ્યા ત્યારે આકાશમાં વાદ્યો વાગ્યા, ગધર્વોએ ગાન ગાયા અને અપ્સરાઓએ આનદનૃત્યો આદર્યા પછી ગર્ભમાં રહેલા વિષ્ણુની બ્રહ્માએ સ્તુતિ કરી સમય પ્રાપ્ત થતા ભગવાન પ્રગટ થયા અને કર્દમને કહ્યુ "મારો સાખ્યમાર્ગ કાળ જતા નષ્ટ થઈ ગયો છે તેની પ્રવૃત્તિ માટે મે આ દેહ ધારણ કર્યો છે"

અહી કપિલને વિષ્ણુનો અવતાર માની, ભારતીય પ્રણાલી અનુસાર તેમા દૈવી તત્ત્વનુ આરોપણ થયુ છે ભાગવતમા આ દર્શનનુ નિરૂપણ ઠીક ઠીક ઊડાણમા કર્યુ છે પરતુ તે સાખ્યને સેશ્વર આલેખે છે મહાભારતમા સાખ્યદર્શનને ચાર વ્યૂહો સાથે બધબેસતુ બતાવાયુ છે

ગૌડપાદ (સાખ્યકારિકાનો ટીકાકાર) આ મતથી જુદો પડે છે તેના મતે બ્રહ્માના સાત માનસપુત્રોએ આ દર્શન સ્થાપ્યુ અને તેનો વિકાસ કર્યો પ્રત્યેક શાસ્ત્રના ઉદ્ગમ સાથે ત્રિમૂર્તિમાના કોઈ એક દેવને જોડવાની ભારતીય પરપરાનુ આમા નિદર્શન છે આમ તો બ્રહ્માના સાત માનસપુત્રો વિશેનુ ગૌડપાદનુ કથન નિરાધાર છે વળી ગૌડપાદ આ આચાર્યોને સમસામયિક માને છે, જે શક્ય જણાતુ નથી

આ સાતમા ત્રણ સનતકુમારો છે વિભિન્ન પુરાણોમા ચાર સનતકુમારોના ઉલ્લેખો છે તેમાના ત્રણે સાખ્ય દર્શનના વિકાસમા ફાળો આપ્યો હોવાનુ ગૌડપાદ માને છે સાખ્ય પ્રવચનસૂત્રમા સનતકુમારનુ ઉદ્ધરણ છે અને મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લુક પણ તેનુ અવતરણ આપે છે સનતકુમારને તત્ત્વસમાસના ટીકાકાર તરીકે નોધેલા છે

ગૌડપાદ અનુસાર બાકીના ચાર આચાર્યો છે આસુરિ, કપિલ, વોઢુ અને પચશિખ આમા કોઈ પણ પ્રકારે સમયાનુક્રમ જાળવ્યો જણાતો નથી પરપરાગત ઉલ્લેખ એમ છે કે કપિલે આ દર્શનનુ જ્ઞાન તેના સગોત્ર આસુરિને આપ્યુ "सत्कारण्यो निज्ञासमानाय आसुरिसगोत्राय ब्राह्मणायदेय पञ्चविंशतितत्त्वानाम् ज्ञानमुक्तवान्" આ કથન પરથી એમ જણાય છે કે આસુરિ અને કપિલ બન્ને સગોત્ર હતા આ વાક્યને બીજી રીતે ઘટાવીએ તો એમ પણ અર્થ થઈ શકે કે કપિલે આસુરિ ગોત્રના બ્રાહ્મણને આ જ્ઞાન આપ્યુ, પરતુ કપિલનો આ શિષ્ય સમગ્ર સાખ્યસાહિત્યમા આસુરિ નામથી વિખ્યાત છે જૈન વિદ્વાન સિદ્ધ સેન દિવાકર પણ આસુરિ નામથી તેનો ઉલ્લેખ કરે છે

આસુરિએ રચેલી કોઈ કૃતિ આપણી સામે નથી પરતુ તત્ત્વવિદ્યાના વિભિન્ન ગ્રન્થોમા તેની કોઈક અજાણી કૃતિમાથી આપેલા અવતરણો સાપડે છે મહાભારતમા કપિલ તથા આસુરિ વચ્ચેનો સાખ્ય વિશેનો રસપ્રદ સવાદ નિરૂપ્યો છે શતપથ બ્રાહ્મણમા આસુરિનુ નામ આવે છે, પરતુ ત્યા તેને યજ્ઞક્રિયાકાડના નિષ્ણાત તરીકે નિર્દેશેલ છે તેથી સાખ્ય શાસ્ત્રના વિદ્વાન સાથે તેના એકતા ન વિચારી શકાય શક્ય છે કે શતપથ બ્રાહ્મણના

આસુરિ તે પુરુષ હોય જેમના પાછળ કુટુંબનામ આસુરિ રાખવામાં આવ્યું હોય અને આપણા સાંખ્યવિદ્વાન પણ તે કુટુંબના હોય

સાંખ્યપરંપરા પ્રમાણે આસુરિએ આ જ્ઞાન પંચશિખને આપ્યું મહાભારત પંચશિખને પરાશર ગોત્રના જણાવે છે અને તેની માતાનું નામ કપિલા આપે છે સાંખ્યદર્શનના વિકાસ અને વિસ્તાર માટે ઈશ્વરકૃષ્ણ આ આચાર્યને કારણભૂત માને છે ઘણા વિદ્વાનો તેને ષષ્ટીતંત્રનો કર્તા ગણે છે સિદ્ધસેન તેનો પંચશિખ નામથી ઉલ્લેખ નથી કરતો પરંતુ તેના ગોત્ર નામ વ્યાસથી નિર્દેશ કરતો જણાય છે વળી તેને તંત્ર માટે કારણભૂત (તંત્રનો કર્તા) માને છે ('તન્ત્રાર્થ व्यासमुखे ?') 'તંત્ર' શબ્દનો અર્થ અસ્ખલિત પરંપરા પણ થઈ શકે શક્ય છે કે આ તંત્ર ષષ્ટીતંત્ર હોય જેનો ઉલ્લેખ અહિર્બુધ્ન્ય સંહિતા જૈનોના અનુયોગદ્વાર અને ઔપપાતિક સૂત્રમાં સાંપડે છે

કેટલાકના મતે ષષ્ટીતંત્રના કર્તા વાર્ષગણ્ય કે વિન્ધ્યવાસી છે જો કીથના મતે ષષ્ટીતંત્ર એ હતા એમાં સાંખ્ય તાત્ત્વિકનું વર્ણન હતું જ્યારે બીજામાં સાંખ્યયોગનું સિદ્ધસેન જેનો ઉલ્લેખ કરે છે તે વ્યાસે આ બેમાંથી કયું તંત્ર રચ્યું તે તેનો નિર્ણય કરવો અશક્યવત્ છે

સાંખ્યકારિકામાં કહ્યું છે કે આસુરિ એ આ વિદ્યા પંચશિખને આપી અને તેણે બહુ વિસ્તારી સિદ્ધસેન અનુસાર આસુરિએ આ જ્ઞાન તંત્ર માટે વ્યાસને આપ્યું એમ જણાય છે કે આ બન્ને વ્યક્તિઓ એક જ હોવી જોઈએ બન્ને તંત્રના રચયિતા છે અને આસુરિના શિષ્ય છે વળી આ મતને મહાભારતનો આધાર પણ મળે છે મહાભારતમાં પંચશિખને પરાશર ગોત્રના કહ્યા છે બાદરાયણ વ્યાસ વિષ્ણુપુરાણના કર્તા પરાશરના પુત્ર છે આ વ્યાસ પંચશિખ પણ વ્યાસગોત્રના છે સિદ્ધસેન જે વ્યાસનો ઉલ્લેખ કરે છે તે બાદરાયણ ન હોઈ શકે કારણ કે તે પરાશરના પુત્ર છે સગોત્ર નહિ આથી તે પંચશિખ જ હોવા જોઈએ વિશેષમાં આલ્બેરૂનિ વ્યાસે રચેલો શ્લોક નોંધે છે (જેની છાયા મહાભારતમાં જણાય છે) આ જ શ્લોક ને ભાવ ગણેશ પંચશિખના નામે નોંધે છે, જે આ તથ્યને પુષ્ટ કરે છે કે પંચશિખ વ્યાસ કહેવાતા

"અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પંચ કોશોને એ જાણતા અને તે પાંચે કોશોના શાસ્ત્રીય ઉપશમોને એ આચરતા શમ, દમ, ઉપરમ, તિતિક્ષા અને સમાધાન એ પાંચે ગુણને ધારણ

કરતા અને પંચકોશની શિખા સમાન પરબ્રહ્મને તેમણે જાણ્યા હતા, તેથી તેમનું પંચશિખ એવું નામ પ્રસિદ્ધ થયું ''[1]

વોઢુ વિશે ખાસ કઈ માહિતી મળતી નથી આ સર્વ આચાર્યોના સમય અને કાર્ય લગભગ અનિશ્ચિત છે તેમણે રચેલા મૂળ ગ્રન્થો આપણી સમક્ષ નથી ઈશ્વરકૃષ્ણ રચિત સાંખ્યકારિકા કદાચ સાંખ્ય શાસ્ત્રનો સર્વથી પ્રાચીન ઉપલબ્ધ થતો ગ્રન્થ છે તે કોઈ રીતે ઈનુ પૂર્વનો ગ્રન્થ લાગતો નથી..

સિદ્ધસેન દિવાકર કૃત સાંખ્યપ્રબોધનું મહત્ત્વ બે પ્રકારે છે એક તો તેની પ્રાચીનતાની દૃષ્ટિએ અને બીજું વિધર્મીની કૃતિ લેખે સાંખ્યપ્રબોધનું લેખન ત્રુટક ને સંદિગ્ધ છે અને તે કોઈ રીતે આ દર્શનને મૂલતા નિરૂપતું નથી છતા બીજા પ્રમાણો પ્રાપ્ત થતા હોય ત્યારે એક વિશેષ પ્રમાણ રૂપે અથવા તુલના માટે આ ગ્રન્થ ઘણો ઉપયોગી છે

એક વાત નિર્વિવાદ છે કે જે કાળે આ દર્શન માત્ર તત્ત્વવિચાર જ નહિ પણ ધર્મરૂપે લોકોમા વણાયુ હશે, જ્યારે સાંખ્યના અનુયાયીઓ હશે, તે કાળનું કોઈ સાહિત્ય, કોઈ ચિત્ર આપણી સમક્ષ નથી આ દર્શનના (કે ધર્મના) પ્રાચીનતમ વિચારો અને તેની ઉત્ક્રાંતિ સુધી આપણે કોઈ રીતે પહોચી શકીએ તેમ નથી મહાભારત, ચરક સંહિતા કે ભાગવતમાના સાંખ્યને જૈન અને બૌદ્ધ ધર્મના ગ્રન્થમાના આળવક સંપ્રદાયના નિરૂપણથી થોડુ ક વિશેષ મૂલ્ય આપી શકાય પરંતુ તે કોઈ રીતે મૂળ સાંખ્ય વિચારને પ્રતિપાદિત કરતા પ્રમાણભૂત ગ્રન્થો છે તેમ ન માની શકાય સાંખ્યકારિકાને સાંખ્ય પ્રવચન સૂત્ર પણ સિદ્ધો સાંખ્ય અનુયાયીઓ સદાને માટે પરિભ્રમણ કરતા અટકી ગયા હતા તે પછીના છે, પરંતુ જ્ઞાન પ્રધાનત તે પર જ આધારિત છે

ન્યાય અને વૈશેષિક દર્શનો, જેમા સર્ગ પૂર્વે અસ્તિત્વ મનાતું નથી તેથી વિરુદ્ધ સાંખ્ય પ્રકૃતિ અને પુરુષને સત્ માને ને જે વિચાર સત્કાર્યવાદ ને નામે પ્રસિદ્ધ છે (ન્યાય અને વૈશેષિકનો મત અસત્કાર્યવાદ હોય છે) સર્ગ પૂર્વે પ્રકૃતિ અને પુરુષની સત્તાની માન્યતા આ દર્શનની મૂળભૂત વિચારણા છે

નૈયાયિકો આરંભવાદમા માને છે કારણ કે તેમના મતે સર્ગ પૂર્વે સત્તાનો અભાવ હોય છે પરંતુ સાંખ્યમા જેનાથી સર્ગ થાય છે તે પ્રકૃતિ નિત્ય

---

૧ મહાભારત, શાન્તિપર્વ અધ્યાય ૨૧૮

છે આથી સૃષ્ટિનો આરંભ માનવાનું કોઈ કારણ નથી. સર્ગ પછી વ્યક્ત રૂપમાં આવેલાં બધાં તથો સર્ગ પૂર્વે અવ્યક્ત રૂપે પ્રકૃતિમાં હોય છે એમ આ દર્શન માને છે.

પ્રકૃતિ અને પુરુષ એમ બે નિત્ય તત્ત્વો ને સ્વીકારતું સાંખ્ય દર્શન દ્વૈતવાદી છે. અદ્વૈત પ્રમાણે એક જ તત્વ છે. તે જ સ્ત્રષ્ટા છે ને તે જ સૃષ્ટિ છે, તે ગુણોથી ને ધર્મોથી રહિત છે. અદ્વૈતવાદમાં પ્રકૃતિ તત્વના સ્વતંત્ર અસ્તિત્વનો સ્વીકાર નથી. સાખ્યના મતે સૃષ્ટિકાર્ય એ બે સ્વતંત્ર તત્વોના સહઅસ્તિત્વનું પરિણામ છે.

સાંખ્ય દર્શન અનુસાર પ્રકૃતિમા ત્રણ ગુણો ( સત્વ, રજસ અને તમસ ) ની ક્રિયાને કારણે સૃષ્ટિ થાય છે. વ્યક્ત થતા પૂર્વે ગુણો સમ અવસ્થામાં હોય છે. પરંતુ જ્યારે આ સમતુલા વિચલિત થાય છે કે તુર્ત ક્રિયા શરૂ થાય છે. આ ક્રિયા એ જ સૃષ્ટિનું બીજું નામ છે. પ્રકૃતિમાં આ ક્રિયા પુરુષના સાન્નિધ્યથી પ્રકટે છે. આ સર્ગકાર્યમાં મહાન સર્વથી પ્રથમ પ્રગટે છે. અને પછી અહંકાર અને બીજાં તત્વો. જો કે પ્રકૃતિ ત્રણ ગુણોની બનેલી છે તથાપિ તે ત્રણના સમવાયથી એક વ્યક્ત તત્ત્વ નીપજે છે. આ સામે એક શંકા દર્શાવવામાં આવે છે. કે જો વ્યક્ત તત્ત્વો એક અવ્યક્તમાંથી નીપજે તો તે સર્વનો એક આકાર નિયત હોવો જોઈએ. આ શંકા અસ્થાને છે કારણ કે પાણી જેમ વિભિન્ન પાત્રોમાં વિભિન્ન આકૃતિ દર્શાવે છે તેમ જ એક અવ્યક્ત તત્ત્વમાંથી નીપજેલા ત્રણે લોક વિભિન્ન પ્રાણીઓની વિભિન્ન અવસ્થા ધારે છે. આ પાત્રોનું બાહુલ્ય અદષ્ટને કારણે છે.

લાઘવ, ખ્યાતિ અને સૌખ્ય સત્વમાં હોય છે. રજસમાં દુઃખ પૂર્ણ ક્રિયાઓ હોય છે જ્યારે તમસ્ અંતઃકરણની મૂઢતા છે. જ્યારે સત્વગુણનું પ્રાધાન્ય હોય છે ત્યારે સુખ, યશ વગેરે હોય છે જેમકે દેવોમાં. રજોગુણના પ્રાધાન્યમાં દુઃખ હોય છે જેમકે મનુષ્યોમાં; પરંતુ તમોગુણના પ્રાધાન્યમાં મૂઢતા હોય છે જેમકે પ્રાણીઓમાં.

મહાનમાંથી અહંકાર ઉદ્દભવે છે અને પછી મનસ ને તન્માત્રાઓ. શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગંધ એ પાંચ તન્માત્રાઓ છે. તેની સાથે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો અસ્તિત્વમાં આવે છે. પાંચ તન્માત્રાઓમાંથી પાંચ મહાભૂતો બને છે. પાંચ તન્માત્રાઓ મહાભૂતોમાં લઘુરૂપો

છે અને પાંચ મહાભૂતોમાં તન્માત્રાઓના ધર્મો રહેલા છે. આમ આકાશમાં શબ્દ રહેલો છે વગેરે. અહીં આપણને કાર્યકારણતદ્રૂપતા જણાય છે.

પ્રત્યેક દર્શન સાથે મુક્તિના વિચારો સંકળાયેલા હોય છે. સાંખ્ય અનુસાર, આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક આ ત્રણ દુઃખની અત્યંત નિવૃત્તિ એ મોક્ષ અને તે જ પુરુષાર્થ છે. આ ત્રણ દુઃખની નિવૃત્તિ ચોવીસ તત્ત્વોના જ્ઞાનથી થાય છે. પુરુષને જ્યારે એ જ્ઞાન થાય છે કે તે પ્રકૃતિથી ભિન્ન છે, જ્યારે વિવેકજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે પ્રકૃતિ પુરુષથી નિવૃત્ત થાય છે જેમ સૂદ (રસોઇઓ) રસોઇ કર્યા પછી નિવૃત્ત થાય. પરંતુ આ વિવેકજ્ઞાન જેને ઉત્પન્ન નથી થયું તેવાથી પ્રકૃતિ નિવૃત્ત થતી નથી. એક વાર પ્રકૃતિ નિવૃત્ત થાય છે પછી ફરી તે પુરુષની સમીપ કદી જતી નથી. જેમ કુલીન સ્ત્રીના દોષો પતિ જાણી જાય પછી તે સ્ત્રી પતિની સમીપ કદી જતી નથી.

સાંખ્યમાં મુક્તિનું સ્વરૂપ આથી વિશેષ કશું નથી. સ્વર્ગ, વૈકુંઠ, કૈલાસ આદિનાં આનંદલક્ષી રમ્યચિત્રોનો અહીં સાવ અભાવ છે. જેમ દોરડાના સંબંધથી પશુને બંધ અને દોરડાના અભાવથી મોક્ષ થાય છે તેમ ત્રણ ગુણના સંયોગ પામવાના સ્વભાવથી અવિવેકી પુરુષ પ્રતિ પ્રવૃત્તિ કરવાથી પ્રકૃતિને બંધ થાય છે ને તે ગુણના સંયોગ પામવાના સ્વભાવથી રહિત થઈ વિવેકી પુરુષ પ્રતિ નહિ પ્રવૃત્તિ થવાથી પ્રકૃતિને મોક્ષ થાય છે. પ્રકૃતિમાં રમતો હોવાં છતાં પુરુષ વાસ્તવમાં પ્રાકૃત ગુણોથી રંગાતો નથી કારણકે પુરુષ અવિકારી, અકર્તા ને નિર્ગુણ છે. જેમ પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ જણાય છે. પરંતુ સૂર્ય તેનાથી જરાપણ લેપાતો નથી તે જ રીતે પુરુષ પણ અહંકારયુક્ત થઈ પોતે કર્તા ન હોવા છતાં પોતાને કર્તા માને છે અને લેપાતો ન હોવા છતાં લેપાતો જણાય છે.

સાંખ્યની આ સમગ્ર વ્યવસ્થામાં ઈશ્વરને ક્યાંય સ્થાન નથી. સમ્યગ્જ્ઞાનના અધિગમથી જ્યારે પુરુષ નિવૃત્ત થાય છે ત્યારે પુરુષને અનુભવ થાય છે કે આ મારાં તત્ત્વો નથી. હું અભિમાનરહિત, સંશયશૂન્ય, શુદ્ધ સ્વરૂપ અને મુક્ત છું ત્યારે તે પ્રેક્ષકની જેમ નર્તકી જેવી પ્રકૃતિને દૃષ્ટે છે. ત્યાર પછી તે પુરુષ દેહવિલય સુધી સંસારમાં રહે છે. જિનની જેમ સાંખ્યના મુક્ત પુરુષની મુક્તિ પછીની કોઈ સ્થિતિની પ્રવૃત્તિની વિચારણા નથી. જ્ઞાનદ્વારા મુક્તિ અને કર્મદ્વારા ફળ-બંધન-સંસાર આ વિચારસરણીમાં જૈનદર્શનની જેમ જ ઈશ્વરનું સ્થાન નથી, જે કૃપા દ્વારા કર્મ ફળ સંસાર અને બંધનથી મુક્તિ અપાવે.

# આધુનિક સંદર્ભમાં ગીતાબોધ : એક મનન

ઉશનસ્

હમણાં હમણાં મન વારેઘડીએ ગીતાના વિચારે ચઢી જાય છે, સમષ્ટિ ચૈતન્યમાં જે ગ્લાનિ દેખાય છે તેને લીધે ચિંતાગ્રસ્ત મન કંઈક નક્કર પામવા નમ્રતાપૂર્વક પણ પૂર્ણ વિશ્વાસથી 'शाधि मां त्वां प्रपन्नम्' કહેતું પ્રપત્તિભાવે ગીતા તરફ જ વળે છે, અને જાણે મોહ નષ્ટ થાય છે, દૃષ્ટિ સાંપડે છે, જ્ઞાનાંજન શલાકાથી જાણે ચક્ષુ ઊઘડી જાય છે

શું કટોકટી કે શું સામાન્ય પરિસ્થિતિમાં શું સામાન્ય જનસામાન્ય કે શું યુગપુરુષ, શું વ્યષ્ટિ કે શું સમષ્ટિ, સર્વને માટે જાણે ગીતા આચાર-સંહિતાનું સત્ત પૂરું પાડે છે આજે જ્યારે ધર્મની સર્વતોભદ્ર ગ્લાનિ થઈ છે, અરે, ગ્લાનિનું જ વેદાન્ત અને ધર્મચક્રપ્રવર્તન ચાલે છે ત્યારે, સર્વત્ર હતાશાનું દૈન્ય, અનાત્માનું મિથ્યાત્વ, અકર્મણ્યતાનું તમસ્ તથા તામસી કર્મનું સામ્રાજ્ય વ્યાપ્યું છે ત્યારે સાચે જ, ગીતા જેવો કોઈ બીજો જોગિયો નથી ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે સદ્ધર્મના સંસ્થાપન માટે હું યુગેયુગે અવતાર ધારણ કરું છું આ ઉક્તિનો સાચો અર્થ તો આ જ કે યુગેયુગે તે તે યુગચેતનાના સંદર્ભમાં યોગ્ય એવો ગીતાનો પ્રત્યભાવાત્મક (Positive) નવો જ અર્થ જન્મે છે યુગે યુગે આવો અભિનવ-અર્થઘટન ક્ષમતા ધારણ કરનાર ચોદનક્ષમ બીજો એકે પ્રત્યભાવાત્મક વચન પરાનો બીજો આર્ષગ્રંથ જાણ્યામાં નથી

આપણો દેશ હમણા કટોકટીની કસોટીમાથી પસાર થઈ રહ્યો છે એ પડોશી દેશોના આક્રમણે આપણી આખ ઝગમગીને ઊઘડી ગઈ છે, પણ આપણે એને જ્ઞાનાંજનશલાકાથી સાચા અર્થમા નવા પ્રભાતમા ખોલી નાખવાની છે રાજકીય કટોકટીથીય વધુ કટોકટી આપણા અતરાત્મામા વ્યાપેલી છે

ભારતવર્ષ હમેશા શાન્તિને માટે વિશ્વરાજકારણમા ઊભુ છે આપણે પ્રશ્નોના નિકાલ માટે શુ ઘરઆગણે કે શુ વિશ્વસસ્થાઓમા શાન્તિમય ઉપાયોના પક્ષકાર રહ્યા છીએ ને યુદ્ધને ધિક્કારતા આવ્યા છીએ એ ભારતવર્ષ લશ્કર નિભાવે છે, એ લશ્કરો વડે ફિરગીઓને ગોવામાથી હાકી કાઢે છે, કાશ્મીરમા પાકિસ્તાનની સામે લશ્કરો મોકલે છે ને લડાખ નેફામા હજ રો માઇલના વિસ્તારમા ચીની લશ્કરોનો મુકાબલો કરે છે, ત્યારે પરદેશીઓ ગાધીજીના ભારતને દભી ગણે છે ને આપણે વિશે સાચી સમજ પ્રવર્તતી નથી અરે, આપણામાના જ કેટલાક પણ હિસા અને શાતિના મોહિત અર્થમા રાચતા દેખાય છે

કોઈપણ ભોગે કેવળ શાતિની ઉપાસના, યુદ્ધનો સર્વથા વિરોધ એવુ ભારતે કદી માન્યુ કે ઉચ્ચાર્યુ નથી, છેક ગીતાથી તે ગાધીજી સુધી આપણા બે ધર્મગ્રથો રામાયણ ને મહાભારત, જેટલા શાતિના તેટલા જ યુદ્ધના કાવ્યો છે ભારતનો પુરુષાર્થ જીવનને અખિલાઈથી જોવા—વિચારવાનો છે, અને જીવનવ્યવસ્થાનુ કોઈ ધ્રુવ કેન્દ્ર શોધવાનો છે, જ્યાથી અખિલ જીવન ઉપર નજર રાખી શકાય આ કેન્દ્ર 'અહિસા, શાતિ કે અયુદ્ધ' નથી, ધર્મ છે ધર્મ એટલે કોઈ સકીર્ણ સાપ્રદાયિકતા નહી, પણ વિશ્વનો સસાર જેના ઉપર ચાલી રહ્યો છે તે ઋતનો સિદ્ધાત ગીતા આમ સર્વ સકીર્ણને વટાવી જતો ઋતના સિદ્ધાન્તનુ પ્રતિપાદન કરતો વિશ્વગ્રથ છે યુદ્ધો વિશે, હિસા વિશે ગીતાનો શો બોધ છે ? તરત જવાબ મળશે કે 'ક્લૈબ્ય માસ્મ ગમ પાર્થ' ગીતાના અભ્યાસીને એક વાત તો સ્પષ્ટ ને ઝટ સમજાઈ જાય છે કે 'કૈબ્ય' તો નહી જ, બીજુ ગમે તે હો ગાધીજીએ પણ ગીતામા નરી અહિસા જ જોઈ છે એમ કહેવુ એ મહાત્માને અન્યાયકર્તા છે ગીતાનો અર્કાર્થ આપતા એમણે, અનાસક્તિ યોગ' એવો શબ્દ આપ્યો છે એ એક યોગ છે અને યોગ એટલે 'કર્મસુ કૌશલમ્ કામમા કુશળતા, યોગનો બીજો અર્થ છે ચિત્તવૃત્તિનિરોધ આ બન્ને અર્થ સાથે મૂકીએ તે ગાધીજીનો ગીતાબોધ, અર્થાત્ અનાસક્તિ યોગ,

અનાસક્તિપૂર્વક કર્મમાં કુશળતા. જો પ્રજાજીવનમાં 'વીર' રસની ઊણપ કોઈ ધર્મની પ્રતિષ્ઠા પામે તો ભારે અનર્થ ઊપજે. વિશ્વ આખું જે સૂક્ષ્મ વ્યવસ્થાના (ધર્મ કે ઋતના) આધારે ટકી રહ્યું છે તેમાં સ્ખલન આવે; પણ વીર રસિકતા અને યુદ્ધખોરપણું બે પર્યાય નથી; પ્રજાજીવનની નિત્ય તાજગી માટે પ્રજામાં એક જાતનું ક્ષાત્રત્વ ટકી રહેવું જરૂરી છે; ગીતા બોધ્યા વર્ણાશ્રમનો પણ આ જ સૂક્ષ્મ અર્થ. શ્રીકૃષ્ણ કે ગાંધી એકકેય શાંતિ 'વાદી' ન હતા કે ન હતા યુદ્ધખોર; એ હતા માત્ર ધર્મ ને ઋતના પ્રવર્તકો. ધર્મ કે ઋતને આધીન ન હોય તેવાં શાંતિ, અહિંસા કે યુદ્ધ ઝડપથી તામસી થઈ જાય છે, ગીતા તેની પ્રતિષ્ઠા કરતી નથી. ગીતાનો સૌથી મોટો પુરુષાર્થ 'ધર્મસંસ્થાપન' નો છે; અને એના માટે આવશ્યક જ હોય ત્યારે 'વિગતજ્વર' થઈ યુદ્ધ લડી લેવાનું જ કહે છે; અને કહે છે કે ધર્મયુદ્ધ કરવા કરતાં વધુ કલ્યાણક ક્ષત્રિય માટે બીજું કશું જ નથી; માત્ર એ જોવું તપાસવું જોઈએ કે આ યુદ્ધ 'ઋત' ખાતર છે કે નહીં, અને આપણામાં કોઈ આસક્તિ કે રાગદ્વેષ તો નથી, કારણ કે ઋત માટે નહીં તેવાં યુદ્ધો અનૃતનાં યુદ્ધો છે ને આસક્તિ ને રાગદ્વેષથી તે અભદ્ર થઈ જાય છે ને વૈશ્વિક અકલ્યાણમાં પરિણમે છે. એ યુદ્ધ કર્મ તામસી પુરવાર થાય છે ને જીવાત્મા કર્મના બંધનમાં ફસાય છે. અનાસક્તિપૂર્વકનાં કર્મ જ મોક્ષ આપનારાં છે; હવે સ્પષ્ટ થશે કે શું ફિરંગીઓ, પાકિસ્તાનીઓ કે ચીનાઓ જે કાંઈ આપણા મૂલ્યોને ઉચ્છેદવા આવે, રાષ્ટ્રના સત્ય ધર્મને ચાંપતા આવે ત્યારે ન્હાનાલાલે કહ્યું છે તેમ 'યુદ્ધ એ જ યુગધર્મ' છે–'પાર્થને કહો ચઢાવે બાણ' કારણ કે 'હવે તો યુદ્ધ એ જ કલ્યાણ'. ગીતાનો સ્પષ્ટ બોધ છે 'तस्मात् युद्धस्व भारत' ને युद्धस्व विगतज्वरः. દુષ્કૃત્ સત્ત્વોનો વિનાશ ધર્મની સ્થાપના માટે મહત્ત્વની ને અનિવાર્ય શરત છે. આવી ક્ષણે વિશ્વયુદ્ધના શક્ય ભયે કરીને, રક્તપાત ને માનવયાતનાના ભયે આપણે અહિંસાની નીતિને વળગી રહીએ તો ધર્મપ્રમાદ થાય; આ કોઈ પ્રત્યાભાવાત્મક મૂલ્ય નથી, તે નર્યું ક્લૈબ્ય છે ને એને ગીતાનો ટેકો નથી; આપણે આપણી વફાદારી ધર્મપક્ષે જાહેર કરી દેવી જોઈએ, નહીં તો જે ઋતને પરમાત્મા કાળવા માગે છે તેનો દ્રોહજ કર્યો ગણાય; એક સત્ય માટે આખા વિશ્વને હોમી દેવું પડે. એ તાકાત કોઈ ગાંધી કે કૃષ્ણ જેવી વિરલ વિભૂતિ–કાળપુરુષમાં જ હોઈ શકે: आत्मार्थे पृथ्वीं त्यजेत्. ધર્મસંસ્થાપન અર્થે કોઈ પણ ભોગ મોટો નથી; કારણ કે ધર્મ કરતાં વિશ્વમાં બીજું કોઈ ચઢિયાતું મૂલ્ય નથી; પણ તમારે પક્ષે ધર્મ જ છે એનો ન્યાય ચુકાદો કોણ આપશે? અંતરાત્મા?

તો તામસી સરમુખત્યારો પોતાના અહમાન્ય મૂલ્યો ખાતર વિશ્વને વારવાર યુદ્ધમા સડોવારો તેનુ શુ ? અનમત્ત, આ ખતરો છે જ, પણ ગીતા પામે એનોય ઉકેલ નથી એમ નહી ગીતા સમાજમા એક જાતના શિનકર વીર રસની પક્ષપાતી છે યુદ્ધખોરી ને વીરરસ એક નથી તે તો આપણે જોઈ ગયા છીએ યુદ્ધખોરીનો વીરરસ તે રસાભાસ છે, એક પ્રકારનુ અનૌચિત્ય ને અસૌદર્ય છે મહાભારતનો નાયક એક બાજુ જે તામસી દુર્યોધન ન હોઈ શકે તો બીજી બાજુ મોહિત એવા યુધિષ્ઠિર પણ ન હોઈ શકે સરલ પણ કર્મનિષ્ઠ એવો અર્જુન જ હોઈ શકે ગીતા કહે છે

यत्र योगीश्वरो कृष्ण यत्र पार्थो धनुर्धर ।
तत्र श्रीर्विजयोभूत ध्रुवानीतिर्मतिर्मम ॥

જ્યા કૃષ્ણ જેવા સારથિ હોય, માર્ગોપદેશક હોય, તો જ અર્જુન ધનુષ્ય ઊચકે તે યોગ્ય તો જ એ વિજયને શ્રી પ્રાપ્ત થાય નહી તો વિજય તો મળે તોય તે વિશ્રીક થઈ જાય આ જ કૃષ્ણની ધ્રુવ નીતિ છે

ભારત વર્ષ રાષ્ટ્રીયતાનુ યુદ્ધ લડતો નથી એ આક્રમણનો ભોગ બન્યો છે, બાપીકી ભૂમિ દુશ્મનોએ દબાવી છે, એ સર્વધર્મસમભાવ જેવા વિશ્વકુટુમ્બના સ્વપ્નના અખતરાની ભૂમિ છે સમષ્ટિ તેમજ વ્યષ્ટિચૈતન્યના અવિરોધના અખતરાની ભૂમિ છે આમ ભારત વર્ષ સતત માટે વિશ્વમૂલ્યો માટે ઊભો છે એ મૂલ્યોને પડકારવામા આવ્યા છે એટલે એણે વિગતવજ્વર થઈ લડી લેવુ જોઈએ એ જ માત્ર વિકલ્પ છે ગીતામા 'तस्मात् युध्यस्व भारत' શ્રી કૃષ્ણ કહે છે ત્યારે હવે તો ભારત એટને ભારતવર્ષ જ, અર્જુન તો અતીતમા વિલીન થઈ ગયો છે અર્જુનનુ એક નામ ભારત છે એમા કેટનુ બધુ ઔચિત્ય લાગે છે આજે! આરભમા અર્જુનમા માનવસહજ વિષાદ થાય છે પણ ગીતાન્તે करिष्ये वचन तव કરીને ગાડીવ ઊચકીને ઊભો થઈ જાય છે ને દુશ્મનોના કાળજા કપી ઊઠે છે આમ પ્રારભિક વિષાદને અતે કર્મનિર્ણય એ બે બિન્દુ વચ્ચે વિકસ્યો છે ગીતાનો અનાસક્તિ યોગ, અનાસક્તિવાળો પણ યોગ જ, શ્રી કૃષ્ણે આ અઢાર અધ્યાયમા ઘૂટીઘૂટીને એકજ વાત ઘ્યાં કરી છે तस्मात् योगी भवार्जुन 'હે અર્જુન, તુ યોગી થા' તુ કર્મકર કારણ કે कर्म ज्यायोह्यकर्मण । કારણ કે અકર્મ કરતા કર્મ વધુ સારુ છે ગીતા સાચે જ, અકર્મણ્યતાવિરોધીની અને કર્મપક્ષપાતિની છે

માટે ઉદ્યમની અવધિ નથી, અને સર્વના અર્થ માટે કશું જ થતું નથી. તેથી જ એક બાજુ આ દોડાદોડી ધમાચકડીની ગતિશીલતા છે ને બીજી બાજુ કાતર પ્રારબ્ધવાદી અકર્મણ્યતા છે; બન્ને તામસી ને અભદ્ર છે. બન્ને કર્મના શુદ્ધ યજ્ઞની વેદીને અભડાવે છે. નર્યા કર્મનો અભાવ, એવી શૂન્યતા તો વિશ્વકાનૂનમાં શક્ય જ નથી; જે માણસો સારાસારનો મિથ્યા-અમિથ્યાનો વિવેક કરી જાણે છે તે પેલા હેમ્લેટની માફક કર્મનો ગુણ ગુમાવી બેસે છે ને બીજી બાજુએ પેલા અવિવેકીઓનું પુષ્કળ તામસી કાર્ય કર્મપ્રવાહને મલિન ને દૂષિત કરી રહ્યું છે. ગીતાની દૃષ્ટિએ અકર્મ અને સ્વાર્થે કર્મ બન્ને તામસી ને અભદ્ર છે. તો પછી ગીતા બોધ્યું કર્મ કયું?
ગીતાનું શુદ્ધ કર્મ એટલે અનાસક્ત કર્મ, આગળ વધીને કહીએ તો અનાસક્તિપૂર્વકનું લોકસંગ્રહ માટેનું પરમેશ્વરપ્રીત્યર્થે થતું કર્મ એટલે જ યજ્ઞકર્મ. ફલની સ્પૃહા વિનાનું, રાગદ્વેષ વિનાનું સમષ્ટિકાજે ઈશ્વરને અર્પિત કર્મ તે જ ગીતાબોધ્યું કર્મ; ગીતાએ કર્મની વ્યાખ્યાને આવી આવી શરતોથી બાંધી દીધી છે તેથી તેવા કર્મની દુષ્કરતાનું ભાન થશે. 'સ્વ' માટે ન હોય તેવા કર્મમાં વ્યક્તિ રસ ગુમાવી દે ને તેવા કામમાં તેજ આવતું નથી. આપણા દેશમાં જાહેર વિભાગના ક્ષેત્રોમાં જે રસમાંદ્ય દેખાય છે તે આનો આંખ ઉઘાડી નાખે તેવો દાખલો છે. ને ખાનગી ક્ષેત્ર જે આસક્તિપૂર્ણ પ્રવૃતિશીલતા છે તે પણ ખતરનાક ને અસામાજિક છે. સામ્યવાદી દેશોમાં સમષ્ટિચૈતન્યનું વિપુલ કર્મ છે પણ તે એનાથી ઊંચા એવા કોઈ પદને સમર્પિત થતું નથી માટે તામસી છે. કર્મ ખાતર કર્મ, અથવા માનવ ખાતર કર્મ એ પૂરતું નથી, એથી આપણે સહેજ છેતરાઈ જઈએ છીએ, પણ માનવતાથીય ઊંચા ઈશ્વરને કોઈ ધ્યેયને સાથે એનું અનુસંધાન હોવું જોઈએ તો જ તે સાત્ત્વિક રહેવાનો સંભવ છે, આથી જ ગાંધીજીનો ટ્રસ્ટીશિપનો સિદ્ધાંત કે સહકારી સમાજ એ સમાજવાદ કે સામ્યવાદ કરતા વધુ સાત્ત્વિક ફિલસૂફી છે, એમાં અકર્મણ્યતા ને કર્મમાંદ્ય ન પ્રવેશે તે સતત જોતા રહેવું આવશ્યક છે.

સંસારને મિથ્યા માનનારા જીવનથી ભાગી છૂટે છે ને અકર્મને સેવે છે એટલા પ્રમાણમાં સમાજના કર્મયજ્ઞમાં હવિની ઓછપ આવે છે. ઋતાર્થે કર્મધારા અસ્ખલિત ને અનાવિલ બન્ને રાખવાની આપણી સામાજિકોની જવાબદારી છે. અકર્મના બંધિયારપણાથી તેમજ દુષ્કર્મના મલથી, લીલથી

તેને ઉગારી લેવાની છે, ગીતા જીવનથી ભાગી છૂટવાનુ વિજ્ઞાન નથી, જીવન તરફ પાછા ફરવાની કલા છે.

આપણે ત્યાં અસક્તિ અને અનાસક્તિ લગભગ પર્યાય છે अशक्तिमान् भवेत् સાધુ જેવી ઉક્તિમાં એની ટીકા પણ જોઈ શકાય . પણ ગીતા શક્તિશાળીઓનુ વેદાન્ત છે, આત્મવાન્ હિંમતહીન પલાયનવાદી હોઈ શકે નહી, જો आत्मा બલહીનથી લભ્ય નથી તો ગીતાનો આત્મા પણ નિર્બળને પ્રાપ્ય નથી ગાંધીજીએ ગીતાનો અર્થ અનાસક્તિયોગ કર્યો છે તે એક જીવનવીરનુ જ કરેલુ અર્થઘટન છે, ભાગેડુનુ નહીં ઉપર આપણે એક 'યજ્ઞ' શબ્દ પ્રયોજ્યો છે, ગીતાનો એ એક પ્રિય શબ્દ છે ગીતાનો 'યજ્ઞ' એટલે શુ ? એ કોઈ ક્રિયાકાંડ કે ધાર્મિક વિધિ નથી યજ્ઞ શબ્દ વેદનાવારાનો છે પણ ત્યાંથી વિવિધ રીતે વિનિયોજાતા તે હવે 'ભૂદાનયજ્ઞ, સૂત્રયજ્ઞ, નેત્રયજ્ઞ કે દંતયજ્ઞ' જેવા શબ્દોરૂપે આધુનિક વ્યવહારમાં વપરાતો સંભળાય છે, ગીતાએ યજ્ઞનો અર્થ એવો કર્યો છે કે ઈશ્વરપ્રીત્યર્થે લોકસંગ્રહાર્થે અનાસક્તિથી જે કર્મ થાય તે યજ્ઞકર્મ અથવા કર્મયજ્ઞ કુટુમ્બવ્યવસ્થામાં પણ કુટુમ્બના ઋત માટે જે કર્મ થાય છે તેને પિતૃયજ્ઞ, પુત્રયજ્ઞ એવો યજ્ઞના અર્થનો વિસ્તાર ગોવર્ધનરામે કર્યો છે એ પણ ગીતાના બળે નરબલિ–પશુબલિ જેવા સ્થૂલતમ કર્મકાંડમાંથી આપણે આસક્તિહોમ, વાસનાહોમ એટલે યજ્ઞ એવો સૂક્ષ્મ અર્થવિસ્તાર કરી શક્યા તે ગીતાના પ્રતાપે આવા કર્મમાંથી પર્જન્ય જન્મે ને સમાજનુ યોગક્ષેમ ચાલે માટે ગીતાએ કહ્યુ કે यज्ञात् भवति पर्जन्य ને એમ કર્મનો અનુબંધ ચાલુ રહે ને ઋતને જન્માવે

બધાં જ કર્મ છેવટે પરમાત્માને સમર્પિત કરી દેવા જરૂરી છે, નહીં તો કર્તૃભાવ ને અહંકાર જન્મે જે યજ્ઞવિરોધી બની રહે કર્મનો પણ છેવટે યજ્ઞહોમ કરી દેવો એ ઉચ્ચતમ ઋત માટે ખૂબ જ જરૂરી છે, કર્મ દ્વારા જ કર્મમાંથી મોક્ષ એવી એક ઉદાત્ત વિચારણા આમ થાય છે શ્રી કૃષ્ણે એટલે જ તો અર્જુનને કર્મ કરવાની વાત કરીને પોતાને સમર્પિત કરી દેવાની વાત કરી જરા સરખો કે સૂક્ષ્મતમ અહંકર્તૃભાવ પણ કર્મયજ્ઞની વેદીને ભ્રષ્ટ કરી દે એ ધ્યાનથી જ એમણે અર્જુનને ૧૧મા અધ્યાયમાં વિશ્વરૂપ દર્શન કરાવ્યું ને અર્જુનનુ અહંકર્તૃત્વ વિગલિત કરી નાખવામાં -યુ એટલે જ છેવટે ૧૮મા અધ્યાયમાં જતીકને પેલી ઋતભર વાણી ણને આમ થઈ શકી કે करिष्ये वचनं तव।

આમ પ્રાથમિક વિષાદ યજ્ઞ કર્મમહિમા, અનાસક્તિ, કર્તૃત્વભાન-વિગલન,ને પ્રપત્તિભાવને करिष्ये वचनं तव જેવા વિચાર વિકાસમાં એક શ્રેષ્ઠ વિજ્ઞાનનો પ્રબંધ સર્જ્યો છે. આ જ છે સર્વવિજ્ઞાનનું વિજ્ઞાન-ગુહ્યતમં જ્ઞાનં-જે આજના વિજ્ઞાનને આવડતું નથી તેથી તે તામસી થઈ બેઠું છે-આ વિજ્ઞાને આત્મવિજ્ઞાનને શરણે જવું જોઈએ તો જ તે પોતાની સાર્થકતા પ્રાપ્ત કરશે-ન અન્યથા.

પરિવર્તનશીલ દેહભાવમાં ધ્રુવ આત્મભાન સ્થાપી, માયાની ચંચલતા ને મોહ પામ્યા વિના વિજ્ઞાનમય ચેતનાથી માણવી એવી વાત કરી ગીતાએ આજે સૌને ગમે તેવી બૌદ્ધિક રીતે વિજ્ઞાનનું સત્ય, વેદાન્તનું ઋત ને કલાના સુંદરને એકસૂત્રે ગૂંથી દીધું છે; સાચો ધર્મ ને ઍસ્થેટિક્સ જુદું નથી એનું ભાન કરાવ્યું છે તે ખૂબ જ વિચારપ્રેરક છે. સાચે જ ગીતા એ ભારતીય વિચારધારાને રૂઢિનો કાટ ન ચઢે તે એક વિધિ ન બની જાય તે માટે જ વિશાલ બુદ્ધિ વ્યાસ ભગવાનના સ્વમુખે કહેવડાવેલો જિવાતો ને જિવાડતો જીવતોજાગતો ધર્મગ્રંથ છે.

આજે અનાત્માનું કે દૌરાત્મ્યનું પ્રબલ સામ્રાજ્ય ફેલાયું છે ત્યારે જંતુની માફક મોહ પામેલા માનવને ફરીથી આત્મા આપવો પડશે. ને તો જ તે આ કિંકર્તવ્યમૂઢતા ને ક્લૈબ્યમાંથી ઊગરી શકશે. શ્રી અરવિંદે નથી કહ્યું કે 'માનવ જાતને યોગ પાછો આપવો પડશે ?" ગીતા એ પૂર્ણયાત્રાનો ગ્રંથ છે. આ નવા વિજ્ઞાનયુગના મહાભારતયુદ્ધની વચ્ચોવચ્ચ અર્જુન (ભારત) નો રથ ઊભો છે. ભારત

गाडीवं स्रसते हस्तात् ।
वेपथुश्चोप जायते ॥

કહીને તે ઊભો છે. એમાં શ્રીકૃષ્ણના ઐશ્વર્યનું અપમાન છે. ભગવાને ભારત ને સંબોધીને આ વિજયની ચાવીરૂપ વિજ્ઞાન આપ્યું છે. ભારત 'करिष्ये वचनं तव' કહીને ક્યારે ગાંડીવટંકાર કરે એની જ હવે રાહ જોવાય છે.

વલસાડ
૨-૪-'૬૬

# પુષ્ટીમાર્ગીય જીવનકલા

પ્રો. નાગરદાસ બાંભણિયા

શાસ્ત્રોમાં ચોસઠ કલાનો નામનિર્દેશ તેમ યથા સ્થાન તેમનું વર્ણન આપણને મળે છે. મારા નમ્ર મત મુજબ એક પાંસઠમી કલા પણ છે અને તે જીવનકલા. એક હિન્દી કવિએ એક દોહામાં કહ્યું છે કે, જ્યારે આપણો જન્મ થયો ત્યારે આપણે રડયા અને દુનિયા રાજી થઈ. હવે, આપણે એવી રીતે જીવીએ કે મરતી વેળા આપણે રાજી થઈએ અને દુનિયા રડે. આ દોહામાં અસ્પષ્ટ રીતે જીવનકલાનો જ નિર્દેશ છે. દુનિયામાં જેટલા મહાન માણસો થયા છે તે આ જીવનકલાને લઈને જ. અને પ્રત્યેક ધર્મ આ જીવનકલાનો જ ઉપદેશ કરે છે. ભગવાન બુદ્ધ, મહાત્મા ક્રાઈસ્ટ, મહમ્મદ પયગંબર, અને ત્યાર પછીના સંપ્રદાયપ્રવર્તક આચાર્યો, અને છેવટ છેવટમાં આપણા મહાત્મા ગાંધીજી આ જીવનકલાના અનોખા નમૂનાઓ છે. કોઈ અમુક સ્વરૂપ કે વ્યક્તિનો આગ્રહ રાખ્યા વિના જેમ ઉપનિષદના તત્ત્વચિંતકોએ સર્વવ્યાપી સચ્ચિદાનન્દ સ્વરૂપને ઇષ્ટ માનેલ છે તેમ શ્રી વલ્લભાચાર્યજીએ કલાનિધિને પોતાનું ઇષ્ટ માનેલ છે. શ્રીમદ્ ભાગવત દશમ સ્કન્ધ સુબોધિનીની શરૂઆતમાં તેઓ

નમામિ હૃદયે શેષે લીલાક્ષીરાબ્ધિશાયિનમ્ ।
લક્ષ્મી સહસ્ત્રલીलाभिः સેવ્યમાનં કલાનિધિમ્ ।।

એ પ્રમાણે કલાનિધિને વન્દન કરે છે. "કૃષ્ણ" નો પણ તેમણે 'સદાનન્દ' એ પ્રમાણે અર્થ કરેલ છે. આ રીતે સર્વદેશવ્યાપી સર્વકાલવ્યાપી

કલાનિધિ સદાનન્દ એ એઓશ્રીનું ઇષ્ટ છે. આ ઇષ્ટનું એક બીજે પ્રકારે પણ તેઓ નિરૂપણ કરે છે. अस्मत्प्रभुस्तु अक्लिष्टकर्मा, એટલે કે, અમારા ઇષ્ટ બીજાને સુખ જ આપે છે, દુઃખ કોઈને નથી આપતા. અને આ પ્રકાર માં જીવનકલાના સ્વરૂપનો સૂક્ષ્મ પણ સ્પષ્ટ નિર્દેશ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના બારમા અધ્યાયમાં પણ

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते यः।

એ શ્લોકાર્ધમાં પણ આ જીવનકલાનું જ નિરૂપણ છે. અત્યારે વિશ્વમાં જે અશાન્તિ વ્યાપી છે તેના મૂળમાં આ જીવન-કલાની સર્વવ્યાપી ઉપેક્ષા જ છે. ઉપર ટાંકેલ શ્લોકાર્ધમાં કહ્યું છે કે પોતે વિચાર, વચન, અને વર્તનમાં ધ્યાન રાખવું કે તેને કારણે કોઈને તકલીફ ન થાય; અને બીજા તરફથી પોતાની ઓછી યા વધારે તકલીફ થઈ હોય તો તે મનમાંય ન લાવવી. એટલો લઘુ ઉપદેશ જીવનમાં ઊતરી જાય તો આ ભૂતલ એ જ સ્વર્ગ બની જાય. આ ઉપરાંત, નિષ્કામ સ્વકર્તવ્યનિષ્ઠા ઉપર શ્રીવલ્લભાચાર્ય ખૂબ જ ભાર મૂકે છે. અને સંપૂર્ણ સ્વકર્તવ્યનિષ્ઠતાનું બીજું નામ તે સર્વાત્મસમર્પણ. આ સર્વાત્મસમર્પણનું સ્વરૂપ નીચેના એક પ્રસંગ ઉપરથી આપણને સ્પષ્ટ સમજાશે.

રાજા ભોજના સમયમાં ધારાનગરીમાં સ્વકલાકુશલ બે નર્તકીઓ રહેતી. એકનું નામ જાતકી અને બીજીનું નામ કેતકી. જાતકી પોતા સાથે જે રાત ગાળવા માગે તેની પાસેથી એક રાતના રૂપિયા એક લાખ લેતી. તેમ છતાં તેના ઉપર ઘરાકની પડાપડી. કેતકી એક રાતના માત્ર સો રૂપિયા લેતી છતાં તેને ભાગ્યે જ ઘરાક મળતા. કેતકીને આથી જાતકીની ઈર્ષ્યા થવા લાગી; અને જ્યારે તેનાથી ન રહેવાયું ત્યારે તેણે ભોજ રાજાને જઈ ફરિયાદ કરી કે રાજા, તારા રાજમાં પ્રજાને કલાની કદર નથી. જેવી જાતકી સ્વકલાકુશલ છે તેવી હું સ્વકલાકુશલ છું; છતાં તેના ઉપર ઘરાકોની પડાપડી અને મારો કોઈ ભાવ પણ ન પૂછે. આ ઘોર અન્યાય છે અને આ બાબતમાં મને ન્યાય મળવો જોઈએ. ભોજ પરમ આદર્શ રાજવી. પોતાની પ્રજામાં કોઈને પણ અન્યાય થાય એ એને રુચતું ન હતું. એટલે તેણે કેતકીને કહ્યું કે બેન, તું ચિન્તા ન કર. હું તને આ બાબતમાં ન્યાય અવશ્ય આપીશ. પછી, પોતાની ઈષ્ટ સરસ્વતીને રાજા પ્રાર્થના કરવા લાગ્યો કે હે માતા, મને બુદ્ધિ આપ કે હું આ બાબતનો ઉકેલ લાવી શકું. માતા સરસ્વતીની કૃપાથી એને એક ઉપાય સૂઝ્યો. તે પ્રથમ જાતકીને ત્યાં ગયો

તેની એક રાતની ફી રૂપિયા એક લાખ તેને ચુકવી આપ્યા પછી તેની પાસે વાતચીત કરવા લાગ્યો, થોડી વાતચીત કરી તેણે એકદમ પોતાનુ માથુ પકડી તે એકદમ સખત દુખવા આવ્યુ છે એવો ઢોંગ કર્યો જાતકી-એ કહ્યુ કે વ્હાલા, આ દર્દ મટાડવાનો કોઈ ઉપાય ખરો ? રાજા ભોજ કહે છે કે મોતીના ધુમાડાથી આ માથુ મટે જાતખીએ દાસી પાસે સગડી મગાવી તેમા પોતા પાસે જેટલા મોતી હતા તેટલા હોમી દીવા બધા બળી ગયા ત્યારે ભોજે કહ્યુ કે હાશ, હવે મારુ માથુ હલકુ થયુ ત્યારે જાતકી કહે છે કે હાશ, મને પણ હવે નિરાત વળી પછી ભોજ રાજાએ પૂછયુ કે મે તો તને, જાતખી, ફક્ત એક લાખ રૂપિયા આપ્યા છે અને તે તો આ એકને બદલે દસ લાખના મોતી હોમી દીધા આવા ધન્ધામા તને શો લાભ ? ત્યારે જાતખીએ કહ્યુ કે વ્હાલા, સ્વમર્તવ્યપાલન એ એક જ છુ મારા જીવનનો લાભ સમજુ છુ તે એક લાખ રૂપિયા આપ્યા એટલે આ રાત પૂરતી છુ તારી થઇ ચૂકી દસ લાખના મોતી તો શુ ? પણ તારા સુખ ખાતર આ રાતમા મારે પ્રાણ પણ આપી દેવા પડત તો છુ ન ખચકાત બીજી રાતે રાજા કેતખીને ત્યા ગયો તેને તેની ફી પ્રથમ ચૂકવી આપી પછી બન્ને વાતે ચડયા વાતનો રગ બરોબર જામેલો, તેવામા રાજા ભોજે તે કેતખીના ગળામા રહેલ મોતીની માળા ઝટકો મારી તોડી નાખી વાત અધૂરી મૂકી તે તો મોતી વીણવા મડી પડી ભોજે કહ્યુ કે અરે, વાત તો પૂરી થવા દે ત્યારે તેણે કહ્યુ કે, આપી આપીને આપી છે તો તે રુપડી મો અને મને નુકશાન કેટલુ બધુ કર્યુ ? એક પણ મોતી ગુમ થાય તો મારે તો ઊઠે રૂપિયા હજારની ત્યારે રાજા ભોજે કહ્યુ કે બેન, ન્યાય થઈ ચૂક્યો તુ દુખી છે તો તારા લખણે દુખી છે તેમા મારી પ્રજાનો જરાયે વાક નથી પછી તેણે જાતખીની ખાનદાનીની વાત કહી સભળાવી શ્રી વન ભાચાર્ય આ પ્રકારનુ સર્વસમર્પણ સૌને શીખવે છે સ્વમર્તવ્યપરાયણ તા એટલી બધી કે પોતાને થતા લાભહાનિનો વિચાર જ નહી સહિષ્ણુતા એટલી બધી કે પોતાને બીજાથી તકલીફ થાય એ મનમાયે ન લાવે અને અનિષ્ટકારિતા એટલી બધી કે વચન અને વર્તનથી તો શુ, પરન્તુ વિચાર-થીયે બીજાને કલેશ ન થાય એની સાવધાની આ ટૂકમા શ્રી વનભાચાર્યે ઉપદેશેલી જીવનકલા

*

# પુષ્ટિમાર્ગ અને મર્યાદા માર્ગ

કૃષ્ણશંકર શાસ્ત્રી

ભક્તિલતાએ અવતરેના બે ફૂલ છે એકનુ નામ પુષ્ટિમાર્ગ છે, બીજા નામ છે મર્યાદામાર્ગ આ બન્ને ફૂલો રસ–સભર છે તો પણ કંઇક સ્વરૂપભેદ અને સ્વાદભેદ પણ છે

"અનુગ્રહ અને આશીર્વાદ" આ બે શબ્દોમા જેટલુ અન્તર છે એટલો જ તફાવત પુષ્ટિમાર્ગમા છે છતા એ વાત નિર્વિવાદ છે કે બન્ને ભક્તિલતાના જ ફૂલ છે

વિપ્રો આશીર્વાદ આપે ભગવાન અનુગ્રહ કરે આશીર્વાદ માપસર મળે છે અનુગ્રહ અમાપ મળે છે કરેલા સુકૃતના પ્રમાણમા પુણ્ય મળે છે કરેલા પુણ્યકર્મ પ્રમાણે આશીર્વાદ મળે છે આશીર્વાદ અને સુખ જુદી જુદી વસ્તુ છે એક કૂપનિર્માણ કર્યું પાણી પીનારના આશીર્વાદ મળ્યા એક યજ્ઞ કર્યો, યજ્ઞના વિધાન મુજબ અને યજ્ઞના નિયમ પ્રમાણે તેનુ વળતર મળ્યુ–ફળ મળ્યુ, ફળ ભોગવી લીધુ અને પાછુ સુખ અને સુખના સાધનો મેળવવા પુન સુકૃત કરવાનુ રહ્યું કર્મપરપરા અને ફલપરપરા અનાદિ રીતે ચાલ્યા કર્યા એક દિવસ નિષ્કામ કર્મ તરફ મનોવૃત્તિ વળી અને ફલત્યાગની ભાવના આવી ત્યારે મુક્તિની પ્રાપ્તિ થઈ આ સર્વ વસ્તુનુ નિયમન વેદોક્ત રીતિથી થયુ આ સમગ્ર ક્રિયાઓ જ્યા કરવામા આવી તેને મર્યાદામાર્ગ કહ્યો સામાન્ય રીતે તપ, જપ, દાન, તીર્થાટન, અનુષ્ઠાન, આરાધન વગેરે ક્રિયાઓ અને તત્વચિંતન વગેરે

બૌદ્ધિક ક્રિયાઓ જેમાં વસેલ છે એવા એક વિપુલ કર્મસમૂહને મર્યાદા માર્ગમાં સમાવ્યો છે.

તાત્પર્ય કે કયા કર્મથી કયું ફલ મળે છે એની મનુષ્યને ખબર નથી. વળી કર્મ કેવી રીતે કરવું એની પદ્ધતિનું જ્ઞાન નથી. તદુપરાંત, કયા સમયે કર્મ કરવું એનો પણ એને પરિચય નથી. કઈ સામગ્રી તે કર્મમાં વાપરવી તે બાબત પણ લોકવિદિત નથી- આ સર્વ પ્રકારની માહિતી જેને પૂરી પાડી તેને "વેદ ભગવાન" કહ્યા. વેદોને ભગવાનના શ્વાસોચ્છ્વાસ તરીકે ગણાવ્યા છે. તે વેદો હિતબોધક છે. અને સમગ્ર પ્રકારનું કલ્યાણ સમજાવે છે અને વિધિપૂર્વક કાર્ય કરાવીને ફલ પણ અપાવે છે. આમ વેદોનાં વાક્યો પ્રમાણે થતા કાર્યકલાપને મર્યાદામાર્ગ કહેવાય છે.

સામાન્ય રીતે એક વ્યક્તિને સ્વર્ગ જોઇએ છે. બીજી વ્યક્તિને કીર્તિ જોઇએ છે ત્રીજી વ્યક્તિને સંતતિ જોઇએ છે. ચોથી વ્યક્તિને સમ્પત્તિ જોઇએ છે, પાંચમી વ્યક્તિને શત્રુજય કરવો છે. છઠ્ઠી વ્યક્તિને પતિ જોઇએ છે. અને સાતમી વ્યક્તિને પત્ની મેળવવાની છે. આમ કંઇને કંઇ વસ્તુ જોઇએ છે. તેને મેળવવાના લૌકિક ઉપાયો છે નહીં, ઉપાયો છે તો સફળતા નથી આપતા. મનુષ્યને તો સુખો જોઇએ છે જ. તેને માટે ઉપાય શો કરવો ?

ભગવાનને આ બાબતનું ધ્યાન હતું જ. તેથી ભગવાને પોતાના શ્વાસોચ્છ્વાસ સમાન વેદોના સ્વરૂપે પ્રકટ થઈ લોકમાં અજાણી સમસ્ત વસ્તુઓની સમજ આપી. તે સમજ આપતાં બે પ્રકારનાં વચનો કહ્યાં. એક વેદવચનમાં સંપૂર્ણ કર્મમાર્ગ દર્શાવ્યો. સ્વર્ગ, સમ્પત્તિ, વૃષ્ટિ, રાજ્ય વિજય, પુત્રાદિ પદાર્થો વગેરે પદાર્થો કેવી રીતે મેળવવા તેની રીતિનું વ્યવસ્થિત રીતે નિરૂપણ કર્યું. અને કયાં કર્મથી કયું ફલ મળશે તેની પણ સ્પષ્ટતા કરી. વળી કર્મ કરવામાં જો વિધિ વિધાનમાં ભૂલ થઈ તો તેનું પ્રાયશ્ચિત પણ લાગ્યું અને તે ભોગવવું પણ પડયું. કારણ કે જો વિધિવિપરીત કર્મ કરે તો ફલ ભોગવવું જ પડે. कारीर्या यजेत वृष्टि कामः। ज्योतिष्टोमेनयजेत स्वर्गकामः આવાં શ્રુતિવાક્યો દ્વારા ઘડવામાં આવેલો કાર્યકલાપ એ સમસ્તને મર્યાદામાર્ગ કહ્યો જે કર્મપ્રધાન હતો તેવો જ મોક્ષ પ્રધાન જ્ઞાનમાર્ગ કહ્યો. આ બન્ને માર્ગથી ચાલનાર ભક્તને મર્યાદામાર્ગીય ભક્ત કહ્યો. કર્મપ્રધાન ફલભોગ કરવા લાગ્યો અને જ્ઞાનપ્રધાન તત્ત્વ-વિચારમાં લીન થયો અને બ્રહ્મદર્શન પામ્યો.

પરિણામે મર્યાદા માર્ગમા ભગવાનનો સાક્ષાત્ સબધ ન થયો યજ્ઞાદિદ્વારા અને તપશ્ચર્યા તીર્થયાત્રા દાનાદિ દ્વારા એણે ભગવાનનુ જ આરાધન કર્યું ગણાય છતા તે યજ્ઞાદિના ફળ ભગવાનને ચરણે ન ધરતા પોતાના જ કોઈ ધ્યેયને સિદ્ધ કરવામા વપરાયા

હવે પુષ્ટિમાર્ગ આથી—એટલે મર્યાદામાર્ગથી કેટલુ અતર ધરાવે છે એનો વિચાર કરવાનો રહ્યો તે જોઈએ—

સેવા પ્રધાન જે માર્ગ છે તે પુષ્ટિમાર્ગ છે, જેમા સાધનો કરવાના હોતા નથી અને સાધનો હોય છે તો ફલથી તે જુદા નથી હોતા મર્યાદા માર્ગમા સાધનો દ્વારા ચિત્તશુદ્ધિ કરવી પડે પ્રાયશ્ચિત દ્વારા પાપશુદ્ધિ કરવી પડે પુષ્ટિમાર્ગમા સ્વરૂપસેવા દ્વારા જ ચિત્તશુદ્ધિ અને સર્વ પાપ નિવૃત્તિ થાય છે

અનન્ય ભાવ અને સમર્પણ દ્વારા પુષ્ટિ ભક્તિનુ આચરણ થાય છે ચિત્તનો નિરોધ કરવા ધ્યાન કે પ્રાણાયામાદિનો શ્રમ કરવો નથી પડતો નિત્ય સેવા કરતા કરતા જ ચિત્ત વિશુદ્ધ થઈ જાય છે ધ્યાન સ્વત સિદ્ધ થઈ જાય છે અને સર્વ પાપ અને અતરાયની નિવૃત્તિ થઈ જાય છે

શરણાગતિથી પુષ્ટિ માર્ગની ક્રિયાની શરૂઆત થાય છે દેહ ઇન્દ્રિય, પ્રાણ, અન્ત કરણ, અને એમની સર્વ ક્રિયાઓ, તેમજ દેહ ગેહ વગેરેને લગતા સર્વ પતિ, પુત્ર, પત્ની મિત્ર, આપ્ત વગેરે સ્વજનો એ સર્વ ભગવાનને સમર્પી દેવા એ જ દિવ્ય વિધિને પુષ્ટિભક્તિ કહે છે શ્રી યશોદાજી માતા વ્રજવનિતાઓ વગેરેનો તેમા સમાવેશ થાય છે

શ્રીમદ્ ભાગવતમા આ બે ભક્તિના સ્પષ્ટ બે સ્વરૂપો છે એક કુન્તી માતાજી અને બીજા શ્રી યશોદાજી ભગવાનના ચરણમા સમર્પણ તો બન્નેનુ હતુ જ છતા બન્નેની ભાવનાઓમા ઘણુ જ અતર હતુ

અક્રૂરજીને ભગવાન શ્રી કૃષ્ણે હસ્તિનાપુરમા કુન્તીફોઈની ખબર લેવા માટે મોકલ્યા ત્યારે, પ્રથમ સ્કધમા હસ્તિનાપુરમાથી ભગવાન દ્વારિકા પધારે છે ત્યારે અને દશમ સ્કધના ઉત્તરાર્ધમા વસુદેવજીને શ્રી કુન્તીજી મળે છે ત્યારે જે જે વાક્યોનુ નિવેદન કરે છે તેના તાત્પર્યથી નક્કી થાય છે પોતાના દુ ખના નિવારણ માટે ભગવાનને વિનવે છે

પ્રથમ દશમ સ્કંધના ૮૨'મા અધ્યાયના ૧૯' અને ૨૦' બે શ્લોક જરા જોઈએ, શ્રી કુન્તાજી બોલ્યા કે—

आर्य भ्रातरह मन्ये आत्मानमकृताशिषम्
यद् वा आपत्सु मद्वार्ता नानु स्मरथ सत्तमा
सुहृदो ज्ञातय पुत्रा भ्रातर पितरावपि
नानु स्मरन्ति स्वजन यस्य दैव मदक्षिणम्

ભાઈ વસુદેવ ! હુ માનુ છુ કે ખરેખર હુ અપુણ્યશાળી છુ તમે સમર્થ છો છતા પણ આપત્તિમા મને યાદ પણ કરતા નથી અથવા તેમા તમારો શો વાક ? જેનુ નસીબ વાકુ હોય છે સુહૃદ, જ્ઞાતિજન પુત્રપૌત્ર, ભાઈઓ કે માતાપિતા પણ દુખમા યાદ નથી કરતા

આ વાક્યોના અવલોકનમા બે વસ્તુ સ્પષ્ટ સમજાય છે કે એક તો પોતાના દુ ખ નિવારણ માટે પ્રાર્થના છે અને બીજી વાત આખે દેખાય છે કે સ્વજનના સુખ ઉપર અસૂયા છે અથવા તો ઈર્ષ્યા છે જો કે દુ ખનો અતિરિક્ત માનવમાથી વિવેક વિસરાવે અને આવા જ વાક્યો મુખમાથી પ્રગટ કરાવે છતા આ ભૂમિકા પુષ્ટિ ભક્તિમા કદી જોવામા નહી આવે દુ ખ નિવારણ અને સુખ પ્રાપ્તિ આ બે લક્ષ સદાય મર્યાદા ભક્તિમા રહેવાના પોતાના સુખની રક્ષા સાથે જો ભગવાનની સેવા ભક્તિ થતા હોય તો તે મર્યાદા ભક્તો કરવાના આગળ વધીને વિચારીએ તો પોતાના સુખની પૂર્તિ માટે પ્રભુને તેઓ ભજવાના તદુપરાત પોતાના સુખ દુ ખના નિયામક તરીકે તેઓ દેવને પ્રારબ્ધને જ કારણ ગણવાના

કુન્તીમાતાનો બીજો પ્રસગ દશમ સ્કંધના ૪૯મા અધ્યાયનો જરા જોઈએ શ્રી અક્રૂરને કુન્તીજીએ નિવેદન કર્યું કે

सापत्न मध्ये शोचन्तीं वृकाणां हरिणीमिव
सान्त्वयिष्यन्ति मां वाक्यैं पितृहीनांश्च बालकान्

ભાઈ અક્રૂર પિતા માતા, મારો ભાઈ વસુદેવ, કુરુ બીઓ, બળભદ્ર અને મારો કૃષ્ણ મને યાદ કરે છે ખરા પિતરાઈઓની વચમા પીડાતા બાળકો સાથે મને ક્યારે આવીને કૃષ્ણ વાક્યોથી સાન્ત્વન આપશે ?

લગભગ આ અધ્યાયના ૭મા શ્લોકથી ૧૩મા શ્લોક સુધી કુન્તીજીએ એ વ્યથા વ્યક્ત કરી પ્રપત્તિ સ્વીકારી છે તેથી ભક્તિમા જ તેમનુ વરણ

છે જ્તા દુ ખમુક્તિમા જ તાત્પર્ય છે ભગવત્સ્વરૂપમા પ્રીતિની અભિલાષા આ વાક્યોમા નથી મળતી

પ્રથમ સ્કધના ૮ મા અધ્યાયમા શ્રી દ્વારિકાનાથ પાડવોને સમ્રાટ્ બનાવીને વિદાય લે છે ત્યારે કુન્તીજીમા હવે અનુરાગ દેખાય છે પરતુ ભગવાને અનેક કાર્યો કર્યાં તેથી અનુરાગ ઉત્પન્ન થયો છે કેવળ ભગવત્સ્વરૂપાનુરાગ નથી વળી દુ:ખોએ ભગવાનમા ભાવ ઉત્પન્ન કર્યો છે નહી કે ભગવાનના સ્વરૂપથી કે ગુણથી અનુરાગ થયો છે આપત્તિઓ આવી ભગવાને તે સમસ્ત નિવારી તેથી ભગવાન પ્રિય લાગ્યા કુન્તીમાતાને ભય લાગ્યો કે કદાચ પાછી સમ્પત્તિ આવી છે અને ભગવાનને ભુલીતો નહી જ્વાય ને ? તેથી યાચના કરે છે કે

> विप द सन्तु न शश्वत् तत्र तत्र जगद्गुरो
> भवतो दर्शन यत्स्याद् पुनर्भव दर्शनम्

હે જગદ્ ગુરુ ! નિર તર મને આપત્તિઓની મધ્યમા રાખજે, કારણ કે તે કાનમા આપનુ સ્મરણ થાય અને આપ દુ ખ નિવારણ માટે પધારો અને મોક્ષ દાતા એવા આપનુ દર્શન થાય

આ વાક્યોમા સ્પષ્ટ લાગે છે કે કુન્તીજીનો મોક્ષમા અનુરાગ છે તેમ જ ભગવદનુરાગ પણ આપત્તિમૂલક છે આપત્તિ આવી, સહન ન થઈ અને ભગવાને નિવારી તેથી ભગવદ્મા પ્રીતિ થઈ એવી યાચના નથી કે ભગવાનની સેવામા પોતાનો નિરોધ થાય જો કે કુન્તીમાતાના ધૈર્ય અને ભગવદ્ ભાવ સાથે સામાન્ય તો શુ પણ સમર્થ જ્ઞાની પણ તુલનામા આવી શકે તેમ નથી તેમની ભૂમિકા ઘણી ઉત્તમ છે છતા "સેવાનુરાગ" એ કેવળ ભગવદનુગ્રહથી જ સિદ્ધ થાય છે જે વ્રજ વનિતાઓમા જ જોવામા આવે છે

જેમની ક્રિયાઓ ભગવત્સુખ માટે જ છે તે પુષ્ટિભક્તિ છે તેની સ્થિતિનુ દાન સાધન સુલભથી કેવળ કૃપા પ્રાપ્ય છે જેનુ દર્શન દશમ સ્કધની લીલા ઓથી દેખાય છે—વ્રજમા શ્રી નદલાલનુ પ્રાકટ્ય થયુ કે સમસ્ત વ્રજાગનાઓ મ ગ ળ વધાઈ સાભળી વિવિધ ભેટ લઈ નદ દ્વારે આવી પહોંચ્યા એક લોકોત્તર મહોત્સવ મનાવ્યો કેસરી વસ્ત્રો દિવ્ય આભૂષણો સજી ગોરસ મસ્તકે ધારણ કરી લાલનને નવાજવા આવ્યા આવનારા ગોપી જનોને સ્વસુ દર પાસેથી કાઈ પણ જોઈતુ નથી. પોતાનુ સર્વસ્વ ન્યોછાવર *

છે જો ન દદલાવ સ્વીકારવામા વિલંબ કરે કે આનાકાની કરે તો તેમને મન તે અસહ્ય થઈ પડે છે પ્રભુને ભેટ અર્પવા આવે છે ત્યારે તેમનો સમર્પણ ભાવ અને અનન્ય ભાવ તેઓના શ્રીસગોમાથી અભિવ્યક્ત થયા વિના રહેતો નથી બ્હકે છલકાઈ જાય છે

गोप्यः सुमृष्ट मणिकुण्डलनिष्क कण्ठ्यश्चित्राम्बरा पथि शिखाच्युत माल्यवर्षाः नन्दालयं सवलया व्रजती विरेजुर्व्यालोलकुण्डल पयोधरहार शोभा॰

ગોપીજનોનો સર્વાંગ શૃગાર આ પદમા વર્ણવ્યો છે. બન્ને કાનમાંના કુડળો સાખ્ય અને યોગ માર્ગો છે મસ્તકના કેશની કુસુમણી વેદ ઉપનિષદ્-ગેય જેયે જ્ઞાન માર્ગ છે, કરચરણના આભૂષણો વિવિધ કર્મમાર્ગ છે. જ્ઞાન ભક્તિ અને કર્મ-ઉપાસના આ ત્રણે માર્ગો પુષ્ટિભક્તિના અનુગ્રહે સ્વરૂપ સેવામા જવા ચાહે છે પુષ્ટિભક્તિ તેઓને ભગત્સ્વરૂપનો આનદ આપે છે.

મર્યાદામા આશીર્વાદ લેવાના હોય છે પુણ્યકર્મ યજ્ઞયાગાદિ કર્યા બાદ યાવદ્ભૂણ્ડલ વિપ્રોના મુખારવિંદમાથી વાક્યો નીકળે છે કે જ્યાં સુધી સૂર્ય ચન્દ્ર પ્રકાશે ત્યા સુધી પુત્ર પૌત્ર ધનધાન્ય વગેરે સમ્પતિઓ તમારે ત્યા વસો. આથી સ્પષ્ટ થાય છે કે આશીર્વાદ વિપ્રો આપે છે અને ભક્ત અથવા યજમાન સુખો મેળવે છે.

પુષ્ટિનો ધારો આથી ઊલટો લાગે છે ભાવવિભોર ગોપીજનો સર્વેશ્વર સર્વસમર્થ અને સર્વૈશ્વર્ય પરિપૂર્ણ તરીકે ભગવાનને જાણે છે છતા તેમને વાત્સલ્યાતિશયથી કે સ્નેહાતિશયથી આશીષ આપે છે કે चिरपाहि લાલન્ આપ ચિરકાલ અમને સંભાળો એનુ તાત્પર્ય કે આપ ચિરંજીવ હો.

સ્વરૂપથી, લીલાથી, વાણીથી જ્યા રસનિધિ નિજસ્વજનોને રસના દાન કરે છે. અનાયાસે જીવોનો તેમા નિરોધ થાય છે. નિરોધ એટલે પરમાનંદની પરાકાષ્ઠા.

રામાયણમા એક પ્રસગ આવે છે કે શ્રી રઘુનાથજીએ સ્વરૂપથી સાગર નિવાસી જનચર જતુઓનો અને વનચરોનો પણ નિરોધ કર્યો છે. નલનીલ કારીગરોએ સેતુબધની રચના કરી. સેતુબધને નિહાળી રઘુવીર રાજી થયા. ભાવભર્યા શબ્દોથી નલનીલને નવાજ્યા.

પ્રશસાને પચાવનાર પૃથ્વીમા પરિમિત તત્વો છે નલનીલને પ્રશસાથી જરા ગર્વનો અકુર જાગ્યો જો અમે ન હોત તો આ સેતુ કોણ બાધતે

સંચય પણ છે. ત્યારે બાલક તો સર્વથી નિઃસાધન છે. તેનું પોષણ કેવલ માતા વિના અન્યથી શક્ય જ નથી. બાલકની ઉપમાથી એટલું સમજવાનું રહે છે કે બાલકના જેવાં જે સાધનશૂન્ય છે; તપ, જ્ઞાન, દાન, આદિ કોઈ સાધન સામગ્રી જેમની પાસે નથી તેઓ પણ કેવલ ભગવત્સ્વરૂપ સેવાથી, દર્શનથી, ગુણગાનથી, શ્રવણથી, કીર્તન-સ્મરણાદિથી તન્મય બની જાય છે. કારણ કે કૃપાપ્રધાન માર્ગ હોવાથી ત્યાં કેવલ ભગવદીચ્છા વિના અન્ય કોઈનું નિયમન નથી.

જગતના સાત પોષક અને રક્ષકો છે. દેવ, ઋષિ, પિતૃઓ, આત્મા, આત્મીયજન, ઐહિક, પુણ્ય, પારલૌકિક પુણ્ય આ સાત દ્વારા જગતના જીવોની રક્ષા થાય છે. જ્યાં આ સાતે સાત નિરૂપાય બને છે ત્યાં જેનાથી રક્ષા થાય છે તે, ભગવાન છે. અને તે ભગવાન કેવલ "કૃપાવશ" હોવાથી પોષણ રક્ષણ કરે છે. એ વાતથી સૂચના કરવા ગિરિરાજનું સાત દિવસ રક્ષણ કર્યું છે.

સંક્ષેપમાં મર્યાદા અનેપુષ્ટિના ભેદને સમજાવનાર પાંચ હેતુઓ છે. "જીવ દેહ, ક્રિયા, સૃષ્ટિ અને ફલ" આવા પાંચ કારણોની ભિન્નતાને લીધે પુષ્ટિ-ભક્ત મર્યાદાભક્ત પુષ્ટિમાર્ગ મર્યાદામાર્ગ એવી સંજ્ઞા થઈ.

(૧) પુષ્ટિ માર્ગ ભગવાનના અનુગ્રહનો માર્ગ છે. ભગવાન સ્વયં પુષ્ટિ જીવોના નિયામક છે. પુષ્ટિ જીવો ઉપર કાલ વેદ વગેરેનું શાસન નથી. ઉદ્ધવજી યાદવ હતા. વિપ્રોનો શાપ તેમને પણ સ્પર્શી શકતો હતો. શાપ વેદમાંથી જ આવ્યો હતો. વેદો એટલે વિપ્ર એવો અર્થ થાય છે. છતાં શાપની અસર ન થઈ કારણ કે પુષ્ટિ ભક્તો ઉપર ભગવાનનુંજ શાસન છે. ભગવાન ભક્તોને પ્રેરે છે અને ભક્તો તે પ્રમાણે કરે છે. સેવાપ્રધાન માર્ગ એ જ પુષ્ટિમાર્ગ.

(૧) વેદના મન્તવ્યને માન આપીને, સકામ ભાવનાથી ફલની આશાથી કાર્ય થાય તે મર્યાદા માર્ગ. કર્મ અને જ્ઞાન આ માર્ગમાં મુખ્ય છે.

## પુષ્ટિસૃષ્ટિનો પરિચય

(૧) ભગવાને પોતાના આનંદમય શ્રીવિગ્રહમાંથી પુષ્ટિ સૃષ્ટિની રચના કરી છે. (૨) પુષ્ટિમાર્ગના જીવનું સ્વરૂપ નિત્ય છે. (૩) પુષ્ટિજીવનો દેહ અલૌકિક છે એટલે સેવા યોગ્ય હોય છે. (૪) પુષ્ટિજીવની ક્રિયા ભગવત્પ્રી-

## મર્યાદા સૃષ્ટિનો પરિચય

(૧) મર્યાદા સૃષ્ટિ ભગવાનના શ્વાસરૂપ વેદોની વાણીમાંથી થઈ છે. (૨) તેમનો જીવ નિત્ય છે (૩) તેમના દેહો વેદોક્ત અગ્નિ હોમાદિ ક્રિયાઓ કરવા માટે અનુકૂળ હોય છે (૪) તેમની ક્રિયાઓ વેદશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચાલે છે (૫) તેમનો સર્ગ પણ દૈવી સર્ગ છે (૬) તેમના ફલ સ્વર્ગ અને મોક્ષાદિ સુખની પ્રાપ્તિ છે.

## સાર

કે પ્રેમ પ્રધાન બની, કેવલ ભગવાનને જ સુખ આપવા માટે સેવા કરે તે પુષ્ટિ માર્ગ છે. અનન્યાશ્રય અવિચલ વિશ્વાસ અને અણુ શ્રદ્ધા તે મનામાં હોય છે. ભગવાનને રીઝવવાની રીત તેમને બીજાઓ પાસેથી જાણવાની નથી હોતી. તે પુષ્ટિ માર્ગ થયો.

અને કર્મ જ્ઞાન પ્રધાન અને પુણ્ય તેમજ ફલ પ્રધાન માર્ગ થયો તે મર્યાદા માર્ગ થયો. જેનું જેમાં મન રમે તેનું તે માર્ગમાં વલણ મનાય અને તે માર્ગ તેને સુખાવહ બને છે.



# સેવા અને શોષણ

ગુલાબદાસ બ્રોકર

ઘણા વર્ષોથી એક વિચાર મને વારવાર આવ્યા કરે છે, તે છે સમાજ સેવાના ક્ષેત્રને લગતો એ વિચારને આલેખવાનો આજે થોડો પ્રયત્ન કરુ છુ

સેવાની—સમાજની સેવાની—મહત્તા તો આપણે ખૂબ જ પિછાનીએ છીએ એટલે તો એ કરવામા ઉપયોગી થઈ પડે એવી અનેક સસ્થાઓ પણ આપણે સ્થાપીએ છીએ, અને એ સસ્થાઓના માધ્યમ દ્વારા, અને એ વિના પણ—બની શકે તેટલી સેવા કરવા આપણે ઉદ્યુક્ત થઈએ છીએ એ વસ્તુ સારી છે એટલે એ કરવા માંડીએ એ પછી આપણો ઉત્સાહ અત્યત વધી જાય છે એ ક્ષેત્રને જેટલુ વિકસાવી શકાય તેટલુ વિકસાવવા આપણે પ્રયત્નશીલ રહીએ છીએ, અને એ માટે જ ભોગ આપવો પડે કે જે ત્યાગ કરવો પડે તે આપતા કે કરતા આપણે અચકાતા નથી સેવા બને તેટલી નિસ્વાર્થપણે થઈ શકે એટલા ખાતર આપણી બીજી બધી પ્રવૃત્તિઓમાથી આપણે ગમે તેટલો ધનલાભ પ્રાપ્ત કરતા હોઈએ તે છતા સેવાના ક્ષેત્રમાથી એક પાઈ પણ મેળવવામા આપણે હીનતા સમજીએ છીએ અને એ કાર્ય તો સમાજપ્રીત્યર્થે જ કરીએ છીએ

આ બધુ તો બરોબર છે જેવુ જોઈએ એવુ જ છે પણ સેવા કર-વાના ઉત્સાહમા આપણે—વ્યક્તિરૂપે કે સસ્થારૂપે એક સૂક્ષ્મ પ્રકારનુ શોષણ તો કરી રહ્યા નથી ને એ પ્રશ્ન આપણે આપણી જાતને ઘણી વાર પૂછતા હોતા નથી, એટલે આપણા હેતુઓ અત્યત ઉચ્ચ હોવા છતા

જાતની સૂક્ષ્મ રોપણુપરાયણતાથી મેળાની આપણી એ પ્રવૃત્તિ ઘણી બધી વાર એટલી બધી દૂષિત બની જતી હોય છે કે મૂળ ઉદ્દેશ જ એને અગે માર્યો જતો હોય એમ થાય તો એ તો બરોબર ન કહેવાય છતા એમ થાય છે ઘણીયે વાર, એવુ મને લાગે છે

થોડા દાખલાઓ દ્વારા એ શી રીતે થાય છે એ જોવા સમજવાનો પ્રયત્ન કરીએ

વર્ષો પહેલાની વાત છે એમ ડૉક્ટર મારા ખાસ મિત્ર સાહિત્યના અત્યત પ્રેમી પોતે એના ઉપાસક પણ ખરા મારી દવા કરે પણ પૈસા લેતા અચકાય મે એમને એ બાબતમા સકોચમાથી મુક્ત કરી દીધા. કહ્યુ ' મને પોસાય તેમ છે તો મારે તમને શા માટે પૈસા ન આપવા? તમારો આ ધધો છે, ને મારે તો દવા કરુ તો, બીજા કોઈને પણ પૈસા આપવાના જ રહે તો તમને જ શા માટેન આપુ? ન આપુ તો મને જ સકોચ રહે"

એ હજી આર્થિક રીતે પગભર થતા જતા હતા મારી વાત તેઓ પામી ગયા અમારો વ્યવહાર નિસકોચ ચાલવા લાગ્યો

ડૉક્ટર બહુ પ્રેમાળ માણસ હતા દયાળુ પણ એવા જ કેટલાય માણસોને દવા મફત આપે એમનો એ ગુણ મને ખૂબ ગમતો મારી દવાના જે કઈ પૈસા થાય એ ુ તેમને તરત જ ચૂકવી દેતો

પણ એક વખત જરા વિચિત્ર બની ગયુ મને લાબી માદગી આવી ઘણી વાર ડૉક્ટરને ઘેર બોલાવવા પડયા અને દવા પણ લાબો સમય લેવી પડી અતે સાજો થઈ ગયો એટલે પહેલો વિચાર ડૉક્ટરના પૈસા ચૂકવી દેવાનો આવ્યો દવાખાને ગયો અને બિલ માગ્યુ ડૉક્ટરે તો એમની હમેશની લાપરવાહીથી કહ્યુ "એની શી ઉતાવળ છે?"

મે કહ્યુ, 'તમને નથી મને છે '

ડૉક્ટરે, "કપાઉન્ડરને કહે એ બનાવી આપશે"

અતે કહ્યુ હિસાબ લાબો હોવાથી બીજે દિવસે તૈયાર રાખવા તેણે વચન આપ્યુ

બીજે દિવસે મારા હાથમા બિલ આવી ગયુ જોતા જ આભો થઈ ગયો હુ ધારતો હતો તે કરતાએ ઘણુઘણુ બધુ વધારે હતુ કોઈપણ

ગણતરીએ આટલા બધા પૈસા થાય જ નહી કયાક કઈક ભૂલ થઈ હતી, મનને થયુ ડૉક્ટરને વાત કરવી ખરી? સબધ જોતા સકોચ થતો હતો વાત ન કરુ તો મૂર્ખ જેવુ લાગતુ હતુ પેલો કપાઉન્ડર કઈક ગોટાળો કરતો હોય તો? અતે હિમત કરી વાત કરી ડૉક્ટરે કહ્યુ, "એને જ પૂછી જોને એ તને સમજાવશે" એને પૂછ્યુ એણે સમજાવ્યુ ચાર ચાર ગણા ભાવ એણે ચડાવ્યા હતા મે એ તેને બતાવ્યુ એ કહે, "ડૉક્ટરની સૂચના પ્રમાણે કર્યું છે."

માનવામા ન આવ્યુ ડૉક્ટરને ફરી વાત કરી ડૉક્ટર હસ્યા "તારી સાથે એવો વ્યવહાર જ કયા છે તુ તારી મરજી પડે એ આપને"

પણ મારે એમ દાન નહોતુ જોઈતુ લૂટાવુ પણ નહોતુ થોડો ગુસ્સો ચડયો હતો એટલે મે એ રીતે કહી દીધુ તે તો હસ્યા, હસતા જ રહ્યા

મારો ગુસ્સો વધવા લાગ્યો એટલે એમણે સમજૂતિ આપી, "કેટલા લોકોને હુ મફત દવા આપુ છુ એ ખબર છે?" તેમણે પૂછ્યુ,

"હા છે પણ તેનો મારી સાથે શો સબધ?"

"આ રીતે જેને પોષાય તેની પાસેથી બધાયે પેસા લઉ નહી તો હુ એ શી રીતે કરી શકુ?"

"એટલે કે મારે અને મારા જેવા અન્યોને પૈસે તમારે દાન કરવુ છે કેમ?"

"એમા શુ ખોટુ છે?"

"ને દાન કરવાનો યશ તમારે લેવો છે? દાનેશ્વરી ડૉક્ટર, ભલા માણસ ઉદાર તમારે ગણાવુ છે—કોકને પૈસે"

"પણ હુ એ પૈસો મારા ખીસામા તો મૂકતો નથી ને?"

"મારી જાણ બહાર મારા ખીસામાથી પૈસા લઈ બીજાના ખીસામા મૂકો તેથી તમે ચોર મટી જતા નથી ઉપરાત તમે તો મારો યશ પણ ચોરી જાવ છો તમે પેલા દરદીને કહેતા નથી કે મફત દવા કોના પેસાથી આવી રહી છે? ભલા માણસ, દાન કરવામા મને વાંધો ન હોય ને કદાચ મારે એ માટે યશ પણ ન જોતો હોય, તોય તમારાથી આમ તો ન જ થાય ને"

ખબર નથી એમને એ વાત ગળે ઊતરી કે નહી, પણ હુ તો એમના દાનવૃત્તિનો ભોગ થતો તે દિવસથી અટકી ગયો જ

આ તો દાનવૃત્તિ ધરાવનાર એક સજ્જનની ગોપણરીતિનો એક સ્થૂ એવો દાખનો થયો, પણ બધા દાખનાઓ આટના સ્થૂન હોતા નથી એ વૃત્તિ વ્યક્તિની મટી સસ્થાગત સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તો એ એવ સ્થૂન રહેતી પણ નથી એટને એ જાતનો પ્રસગ જોઈએ

જ્ઞાન ાન એ દાનનો ઉત્તમ પ્રકાર છે એમા પણ એ જ્ઞાન જ્યા ચારિત્ર્યનુ ઘડતર કરનારુ હોય અને સદ્ભાવના અને સદ્ધર્મનો પ્રસા કરનારુ હોય ત્યારે વળી એ ઉત્તમ પણ ઉત્તમોત્તમ બની જાય છે

જ્ઞાનદાનની વિશાળ પ્રમાણમા લ્હાણ કરનાર એક સસ્થાના સચાન સાથે એક વાર મુનાકાત થઈ બહુ જ સસ્તી કિમતે પુસ્તકો અને પત્ર પત્રિકાઓનુ વિતરણ એ સસ્થા કરી રહી છે સચાનકો અને અન્ય કાર્યકરે ભાવનાથી પ્રેરાઈને પોતાના જીવનનિર્વાહ પૂરતુ જ એમાથી મેળવે છે બાકી સસ્થાના કાર્યમા જ રત રહે છે પ્રચાર કરનારા આડતિયાઓ વગેરે પણ સસ્થાના પ્રકાશનોનો પ્રચાર કરી પણ આડત લીધા વિના કરે છે

એ સસ્થાના સચાનકથી જોડે વાત નીકળતા પુસ્તકના પ્રકાશન વિશે વાત નીકળી એમના પ્રકાશનોની ઉત્તમના વિશે એને અનુકૂળ લોકમત જાગ્રત છે કે કોઈ પણ પુસ્તકની ઓછામા ઓછી પાચ હજાર નકનની જ આવૃત્તિ તે સસ્થા પ્રસિદ્ધ કરે છે લોકોને એ પુસ્તક સસ્તી કિમતે મળે એટલા ખાતર સસ્થા એમા નફાનુ ખાસ ધોરણ રાખતી નથી અને લગ ભગ પડતર કિમતે જ એ પુસ્ત તુ વેચાણ કર છે

"લેખકને આપવાની રોયલ્ટી બાબત શી વ્યવસ્થા કરો છો?" મે પૂછ્યુ કેમકે લેખક વિના પુસ્તક શી રીતે હોઈ શકે?

"મેવાભાવથી લખી આપનાર લેખક તો ખાસ રોયલ્ટી લેતા નથી" તેમણે કહ્યુ

"હા, એ તો ખરુ, પણ બીજાઓ? કેમકે તમારે તો અનેક પ્રકારના લેખકો સાથે કામ પડતુ હોય ને?

"અમે પાને રૂપિયાથી વધુ રોયલ્ટી કોઈને સામાન્ય રીતે આપતા નથી"

"એ તો રોયલ્ટી ન થઈ. ઉઘાડી ચૂકવણી થઈ."

"જે કહો તે. દોઢસોએક પાનાનું પુસ્તક કરીએ. અને પાને રૂપિયો આપીએ."

"એટલે કે લેખકને દોઢસો રૂપિયા મળે."

"હા."

"પાંચ હજાર નકલ કાઢો તોયે? કિંમત શી રાખો પુસ્તકની?"

"રૂપિયો."

"એટલે કે પાંચ હજાર રૂપિયાની કિંમતના પુસ્તકો ઉપર લેખકને માત્ર દોઢસો રૂપિયા મળે.".

"હાસ્તો. એમાં બીજું શું થાય?"

મેં એમને મારું એક પોણા બસોથી બસો પાનાનું પુસ્તક બતાવ્યું. તેના ઉપર રોયલ્ટી તરીકે મને રૂપિયા સાડા સાતસો મળ્યા હતા. તેમને મેં પૂછ્યું, "આ પુસ્તક તમારી સંસ્થાને આપું તો મને તો પોણાબસો જ મળે ને?"

"હાસ્તો".

"તો હું શા માટે એ પુસ્તક તમને આપું?"

"પણ આ તો સેવા માટે છે ને? લોકહિત માટે? જનતાને સારું સાહિત્ય સસ્તા દરે મળે એટલા માટે?"

"એ ખરું. પણ એ સેવા તો સંસ્થાએ કરવાની હોય છે. એ સેવાનો યશ મળે એ પણ સંસ્થાને મળે. તો પછી લેખક એમાં શા માટે દંડ ભરે? અને વળી સાડા સાતસોને બદલે પોણા બસો જ એને આપીને તમે લેખક પાસેથી સંસ્થાના ફાળામાં વધારે પડતી રકમ નથી લઈ લેતા?

તેઓ જરા મૂંઝાયા. મેં કહ્યું, "જેનો ઇરાદો સેવા કે દાન કરવાનો હોય તે તો ગમે તે રકમ આપે કે જવા દે તેનો કશો વાંધો નહીં. પણ તમારી સેવાની ભાવના ફળે એટલા ખાતર સામા માણસ પાસેથી વધારે ભોગ માગવો એ યોગ્ય કહેવાય? લેખકને ગરજ હોય અને એની ચોપડી છાપનાર અન્ય કોઈ એને ન મળતું હોય તો એ તમને તમારી શરતોએ

પુસ્તક આપી પણ દે, પણ તે તો ગરજનો મોટો થયો એ જો એમ ન આપે, તો સસ્થા એ પુસ્તકથી વ ચિત રહે—સસ્થાના ઉદ્દેશોને અનુરૂપ એ પુસ્તક હોય તો પણ એથી તો સસ્થાને જ ખોટ જાય એ કરતા તો .

"એ કરતા તો ?" તેમણે પૂછ્યુ

"બે આના કિંમત વધારે રાખો તો પાચ હજાર નકલે દસ હજાર આના તમને વધારે મળે લેખકને તમે પૂરા પૈસા આપી શકો અને ગ્રાહકોને કિંમત બહુ ભારે પણ ન પડે

"પણ એ તો ન થાય અમારા ઘરાકો પાસેથી અમારે વધારે કિંમત લેવી નથી "

"ને લેખક પાસેથી ઓછી કિંમતે ચીજ લેવી છે, કેમ ? જેથી સસ્થા ઘરાકોને કેટલો સસ્તો માલ આપે છે તેની શાબાશી તેને મળે ? રૂપિયે પુસ્તક લેનાર ઘરાક રૂપિયે એક આને કે બે આને એ જરૂર લે, પણ એમ કરવાથી લેખકનુ શોષણ થતુ અટકી જાય "

ખૂબ દલીલો થઈ અમારી વચ્ચે એ બાબતમા પણ મારી વાત તેમને ગળે ન ઊતરી તે ન જ ઊતરી એમને ખાતરી હતી કે ( માત્ર પુસ્તક વિશે જ વાત નહોતો કરતો લેખક માન વિશે જ વાત કરતો હતો, તે છતાય તે

પહેલા દાખલા કરતા આ દાખલામા શોષણનો પ્રકાર થોડો વધારે સૂક્ષ્મ અને થોડો વધારે અવૈયક્તિક બને છે પણ એ પણ સહેજે નજરે ચઢી જાય એવો છે પણ એથીયે સૂક્ષ્મ પ્રકારનુ શોષણ સેવા સસ્થાઓ દ્વારા સદુદ્દેશની સિદ્ધિ અર્થે થઈ રહ્યું છે તે એક વિશેષ દાખલાથી સ્પષ્ટ થઈ જશે એમ ધારુ છુ

અત્યારે આર્થિક ભીસ બ_ જ સખ્ત પ્રમાણમા અનુભવાય છે. એમા પણ જેને આપણે નિમ્ન સ્તરનો મધ્યમ વર્ગ કહીએ છીએ તે તો એ ભીસના ભારણમા એવો અટવાયેલો છે કે એને માટે તો પોતાની હસ્તી પણ ટકી રહે કે કેમ તે પ્રશ્ન છે ખાસ કરીને ઘરનો આખો ભાર ઉપાડનાર એ સ્તરના સ્ત્રીવર્ગની દશા ભયકર છે એ વર્ગ બ_ શિક્ષિત પણ ન હોવાથી ઘરમા આર્થિક ટેકો પૂરો પાડવાની તેની શક્તિ મર્યાદિત છે અને આ સ્થિતિમા આખોયે આર્થિક બોજો ઊચકવાની એ વર્ગના પુરુષ વિભાગની શક્તિ જ નથી

સમાજહિતચિન્તકો અને સેવાધર્મી સજ્જનો આ સ્તરને બચાવી લેવા માટે સચિત બને એ જેટલુ સ્વાભાવિક તેટલુ જરૂરનુ પણ છે સદ્ભાગ્યે એ લોકો માત્ર સચિત નહી, કાર્યરત પણ બની ગયા છે અને વૈયક્તિક રીતે અને વિધવિધ સસ્થાઓ દ્વારા આ વર્ગની રક્ષા અને વિધવિધ પ્રકારે કામ સેવા બજાવી રહ્યા છે એ જાતની સસ્થાઓનો મુખ્ય ઉદ્દેશ એ વર્ગની જાતની અર્ધશિક્ષિત અને અશિક્ષિત નારીઓને કામ પૂરુ પાડવાનો છે એ કામ દ્વારા મળતી રોજી દ્વારા એ સ્ત્રીઓ પોતાના કુટુબના આર્થિક પાસાને થોડુ વધારે સગીન બનાવી શકે અને એમ સર્વનાશમાથી બચી જાય

સર્વનાશ જ કેમકે ભૂખનુ દુખ માણસ પાસે શુ શુ નથી કરાવતુ ? બુભુક્ષિતો કિ ન કરોતિ પાપમ્ ! એમા પણ જો બુભુક્ષિત વ્યક્તિને નારીનો દેહ મળ્યો હોય અને પોતાના બાળકો અને સ્વજનોને ભૂખના દુખમાથી દૂર રાખવાને માટે તે ગમે તે કરવાને તૈયાર થઈ ગઈ હોય તો પછી ? સમાજવ્યવસ્થા જ ઊખડી ન જાય તોયે ઓગળી તો જાય જ એ સમાજવ્યવસ્થાને એ સ્થિતિમા વહી જતા અટકાવી રાખવી હોય તો એના નારી વિભાગને કઇને કઈ પ્રામાણિક કામ આપવુ જ જોઇએ

એનુ કામ આપતી એક સસ્થાનો દાખલો મારે આપવો છે મુબઈમા એક જબરજસ્ત સસ્થા છે હજારથી બારસો સ્ત્રીઓને એ સસ્થા કોઇને કોઈ પ્રકારનુ કામ આપીને રોજી પૂરી પાડે છે સસ્થાનુ સચાલન સેવાધારી કાર્યકર્તાઓની ભાઇઓ અને બહેનોની બનેલ સમિતિ કરે છે તે લોકો જે કરે છે તે માત્ર સેવાભાવથી અને સમાજ હિતની સદ્વૃત્તિથી પ્રેરાઇને જ કરે છે તેમાથી તેમને એક પૈસાની પણ પેદાશ થતી નથી હશે તો, જતે દહાડે એ લોકોને એ સસ્થાના કાગળમા કોઇને કોઈ પ્રકારે મદદરૂપ થવાનુ આવતુ હશે અને એમ અન્ય વ્યવસાયોમાથી થતી આવકમાથી આ સસ્થામા મોટા ઘણા પૈસા વાપરવાનુ આવતુ હશે

આવી સસ્થામા શોષણ તે શી રીતે થઈ શકે એનો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઉપસ્થિત થાય જાણી બૂઝીને તો એમ ન જ થાય એ સમજી શકાય એમ છે, પણ વધુને વધુ બહેનોને રોજી આપવાનો અતિ ઉત્સાહ સચાલકોના કે સસ્થાના જ્ઞાન બહાર એ સ્થિતિ લાવી મૂકે એ પણ ન સમજી શકાય તેમ નથી એ સસ્થામા કાર્યના અનેક વિભાગો છે અને એ વિભાગોના કામ પ્રમાણે રોજી મળતી હશે એના એક વિભાગમા એક

બહેનનો કામ મગવાની સભાવના ઊભી થઈ બહેનનુ કુટુબ અત્યત સામાન્ય સ્થિતિનુ એટલે કામ કર્યા વિના તો છૂટકો જ નહોતો કામ દિવસના પૂરેપૂરા કલાક કરવાનુ હતુ આઠ કે નવ જે કલાક સસ્થાએ બાધેલા હોય તે પગાર મળવાનો હતો રૂપિયા સાડત્રીસ એ બહેન ખાર કે સાતાકુઝમા રહેતા હતા સસ્થા મુબઇમા હતી આડત્રીસમાથી સાત તો એટલે, મુબઇ આવવા જવાના પાસના જાય બાકી રહે ત્રીસ એટલે કે દિવસના રૂપિયા એકને રોજે ત્રણ બાળકોની એ માતાને આખો દિવસ કામ કરવા ટાઢ તડકાને વરસાદમા એ તેર માઇલનો ધક્કો ખાવો પડે ને તે ઉતાય પેટનો ખાડો તો પુરાય નહી

પગારનુ આ ધોરણ એ દૃષ્ટિએ, બહુ જ નીચુ લાગતા, ચર્ચા વિચારણા કરવાનો પ્રસગ મળતા, એ સસ્થાના તો નહિ પણ એવી અન્ય સસ્થાઓ સમાજના કાર્યકર્તાઓ જોડે એ વાત ચર્ચી એમને એમા કશુ અજુગતુ ન લાગ્યુ એમના કહેવાનુ તાત્પર્ય એ હતુ કે જેટલી બને એટલી ઓછી રોજી આપે તો સસ્થા પોતાને મળતા ફડમાથી અને પોતાને થતી આવકમાથી જેટલી બને તેટલી વધુ સ્ત્રીઓને રોજી આપી શકે, અમુક જ પૈસા વધારે વ્યક્તિઓમા વહેચ્યા હોય તો સૌને ફાળે થોડા થોડા જ આવે એ તો સ્પષ્ટ હતુ અને ગરીબાઈ એટલી બધી વિસ્તરેલી છે કે જેટલા બને તેટલા વધારે માણસોને થોડી થોડી પણ કમાણી કરાવી આપવાની સસ્થાની ફરજ ગણાય

પણ આ તો અગ્રેજીમા જેને starvation wages ગણાય એટલુ પણ ન થયુ એ વાત એમને સ્વીકાર્ય હતી, પણ અપીલ નહોતી કરતી એ તો એમ જ હોય

એનો સરળ અને સ્પષ્ટ ઉપાય અનેકોમાં આટલું ઓછું વહેંચી આપ્યા કરતા થોડાને જો કશું સરખું આપી શકાય તો સમસ્યા થોડી હળવી બને એવી મારી વાત એમને ગળે ન ઊતરી કેમકે એ લોકોને પણ સંસ્થાઓ ચલાવવી હતી અને તેમના વાર્ષિક અહેવાલોમાં પોતાની સંસ્થાએ કેટલા બધા માણસોને રોજી આપી કેવી મોટી સેવા કરી તેની વાત કરી ગૌરવ મેળવવું હતું સંખ્યાની વિશેષતા બતાવવા જતાં ભૂખે ઉઠેલાં-સ્ત્રીઓને ભિખારીઓને આર્થિક ભીંસને અંગે આડા માર્ગે તણાઈ જતાં રોકવાનો માર્ગે જતો હતો તે તરફ તેમનું લક્ષ એ કારણે જતું જ નહોતું, કે જતું હોય તોયે તેની મહત્તા તેમને સમજાતી નહોતી કારણ કે સંસ્થાને પોતાનું કાર્યક્ષેત્ર કેટલું વિશાળ છે તેમાં કેટલાં માણસો કેટલું કામ કરે છે વધુમાં વધુ માણસોને કામ આપવામાં સંચાલકો કેટલા દીર્ઘદર્શી છે તે બતાવવામાં જેટલો ઉત્સાહ હતો જેટલો કદાચ એ કોઈને પોતાને વિશેષ અર્થસભર બનાવવામાં નહોતો સૂક્ષ્મ અભિમાનનો સંતોષ પણ આ બધામાં ઓછો મહત્ત્વનો ભાગ નથી ભજવતો એમ કરવામાં એક પ્રકારનું પોતાને પણ જેની જાણ ન થાય એવું શોષણ પોતાના હાથે થઈ રહ્યું હોય છે એવું જ્ઞાન સંસ્થાના સંચાલકોને બધા થતું હોતું નથી ન પોસાતું હોય તો આટલી સ્ત્રીઓ કામ લેવાની પડાપડી કેમ કરે ? એ એમની દીનતા હોય છે પણ એ પડાપડી કરનારાઓની તદ્દન નિસહાય દશાનો, બેહદ લાચારીનો અજાણતાં પોતાથી લાભ લેવાઈ જાય છે એટલો વિવેક જો જળવાતો હોય તો નિર્ભેળ રીતે નિઃસ્વાર્થ ભાવે કરેલા આવાં કાર્યોનાં કેવાં સુપરિણામ આવે ?

સૂક્ષ્મ રીતે થતી અભિમાનની પૂર્તિ તો સેવાની સંસ્થાઓમાં અને સેવાને જીવનસૂત્ર બનાવનારી વ્યક્તિઓમાં પણ કેટલી બધી જોવા મળે છે ? મોટા મોટા ભંડોળો એકઠા કરી મોટા મોટા મકાનો બાંધી રાજ્યપાલ કે પ્રધાનોને હાથે એના ઉદ્‌ઘાટન કરાવી આનંદ માનનાર અનેક સંસ્થાઓ પોતાના પગારદાર કર્મચારીઓને કેટલો ઓછો પગાર આપે છે એ તો જાણીતી હકીકત છે મકાન વગેરેના ભપકાઓમાં થોડી કરકસર કરી આ બાબતમાં થોડું વિચાર્યું હોય તો ? પણ શોષણનો આ પ્રકાર એટલો સૂક્ષ્મ છે કે તેમાં શોષણ થાય છે એ જોતાં પણ મુશ્કેલ પડે વળી શબ્દો અને વિચારો એટલા બધા કેટલાગમતા હોય છે ઘણી વાર કે દરેક કાર્યનો વિચાર એના જ રૂપાળા ભાવને આગળ ધરીને થઈ શકે

બહેનેને કામ મળવાની સંભાવના ઊભી થઈ બહેનેનું કુટુંબ અત્યંત સામાન્ય સ્થિતિનું એટલે કામ કર્યા વિના તે છૂટકો જ નહોતો. આમ દિવસના પૂરેપૂરા કલાક કરવાનું હતું, આઠ કે નવ જે કલાક સંસ્થાએ બાંધેલા હોય તે. પગાર મળવાનો હતો રૂપિયા સાડત્રીસ. એ બહેન ખાર કે સાંતાક્રુઝના રહેતા હતા. સંસ્થા મુંબઈમાં હતી. સાડત્રીસમાંથી સાત તો એટલે મુંબઈ આવવા જવાના પાસના જાય. બાકી રહે ત્રીસ. એટલે કે દિવસના રૂપિયા અને રોજે પણ બાર આનીની. એ માતાને આખો દિવસ કામ કરવા ટાઢ તડકે ને વરસાદમાં એ તેર માઈલનો ધક્કો ખાવો પડે. ને તે ઉતાય પેટના ખાડો તો પુરાય નહીં.

પગારનું આ ધારણ એ દૃષ્ટિએ બહુ જ નીચું લાગતા, ચર્ચા વિના રહેવા કરવાનો પ્રસંગ મળતા, એ સંસ્થાના તો નહિ પણ એવી અન્ય સંસ્થાઓ સમાજના કાર્યકર્તાઓ જોડે એ વાત ચર્ચી. એમને એમાં કશું અજુગતું ન લાગ્યું. એમના કહેવાનું તાત્પર્ય એ હતું કે જેટલી મને એટલી ઓછી રોજી આપે તો સંસ્થા પોતાને મળતા ફંડમાંથી અને પોતાને થતી આવકમાંથી જેટલી બને તેટલી વધુ સ્ત્રીઓને રોજી આપી શકે. અમુક જ પૈસા વધારે વ્યક્તિઓમાં વહેંચ્યા હોય તો સૌને ફાળે થોડા થોડા જ આવે એ તો સ્પષ્ટ હતું અને ગરીબાઈ એટલી બધી વિસ્તરેલી છે કે જેટલા બને તેટલા વધારે માણસોને થોડી થોડી પણ કમાણી રળી આપવાની સંસ્થાની ફરજ ગણાય.

પણ આ તો અંગ્રેજીમાં જેને starvation wages ગણાય એટલું પણ ન થયું. એ વાત એમને સ્વીકાર્ય હતી, પણ અપીલ નહોતી કરી. એ તો એમ જ હોય.

પછી મેં મુદ્દાની વાત ચર્ચી. સ્ત્રીઓને કામ આપી આટલી રોજી રળવાની દેવાનો મુખ્ય ઉદ્દેશ એ તો ખરો જ કે તેમના અને તેમના આશ્રિતોના મોમાં ચપટી ધાન જાય પણ સાથે સાથે, ગણો તો, ગૌણ ઉદ્દેશ એ પણ ખરો કે નહીં કે ભૂખના દુઃખને લઈને કે જરૂરિયાતના દબાણને લઈને તે લોકો આડે રસ્તે જતા અટકે? તેમણે કબૂલ કર્યું કે એ ઉદ્દેશ તો ખરો જ. અને એ ઉદ્દેશ એટલો ગૌણ પણ ન ગણાય. તો પછી આટલું બધું ઓછું તેમને મળે ત્યારે તેમની ભૂખ તો ભાગતી નથી અને જરૂરિયાતોનું દબાણ ઓછું થતું નથી એમ મેં કહ્યું ત્યારે તેમણે લાચારીપૂર્વક એટલું જ કહ્યું, એમાં શું થાય?

એનો સરળ અને સ્પષ્ટ ઉપાય અનેકોમા આટલુ ઓછુ વહેચી આપ્યા કરતા થોડાને જો કશુક સરખુ આપી શકાય તો સમસ્યા થોડી હળવી બને એવી મારી વાત એમને ગળે ન ઊતરી કેમકે એ લોકોને પણ સસ્થાઓ ચલાવવી હતી અને તેમના વાર્ષિક અહેવાલોમા પોતાની સસ્થાએ કેટલા બધા માણસોને રોજી આપી કેવી મોટી સેવા કરી તેની વાત કરી ગૌરવ મેળવવુ હતુ સખ્યાની વિશેષતા બતાવવા જતા મૂળ ઉદ્દેશ–સ્ત્રીઓને ભિખારીઓને આર્થિક ભીસને અગે આડા માર્ગે તણાઇ જતા રોકવાનો માર્ગ જતો હતો તે તરફ તેમનુ લક્ષ એ કારણે જતુ જ નહોતુ, કે જતુ હોય તોયે તેની મહત્તા તેમને સમજાતી નહોતી કારણ કે સસ્થાને પોતાનુ કાર્યક્ષેત્ર કેટલુ વિશાળ છે તેમા કેટલા માણસો કેટલુ કામ કરે છે વધુમા વધુ માણસોને કામ આપવામા સચાલકો કેટલા કાર્યશીલ છે તે બતાવવામા જેટલો ઉત્સાહ હતો એટલો કદાચ એ કોઇને પોતાને વિશેષ અર્થસભર બનાવવામા નહોતો સૂક્ષ્મ અભિમાનનો સતોષ પણ આ બધામા ઓછો મહત્વનો ભાગ નથી ભજવતો એમ કરવામા એક પ્રકારનુ પોતાને પણ જેની જાણ ન થાય એવુ શોષણ પોતાના હાથે થઈ ગયુ હોય છે એવુ જ્ઞાન સસ્થાના સચાલકોને બધા થતુ હોતુ નથી ન પોસાતુ હોય તો આટલી સ્ત્રીઓ કામ લેવાની પડાપડી કેમ કરે? એ એમની દલીલ હોય છે પણ એ પડાપડી કરનારાઓની તદ્દન નિસહાય દશાનો, બેહદ લાચારીનો અજાણતા પોતાથી લાભ લેવાઈ જાય છે એટલો વિવેક જો જળવાતો હોય તો નિશક રીતે નિસ્વાર્થ ભાવે કરેલા આવા કાર્યોના કેવા સુપરિણામ આવે?

સૂક્ષ્મ રીતે થતી અભિમાનની પૂર્તિ તો સેવાની સસ્થાઓમા અને સેવાને જીવનસૂત્ર બનાવનારી વ્યક્તિઓમા પણ કેટલી બધી જોવા મળે છે? મોટા મોટા ભડોળો એકઠા કરી મોટા મોટા મકાનો બાધી રાજ્યપાલ કે પ્રધાનોને હાથે એના ઉદ્ઘાટન કરાવી આનદ માનનાર અનેક સસ્થાઓ પોતાના પગારદાર કર્મચારીઓને કેટલો ઓછો પગાર આપે છે એ તો જાણીતી હકીકત છે મકાન વગેરેના ભપકાઓમા ચોરી કરકસર કરી આ બાબતમા થોડુ વિશેષ ઉદાર દિલ રાખ્યુ હોય તો? પણ શોષણનો આ પ્રકાર એટલો સૂક્ષ્મ છે કે તેમા શોષણ થાય છે એ જોવુ પણ મુશ્કેલ પડે વળી શબ્દો અને વિચારો એટલા બધા છેતરામણા હોય છે ઘણી વાર કે દરેક કાર્યનો વિચાર એવા જ રૂપાળા ભાવને આગળ ધરીને થઈ શકે

પણ તો એવા રૂપાળા શબ્દો કે વિચારો વડે ઢંકાયેલું હોય તોય શોષણ એ શોષણ જ રહે છે, બીજું કંઈ બનતું નથી. જે સદ્ભાવી સજ્જનો અને સન્નારીઓ સેવાના ક્ષેત્રમાં પડ્યા હોય છે તેઓ જાણી જોઈને શોષણ આદરે એવા હોતા નથી. અજાણ્યા આચરાઈ જતા શોષણ પ્રત્યે એટલે તો, આ નાનકા લેખ દ્વારા ધ્યાન દોરવાનો મેં પ્રયત્ન કર્યો છે. કેમકે શોષણ તો સર્વદા ખરાબ જ છે. પણ સેવા દ્વારા થતું શોષણ જેટલું ખરાબ હોય એટલું ખરાબ બીજું કશું હોઈ શકે નહીં. બીજી જાતનાં શોષણોમાં તો આપ અને લેનો સંબંધ હોય, બંને પક્ષે થોડી થોડી ગરજ હોય અને શોષિત વર્ગ પાસે શોષણનો સામનો કરવાનાં સાધનો પણ હોય. આમાં એક પક્ષે લાચારી હોય અને ઉપકારના ભાર નીચે દબાઈ જવાનો દેખાવ એ પક્ષ જો ન કરી શકે તો મળતું હોય પણ એને ન મળે. એટલે શોષણ કરનારને તો પોતે શોષણ કરે છે એનો ખ્યાલ પણ ન આવે. એ તો એ રીતે આત્મવંચનામાં પડ્યો રહે અને અનર્થ ચાલુ જ રહે.

કેટકેટલા વેશ અને આવરણો લઈને જેને રવીન્દ્રનાથે “ઓ મો છલનામયી’ કરીને સંબોધી હતી તે શક્તિ પોતાની કરામત કરી રહી છે? સેવા કરનાર વ્યક્તિઓ અને સંસ્થાઓએ તો એની એ સઘળી કરામતોમાંથી બચી જવું જ જોઈએ.

સોનાઠ તા. ૨૮-૩-૧૯૬૬

# પાનીમેં મીન પિયાસી

પીતાંબર પટેલ

ધર્મ એ સમાજનું ધારણબળ છે. કોઈપણ કાળનો માનવીના સમાજ જીવનમાં જે સનાતન મૂલ્યો છે તેની અવહેલના ન કરી શકે. જ્યારે સમગ્ર સમાજ અને રાજ્ય પણ ધર્મથી વિમુખ બને છે, નીતિ, સદાચાર, દયા, કરુણા, સદ્‌ભાવ–સહકાર જેવા ગુણોની ઉપેક્ષા કરે છે ત્યારે તેનું પતન થાય છે. માનવ વિકાસની સંસ્કૃતિનાં સોપાનોની આલોચના કરવાથી પણ વિધાનની યથાર્થતા સ્પષ્ટ રેખ બનશે.

આજે માનવીનું ધ્યાન વૈજ્ઞાનિક માર્ગે ભૌતિક સમૃદ્ધિ વધારવા તરફ વળ્યું છે. પશ્ચિમની સમૃદ્ધિ અને ભૌતિક વિકાસ અણુશસ્ત્રો શોધાયા પછી તો પાછી પેલી ક્ષણ ભંગુરતાની જ યાદ આપી રહે છે. અને સાધનસામગ્રી વધતાં, ધનસંપત્તિ અને સવલતોની અનુકૂળતા થતાં માનવી દુનિયાવી સુખ ભોગવી શકે છે. વિજ્ઞાનની સરળતાથી માણસ પૂર્વે ન્હોતી જોઈ એવી સાયબી પણ મ્હાણી શકે છે. ચંદ્રલોકની અવકાશી યાત્રા, ભસ્માસુર જેવો અણુબોમ્બ, અગ્નિશસ્ત્રો જેવા દાહક બોમ્બ, વિમાન યાત્રા, 'એર કન્ડીશન્ડ' મકાન, કૃત્રિમ વર્ષા, ટેલીવીઝન, ટેલીફોન, ટેલી પ્રીન્ટર, રેડિયો આ બધાનો ખ્યાલ કરીએ છીએ ત્યારે પૌરાણિક યુગની વાતો સજીવ થતી લાગે છે. વૈજ્ઞાનિક સંશોધન હજી વિકાસ કરતું નથી, અવનવી સિદ્ધિઓ હલ કરતું જાય છે. આ બધી શોધો, અલબત્ત, માણસ જાતને સહાયક બને તેમ છે. એથી આવશ્યક સુખ સગવડો વધી છે. ઔષધો અને

ઇન્જેક્શનોની શોધોથી રોગ કાબૂમાં આવ્યો છે. માનવીનું આરોગ્ય સચવાઈ રહે છે. આયુષ્ય પ્રમાણ પણ વધી રહ્યું છે. માનવીની સરેરાશ આવક પણ વધી રહી છે. ક્યારેયે ન્હોતી જોઈ એવી કેટલીક સવલતો ગામડાંઓ સુધી પણ વિસ્તરી શકી છે. પરિણામે માનવી કંઈક નિરાંત અનુભવતો હોય એમ લાગે છે.

પણ આજનો સૌથી ચિંત્ય પ્રશ્ન તો એ છે કે આટલા ભૌતિક વિકાસ પછી માણસ સુખી થયો છે ખરો ? એ સાચે જ જીવનમાં શાંતિ, નિરાંત અને હાશ અનુભવે છે ખરો ? માનવી આત્માને ઢંઢોળીને પૂછશે તો જવાબ ભાગ્યેજ 'હા' મા સંભળાવશે. માણસને અંતે તો સુખ અને શાંતિ જોઈએ છે. ભૌતિક સાધન સામગ્રી તેને વિકાસના માર્ગે દોરે છે. એ જીવનની વાસ્તવિકતા ભૂલવા યત્નો કરે છે. પણ એ કેફ ઉતરી જતાં એ હતાશા અનુભવે છે. સમૃદ્ધિમાં આળોટનારને પણ આત્માની શાંતિ નથી. એમાં પ્રસન્નતા અને મુક્તિ નથી.

માનવી વિકાસયાત્રાની કરુણતા જ એ છે કે યુદ્ધોથી માનવી થાક્યો છે. વિલાસ, કામુકતા અને રાગરંગ પણ તેને સાચા સુખનો અનુભવ કરાવી શક્યાં નથી. એ સુખ પ્રાપ્ત કરવાનાં હવાતિયાં મારે છે. પણ તે પ્રાપ્ત કરવાનો તેનો રાહ ખોટો છે. માનવતાને કેન્દ્રમાં રાખ્યા સિવાયની શોધો કે ભૌતિક સાધન સામગ્રીઓ ભાગ્યે જ સુખ અને શાંતિનો અનુભવ કરાવી શકે. એથી જ આજે યુરોપ કે અમેરિકામાં પણ માનવીને નિરાંત નથી. સમૃદ્ધિ વચ્ચે પણ માનવી ખોવાયેલો, રઘવાયેલો દેખાય છે. આજના માનવીની સ્થિતિ **પાનીમેં મીન પિયાસી** જેવી થઈ છે. તેથી પેલી પરમ શાંતિ અને મુક્તિની પ્યાસ છીપતી નથી અને તરસ્યો જીવ વ્યાકુળતા અનુભવે છે.

તત્ત્વચિંતકો અને વિચારકોએ, વૈજ્ઞાનિકો અને શોધકોએ પણ એકરાર કર્યો છે કે ભૌતિક સમૃદ્ધિ પાછળ દોટ મૂકનાર સમાજ દૈહિક સુખનો આભાસ અનુભવી શકશે. પણ તે તેની જે અંતરની ઝંખના છે તે આત્માનો આનંદ તો તે ભાગ્યે જ પામી શકશે. તેને માટે આત્માની સમૃદ્ધિ પામવાની જરૂર છે. તે માટે માનવીએ આંતર ખોજ કરવાની જરૂર છે.

સુખ ક્યાં છે ? શાંતિ ક્યાં છે ? માણસ સુખ ક્યાં છે, શાંતિ તું ક્યાં છે ? એમ બૂમો પાડતો ફરે એથી શાંતિ પ્રાપ્ત કરી શકતો નથી. શાંતિ તો તેના અંતરમાં પડેલી છે. સાચું સુખ પણ તેના મનમાં જ

રોપાયેલુ પડ્યુ છે જે કઈ ખોજ કરવાની છે તે માનવીએ નિજના અતરની ગુહાઓમા જ ખોજ કરવાની છે આ વસ્તુ પર ભારતીય તત્ત્વજ્ઞાને અને ઋષિ મુનિઓની અમૃતવાણીએ ભાર મૂક્યો જ છે આપણા ચિતકોએ અનેક પેઢીઓના અનુભવ પછી સનાતન સત્યનો માર્ગ દેખાડ્યો છે તેના કેન્દ્રમા માનવી અને માનવતા રહેલી છે માનવતાના વિકાસ માટે જ્યા સુધી પુરુષાર્થ કરવામા ન આવે અને માનવીય ગુણો જ્યા સુધી ન ખીલે ત્યા સુધી માણસ 'સુખ' અને 'શાતિ' એ શબ્દોનો સાચો અર્થ પણ ભાગ્યે જ પામી શકે

દુનિયાભરના ધર્મો અને પયગમ્બરોએ પણ પ્રેમ, કરુણા, દયા, દાન, ઉદારતા, પ્રામાણિકતા, સદાચાર, નીતિ જેવા માનવ જીવનના સનાતન ગુણો પર જ પ્રકાશ ફેંક્યો છે સુખી થવુ હોય તો એ સનાતન માર્ગે જાઓ એ જ જીવન માંગલ્યનો અને આત્માની સમૃદ્ધિનો માર્ગ છે બાઈબલમા પણ કહ્યુ છે Not by bread alone માનવીને ખાવા મળ્યુ, ભૌતિક સુખ સગવડ મળી એથી તેનુ અતિમ ધ્યેય પ્રાપ્ત થયુ ન ગણાય તેને જેમ શરીર ટકાવવા ખોરાકની જરૂર છે તેમ આત્માનુ તેજ ઝગઝગાવવા તેને આત્માના ખોરાકની પણ જરૂર છે તો આત્માનો ખોરાક કયો ?

માણસ જાતને જે કહેવા જેવી વાત હોય તો આ છે, અને આ વાત આપણા ધર્મ ગ્રંથોમા તરેહવારના દૃષ્ટાંતો સાથે કહેવામા આવી છે, સ્પષ્ટ કરવામા આવી છે આપણી ભારતીય સસ્કૃતિ એ આટલા માટે જ સાદાઈ પર અને સદાચાર પર ભાર મૂકયો છે તત્ત્વજ્ઞાને ભૌતિક સમૃદ્ધિને 'માયાના' આવરણ જેવી ગણી છે જીવ એમા અટવાય તો તે આત્માનુ તેજ તો ક્યાથી જોઈ શકે ? આપણી સામે ધર્મ પુરુષોના અનુભવો છે સતોની વાણી છે ઋષિમુનિઓનુ માર્ગદર્શન છે છતા આપણે કેવો ભૂલા પડ્યા છીએ ? ગીતા, ઉપનિષદો, સ્મૃતિઓ, મત્રો અને બીજા ધર્મગ્રથોએ માણસ જાત સામે સનાતન સત્ય રજૂ કર્યુ છે માનવીના કલ્યાણનો અને આત્માના ઉદ્ધારનો માર્ગ ચિંધ્યો છે છતા એ માર્ગે જવાનુ છોડી આજનો માનવી કેવળ ભૌતિક સુખ સમૃદ્ધિમા જ રાચી રહ્યો છે પરિણામે એ નથી સુખની અનુભૂતિ મ્હાણી શકતો કે નથી અતરની શાતિ પામી શકતો

આજે માનવીની બુદ્ધિનો વિકાસ થયો છે બુદ્ધિના કારણે વૈજ્ઞાનિક શોધો શક્ય બની છે પણ આત્માની ખોજનો પથ કાપ્યો નથી એ ખોજ માનવીએ પોતાની અદર જ કરવાની છે તે માટે તેને સમય નથી પરપરિત

પરિભાષામાં કહીએ તો જીવ 'માયા' ના આવરણોમાં આવી ગયો છે એ કારણે તો પેલું પરમ સુખ પામવાની જે તેનો જીવ પેલી પરમ શાંતિ અનુભવવા તલસે છે પણ એ તલસાટ શમતો નથી અને માનવી ઘવાયો બની જાય છે આજે સમાજમાં જે ધાંધલ, ધમાલ, અશાંતિ અને તોફાન દેખાય છે તેના મૂળમાં તો માનવીનો આ ઘવાટ છે

આજે સમાજના કોઈ પણ વર્ગને સંતોષ નથી વેપારીઓ બૂમો મારે છે કે કંઈ કમાણી રહી નથી નોકરીઆત વર્ગ બબડાટ કરે છે કે મોંઘવારીમાં પૂરું થતું નથી કિસાન અને કામદારની જરૂરિયાત વધતી રહી છે એ અસંતોષ માનવીને દઝાડી રહ્યો છે અને તેના ચિત્તમાં અશાંતિ પ્રગટે છે એથી તો ચોમેર વિષમ સ્થિતિ ઊભી થઈ છે આ બધામાંથી કેમ બહાર નીકળવું તે પણ ન સૂઝતું હોય અને માણસો ચકરાવામાં પડ્યા હોય એવો તેનો ઘાટ થયો છે એથી પણ સાચી સ્થિતિનું દર્શન કરવા અંતર્મુખ થવાની જરૂર છે

યુદ્ધથી યુદ્ધ શમતું નથી, એ સનાતન સત્ય દેવાનું પ્રિય અશોકે જાહેર કર્યું છે કલિંગ જીત્યું, માણસો મર્યા, ઘવાયા, શોણિતની નદીઓ વહી એ બધા પછી પણ અશોકે શું મેળવ્યું ? બૌદ્ધ સાધુ ઉપગુપ્તે શાંતિનો, અહિંસાનો સનાતન ધર્મ–બોધ કર્યો અશોકે અહિંસા ધર્મ સ્વીકાર્યો સંહારનો માર્ગ છોડયો તેણે માણસ જાતને જાગ્રત રહેવા આ ધર્મબોધનો સંદેશો શીલાલેખો દ્વારા પ્રસરતો કર્યો છતાં માનવજાત યુદ્ધના ભયથી મુક્ત થઈ નથી બે મોટા વિશ્વયુદ્ધ લડાયા ભયંકર માનવ સંહાર થયો લોકોએ યાતનાઓ સહી, ગામ, નગરો અને દેશ તારાજ થયા, ખાનાખરાબી થઈ છતાં યુદ્ધનો નાદ શમ્યો નથી સરહદો સળગતી જ રહી છે અશાંતિ માથે ઝઝૂમી રહી છે યુદ્ધનો ભય સૌને ભયભીત રાખે છે તો શું માણસજાત ભૂતકાળમાંથી કંઈ બોધ ગ્રહણ કરવા માગતી નથી ? યુદ્ધ, સંહાર, મારામારી અને કાપાકાપી ચાલ્યા જ કરશે ? પ્રેમ, શાંતિ, સહકાર અને કરુણાનું વાતાવરણ નહિ સર્જાય ?

હવે તો અણુ બોમ્બ શોધાયો છે યુદ્ધ થાય અને અણુબોમ્બનો ઉપયોગ થાય તો ? તો તો એની કલ્પના જ ધ્રુજાવી મૂકે છે એ સંહાર અને યાતના કલ્પનાતીત છે અણુબોમ્બ જેવું મહાસંહારક શસ્ત્ર શોધાતાં સૌ ડરી ગયા છે એ બીક યુદ્ધના ભયને ખાળે છે એમ માનીએ તો પણ ક્યારેક સ્થિતિ સ્ફોટક નીવડે, મતભેદો તીવ્ર બને અને ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી

નીકળે તો ? તેમા અણુબોમ્બનો ઉપયોગ થાય તો ? તો પૃથ્વી પરથી કેટલીક માનવ જાત ભસ્મ બની જાય આજે જે સુખ સમૃદ્ધિ છે તે કેવા પાતળા દોરા પર લટકી રહી છે સૌ આ જાણે છે અને સમજે છે છતા કેવી આંધળી દોટ મળી છે ? એ દોડના અંતે તો હતાશાનો જ અનુભવ થાય છે આથી જ માધુસ તો અને સંત વિનોબાજી જેવા પરિવ્રાજકો માનવજાત ને ઢંઢોળીને કહે છે કે સુખી થવુ હોય તો ધર્મના માર્ગે ચાલો આજનો ધર્મનો માર્ગ કયો ? દેશકાળ પ્રમાણે પરિસ્થિતિ બદલાય છે રહેણીકરણી બદલાય છે એટલે આજે માનવીને ભાગ્યે જ ઝુંપડીમા રહેવાનો આદેશ આપી શકાય માણસ જીવવા માટે, આરામભરી જિંદગી માટે આવશ્યક ચીજ વસ્તુઓ અને સાધન સામગ્રી એકઠી કરે તે સમજી શકાય તેવી વાત છે સંસારમા અર્થની પણ જરૂર રહેવાની તે માટે માણસને કમાણીનુ સાધન ઊભુ કરવુ પડે પણ આ માનવીય જીવન શા માટે છે ? ધન સંપત્તિ શા માટે છે ? તેનુ કર્તવ્ય શુ છે ? તેનો જો માનવી વિચાર કરે તો તે કમાણીમા કે વ્યવહારમા ધર્મના માર્ગે ચાલશે

ધર્મ તો નીતિ અને સદાચારની જ યાદ આપ્યા કરે છે વેપાર કરતા હો તો નીતિના માર્ગે જ પૈસો મેળવો નોકરી કરતા હો તો પણ નીતિ અને સદાચારના માર્ગે જ કર્તવ્ય બજાવો વેપારી ભેળસેળ કે નફાખોરી કે શોષણથી દૂર રહે અને નોકરિયાત લાંચ રુશ્વત કે કામચોરીથી દૂર રહે માણસ સાંસારિક વ્યવહારમા સદ્ભાવ અને સહકારનુ, પ્રેમ અને કરુણાનુ આચરણ કરે તો વેરઝેર શમી જાય ઈર્ષા, રાગદ્વેષ પણ ઉગ્ર ન બને અને તેને ધર્મનુ પોષણ મળતા આત્માને સમૃદ્ધ કરનારી આસ્તિકતા પ્રગટ થાય

એટલે આજે ધર્મબોધની યે નહી કે ધર્મશ્રવણની યે નહી પણ ધર્મના આચરણની જરૂર છે જે સમાજ ધર્માભિમુખ થાય છે તેનામા સાહજિક રીતે સાત્ત્વિકતા પ્રગટે છે અને શાતિનો પમરાટ ખીલી ઊઠે છે માટે તો ગીતાએ પ્રબોધેલા અનાસક્તિ માર્ગે જવાનુ ગાંધીજી કહેતા હતા તેમણે હમેશા સમાજને ધર્મના અને નીતિના માર્ગે જવાનો બોધ આપ્યો છે સંત વિનોબાજી પણ ગાંધીજીની જ વાણી વિસ્તારીને કહી ગયા છે પશ્ચિમના લોકોને પણ હવે ભૌતિક સમૃદ્ધિ પછી યે, અશાતિના અનુભવ પછી એ સનાતન માનવીય ધર્મની વાણી સમજાતી થઈ છે આજનો ધર્મ એ માનવધર્મ છે તે ધર્મમા માણસની માનવતા ખીલે, તેની અંદર રહેલી

સદ્‌ભાવના ખીલે, પ્રેમ અને કરુણા ખીલે અને પરિણામે માનવી માનવી વચ્ચેનો સંબંધ પ્રેમભર્યો બને. રાષ્ટ્ર રાષ્ટ્રોવચ્ચેનો સંબંધ શાંતિ અને સહકાર ભર્યો બને. માણસને જો સુખનો અને શાંતિનો અનુભવ કરવો હશે તો આ સાચા માર્ગે ગયા સિવાય ચાલવાનું નથી.

અમેરિકા દુનિયામાં સૌથી સમૃદ્ધ દેશ છે. માણસ ઇચ્છે તે મેળવી શકે એવી ત્યાં શક્યતા છે. છતાં ત્યાં માનવી સમૃદ્ધિમાં યે અશાંતિ અને માનસિક ક્લેશનો અનુભવ કરે છે અને ક્યાંક તો આપઘાત પણ કરે છે. માનવી ધર્મના બળ વગર ભૌતિક સમૃદ્ધિ મ્હાણી શકતો નથી, એમાંથી સુખ અને નિરાંતનો અનુભવ કરી શકતો નથી. તેવું જ રાષ્ટ્રોનું પણ છે. જો હતાશ થયેલાં રાષ્ટ્રો હતોત્સાહ માણસની જેમ આપઘાતના માર્ગે વળે તો માનવજાતની શી વલે થાય ? આ ભય પામીને જ પશ્ચિમના ચિંતકોએ સમયસરની લાલબત્તી પણ ધરી છે. વિજ્ઞાનના માર્ગે વળેલા માનવીએ માનવ કલ્યાણ માટે પણ ધર્મને સાથે રાખવાનો છે. ધર્મને જીવનને વણી લેવાનો છે. એ ધર્મનો વિસ્તાર લોકશાહી વહીવટ સુધી પણ વિસ્તારી શકાય. ન્યાય અને માનવહક્કની રક્ષા કરે તેવો વહીવટ તે પણ આજનો માનવ ધર્મ છે.

થાય છે ખરો ? માટે તો મહાભારતકારે કહ્યુ છે એ જ વાત યાદ કરવા જેવી છે કે કામ અને અર્થ માટે પણ ધર્મના માર્ગે ચાલવુ જોઈએ સસાર પોતે તો ધર્મપૂર્વક જીવી બતાવો પૈસો કમાઓ તોયે ધર્મ માર્ગે જ પ્રાપ્ત કરો માનવી જો માનવધર્મના માર્ગે ચાલે અને જીવે તો તે ઝખે છે તે આત્માનુ પરમ સુખ અને શાતિનો અનુભવ કરી શકે

આ વિચારો આપણી ઉછરતી પેઢીમા દઢ થાય તે માટે શિક્ષણના ક્રમમા પણ માનવધર્મનો સમાવેશ કરવો જોઈએ જે સાત્ત્વિક બળો છે તેને પ્રગટવાની અને ખીલવાની પૂરી તક આપવી જોઈએ અને એ માર્ગે વિચારનારાઓને પ્રોત્સાહિત કરવા જોઈએ આજે માનવી તો ભૂખ્યો છે અને તરસ્યો છે તેની ચેતના પ્રગટવા તલસી રહી છે તેને માટે સહાનુભૂતિ ભર્યો અભિગમ આવશ્યક છે તે માટે બુદ્ધિવાદીઓએ પણ સભાન યત્ન કરવાની જરૂર છે

માટે ભક્તોએ જેવુ ભજન ગાયુ છે તે આજના સદર્ભમા માનવ-જાતિ માટે કેવુ સાચુ પડે છે તે વિચારીએ

"પાનીમેં મીન પિયાસી"

# હિંદુ સમાજ

અધ્યા કેશવરામ કા. શાસ્ત્રી

'હિંદુ' સંજ્ઞાના વિષયમા કેટલોક ભ્રમ હજી અમારા વિદ્વત્સમાજમા સેવાયા કરે છે અને 'પદ્મપુરાણ'ના એક શ્લોકને આગળ ધરી એને સસ્કૃત શબ્દ તરીકે ખપાવવાનો પણ આગ્રહ રાખવામા આવે છે સસ્કૃત ભાષામા એકાક્ષરી શબ્દો પણ એના લાંબા સમયના પ્રસ્તારમા, કોઈ અને કોઈ અર્થ આપનારા સ્વીકારાયા જ છે એને લઈ પૃથ્વી ઉપરથી ગમે તે ભાષાના કોઈ પણ શબ્દની સ શબ્દની જેવી વ્યુત્પત્તિ કરી આપવી એ એ રમત વાત છે વળી લાંબે સમયે શબ્દમૂળોનો પત્તો ન લાગતા નિરુક્તકાર યાસ્ક અને મહાન સસ્કૃત-વૈયાકરણ પાણિની જેવાઓને પણ કૃત્રિમ વ્યુત્પત્તિઓ આપીને શબ્દોના મૂળ બતાવવાનો પ્રયત્ન કરવો પડ્યો છે આજે ભાષાશાસ્ત્ર ખૂબ જ વિકસ્યુ છે અને પૃથ્વી ઉપરની વિવિધ ભાષાઓ અને બોલીઓ—એના વિવિધ ભાષાકુળો વગેરેનો તુલનાત્મક અભ્યાસ પણ કરવામા આવ્યો છે, એટલે **બાબાવાક્યં પ્રમાણં** હવે ચાલી શકે એમ નથી, અર્થાત્ કે ઉટપટાગ વ્યુત્પત્તિઓ આજે ચાલી શકે નહિ આ દૃષ્ટિએ **हिन्दु** શબ્દ આપણને જૂના સમયમા ઈરાનની ભાષામા પ્રચારમા આવેલો શબ્દ છે અને એ પણ સ **सिन्धु** શબ્દનુ ભારતપારસીક ભાષાભૂમિકાનુ ઉચ્ચારણ માત્ર છે **सिन्धु** થી સિંધુ નદીનો પ્રદેશ અભીષ્ટ છે એ પ્રદેશ અને પછી એ પ્રદેશના વસનારા એ સૌ '**हिन्दू**' કહેવામા અને પશ્ચિમ એશિયા અને પૂર્વ યુરોપના લોકો આ નામથી ભારતવર્ષની પ્રજાને ઓળખવા

લાગ્યાં. ભારતીઓને માટે આ સંજ્ઞા અરબ મુસાફરોએ વ્યાપક કરી. પ્રસિદ્ધ અરબ મુસાફર અલ્બીરૂનીએ પોતાના પ્રવાસ ગ્રંથનું નામ **अल्हिन्द** જ આપ્યું છે. આ સંજ્ઞા ભારત વર્ષ ઉપર મુસ્લિમ શાસન સ્થિર થયા પછી પૂરેપૂરી રીતે વ્યાપક બની અને ભારત વર્ષનું નામ ફારસીભાષામાં **हिन्दुस्तान** હતું તે પૂરી વ્યાપકતા ધારણ કરી ગયું. એક કાળે વિદેશોમાં સપ્તસિંધુના આજના પંજાબ અને આસપાસના સિંધ સુધીના પ્રાચીન આર્યાવર્ત કે બ્રહ્માવર્તને માટે રૂઢ હતું તે દેશમાં રહેતી ઈસ્લામી અને ખ્રિસ્તી ધર્મમાં માનનારી પ્રજા સિવાયની બધી પ્રજા 'હિંદુ' જ કહેવાઈ, આવો સમાજ તે 'હિંદુ સમાજ' આપણે માટે ૧૯૦૫ના વર્ષમાં લોર્ડ કર્ઝનના સમયમા અંગ્રેજોની ભેદનીતિને લઈ વિભિન્ન ધર્મોની અનુયાયી પ્રજાના પેટા સંપ્રદાયોમાં પણ ભાગલા થાય એ દૃષ્ટિએ બૌદ્ધો જૈનો અને શીખોને અલગ ગણી વૈદિક પરંપરાના ભારતીય વિવિધ સંપ્રદાયોને માટે એ પછી કોઈ પણ દેવીમાં માનનારા હોય યા બ્રહ્મો સમાજ, પ્રાર્થના

# હિંદુ સમાજ

અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી

'હિંદુ' સંજ્ઞાના વિષયમાં કેટલોક ભ્રમ હજી અમારા વિદ્વત્સમાજમાં સેવાયા કરે છે અને 'પદ્મપુરાણ'ના એક શ્લોકને આગળ ધરી એને સંસ્કૃત શબ્દ તરીકે ખપાવવાનો પણ આગ્રહ રાખવામાં આવે છે સંસ્કૃત ભાષામાં એકાક્ષરી શબ્દો પણ એના લાંબા સમયના પ્રસ્તારમાં, કોઈ અને કોઈ અર્થ આપનારા સ્વીકારાયા જ છે એને લઈ પૃથ્વી ઉપરથી ગમે તે ભાષાના કોઈ પણ શબ્દની સ શબ્દની ગણી વ્યુત્પત્તિ કરી આપવી એ એ રમત વાત છે વળી બાબે સમયે શબ્દમૂળોનો પત્તો ન લાગતાં નિરુક્તકાર યાસ્ક અને મહાન સંસ્કૃત-વૈયાકરણ પાણિની જેવાઓને પણ કૃત્રિમ વ્યુત્પત્તિઓ આપીને શબ્દોના મૂળ બતાવવાનો પ્રયત્ન કરવો પડ્યો છે. આજે ભાષાશાસ્ત્ર ખૂબ જ વિકસ્યું છે અને પૃથ્વી ઉપરની વિવિધ ભાષાઓ અને બોલીઓ—એના વિવિધ ભાષાકુળો વગેરેનો તુલનાત્મક અભ્યાસ પણ કરવામાં આવ્યો છે, એટલે बाबावाक्यं प्रमाणं હવે ચાલી શકે એમ નથી, અર્થાત્ કે ઉટપટાંગ વ્યુત્પત્તિઓ આજે ચાલી શકે નહિ આ દૃષ્ટિએ हिन्दु શબ્દ આપણને જૂના સમયમાં ઈરાનની ભાષામાં પ્રચારમાં આવેલો શબ્દ છે અને એ પણ સં सिन्धु શબ્દનું ભારત પારસીક ભાષાભૂમિકાનું ઉચ્ચારણ માત્ર છે सिन्धु થી સિંધુ નદીનો પ્રદેશ અભીષ્ટ છે એ પ્રદેશ અને પછી એ પ્રદેશના વસનારા એ સૌ 'हिन्दू' કહેવામાં અને પશ્ચિમ એશિયા અને પૂર્વ યુરોપના લોકો આ નામથી ભારતવર્ષની પ્રજાને ઓળખવા

લાગ્યા ભારતીઓને માટે આ સંજ્ઞા અરબ મુસાફરોએ વ્યાપક કરી પ્રસિદ્ધ અરબ મુસાફર અલ્બીરૂનીએ પોતાના પ્રવાસ ગ્રંથનું નામ अल्हिन्द જ આપ્યું છે આ સંજ્ઞા ભારત વર્ષ ઉપર મુસ્લિમ શાસન સ્થિર થયા પછી પૂરેપૂરી રીતે વ્યાપક બની અને ભારત વર્ષનું નામ ફારસીભાષામાં **हिन्दुस्तान** હતું તે પૂરી વ્યાપકતા ધારણ કરી ગયું એક કાળે વિદેશોમાં સપ્તસિંધુના આજના પંજાબ અને આસપાસના સિંધ સુધીના પ્રાચીન આર્યાવર્ત કે બ્રહ્માવર્તને માટે રૂઢ હતું તે દેશમાં રહેતી ઇસ્લામી અને ખ્રિસ્તી ધર્મમાં માનનારી પ્રજા સિવાયની બધી પ્રજા 'હિંદુ' જ કહેવાઈ, આવો સમાજ તે 'હિંદુ સમાજ' આપણે માટે ૧૯૦૫ના વર્ષમાં લોર્ડ કર્ઝનના સમયમાં અંગ્રેજોની ભેદનીતિને લઈ વિભિન્ન ધર્મોની અનુયાયી પ્રજાના પેટા સંપ્રદાયોમાં પણ ભાગલા થાય એ દૃષ્ટિએ બૌદ્ધો જૈનો અને શીખોને અલગ ગણી વૈદિક પરંપરાના ભારતીય વિવિધ સંપ્રદાયોને માટે એ પછી કોઈ પણ દેવીમાં માનનારા હોય, યા બ્રહ્મો સમાજ, પ્રાર્થના સમાજ, આર્યસમાજ કે એવી કોઈ સંજ્ઞાથી પણ નવો રાહ નવી રીતે યા જૂની પરંપરામાં રહીને પણ સુધારક વિચારે અસ્તિત્વમાં આવ્યા હોય, એ સૌ માટે 'હિંદી' સંજ્ઞા રૂઢ કરવામાં આવી એથી જ આને આપણા માનસ સામે આજના સમાજનું જે એક ચિત્ર ખડું થયું છે તેમાં બૌદ્ધો જૈનો શીખો વગેરે જાણે કે 'હિંદુ' જ નથી એવી એક ઘેરી સમજ પ્રવર્તમાન છે આ જ કારણે હિંદુસ્તાનનો વતની જે કોઈ હોય તે, **'હિંદી'** નવી પરિભાષામાં હવે **'ભારતીય'** લેખાય છે અને 'હિંદુ' સંજ્ઞા તો બૌદ્ધો જૈનો શીખો વગેરે સિવાયની પ્રજા માટે પ્રચારમાં રહી છે મહાન હિંદુ સમાજ આમ અંગ્રેજોની કૂટનીતિનો ભારે ભોગ બની ગયો છે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યા પછી એક શુભ પગલું ભરાયું તે ભારતની વિધાન સભાએ 'હિંદુ કોડબિલ' પસાર કર્યું તે આજે આ કાયદો મુસ્લિમો ખ્રિસ્તીઓ યહૂદીઓ પારસીઓ વગેરે વિદેશમાંથી આવેલા ધર્મોના અનુયાયીઓ સિવાયનાઓને માટે અમલમાં મુકાયો છે

હિંદુકોડ બિલે આપણને 'હિંદુ' શબ્દની જૂની વ્યાખ્યામાં મૂક્યા છે હકીકતે એમાં વ્યાપક 'હિંદુ સમાજ'નો સમાવેશ કરી લેવામાં આવ્યો છે આ 'હિંદુ સમાજ'નો જે એક મહાન ધર્મ તે 'હિંદુ ધર્મ' આ મહાન ધર્મનો ઉગમ ભારતવર્ષની ભૂમિમાં થયો હતો કે બહારના કોઈ પ્રદેશમાં એ વિશે ઇતિહાસવિદોના અભિપ્રાયોમાં એકરૂપતા નથી રૂઢ

માન્યતા પ્રમાણે તો વૈદિક ધર્મ સનાતન છે અને એનો ઊગમ ભારતવર્ષમાં જ થયેલો છે. વૈદિક ધર્મના માનનારા 'આર્યો' હતા એને કારણે જ 'આર્ય' એ દેશવાચક નામમાંથી પ્રજ્ઞાવાચક શબ્દ બન્યો છે કે કોઈ વંશવાચક શબ્દ હતો એ વિશે છેલ્લા સો-સવાસો વર્ષથી યુરોપીય વિદ્વાનો તરફથી અનેક સંશોધનાત્મક પ્રયત્નોના ફલસ્વરૂપે સિદ્ધ કરી આપવાનો પ્રયત્ન થયો છે અને 'આર્ય' એ વંશવાચક (=જ્ઞાતિવાચક) નામ છે અને અસલ આર્યલોકો સિંધુ પ્રદેશમાં આવી સપ્ત સિંધુના પ્રદેશમાં સ્થિર થયા અને એ ભૂભાગને 'આર્યાવર્ત' નામ થવામાં કારણરૂપ બન્યા, એવી ઇતિહાસવિદોમાં આજે રૂઢ માન્યતા છે. એ જ કારણે સ્વ લોકમાન્ય ટીળકે 'મૃગશીર્ષ (Orion) યાને આર્યોનો ઉત્તર ધ્રુવ નિવાસ' નામક ગ્રંથમાં પ્રાચીન આર્યો-આર્યવંશની આદિ પ્રજા છેક ઉત્તરે ઉત્તર ધ્રુવના પ્રદેશમાં વસતી હતી એવું વૈદિક મંત્રોના સબળ અભ્યાસના પરિપાક-રૂપે નિર્ણીત કરી આપ્યું છે. આ પૂર્વે પણ આર્યોનું મૂળ ઊગમ-સ્થાન કયું એ વિષયમાં યુરોપીય વિદ્વાનોએ ભારે શ્રમના પરિણામે મધ્ય એશિયામાં કે એની નજીકના કોઈ પ્રદેશમાં એ હોવાનો અભિપ્રાય આપેલો આનુષંગિક દૃષ્ટિએ યુરોપના મોટા ભાગની પ્રજા અને ઈરાનની પ્રાચીન પ્રજા 'આર્યવંશ'ની છે અને એના જ અવશેષો ભારતવર્ષમાં પણ 'આર્ય' તરીકે આવી સ્થિર થયા એવું મંતવ્ય આજે બહુવિદ્‌જ્જનમાન્ય છે એમ કહી શકવાની આજે સ્થિતિ છે. આજે શુદ્ધ આર્યવંશીયો યુરોપમાં જ સચવાઈ રહ્યા છે. અને એશિયામાં છેક હિંદી મહાસાગર સુધી ફેલાઈ ચૂકેલા આર્ય વંશીઓમાં ભારે મિશ્રણ થયું છે એમ પણ યુરોપીય વિદ્વાનોનો અભિપ્રાય છે આનો અર્થ તો એ થાય કે આર્યો ઉત્તર ધ્રુવનો પ્રદેશ ઠંડો અને ઠંડો વધુ થતાં નીચે અને નીચે ખસવા લાગ્યા ત્યારે નીચેના પ્રદેશો જાણે કે ખાલી હતા! હકીકતે તો જે જે પ્રદેશોમાં આર્ય ટોળીઓ આગળ વધતી આવતી હતી તે બધા ફલદ્રુપ સમૃદ્ધ પ્રદેશો હતા અને ત્યાં ત્યાં બીજી પ્રજાઓ વસતી પણ હતી જ. આર્યવંશીઓમાં આ પ્રજાઓ સામાજિક દૃષ્ટિએ મોડી વહેલી ભળી જતી પણ હતી, ને કેટલાક દાખલાઓમાં વિજય પ્રાપ્ત થતાં સ્થાનિક લોકો પણ વધુ અને વધુ નીચેના પ્રદેશોમાં ખસ્યે જતા હતા. આર્ય ટોળીઓ ઉત્તર ભારતવર્ષમાં આવવા લાગી ત્યારે આ પ્રદેશમાં 'દ્રવિડ' પ્રજા સંસ્કૃતિની ટોચ ઉપર હતી એવું ઇતિહાસવિદોનું-ખાસ કરી મૂળમાં તો પશ્ચિમના વિદ્વાનોનું મંતવ્ય જાણીતું છે ઋગ્વેદમાં વૈદિક આર્યો અને સ્થાનિક દસ્યુઓ વચ્ચેના વિગ્રહોની વિગતો મળી આવે છે. એટલે

એ યુગમા કેટલીક ધાધલો થયેલી સમજાય છે પુરાણોમા પણ આર્યો અને દૈત્યોના વિગ્રહો, રુદ્ર ત્રિપુરાસુર વચ્ચેનો વિગ્રહ વગેરે વિગ્રહો નોધાયેલા છે રામ–રાવણનું યુદ્ધ તો કલ્પનાતીત રીતે સ્પષ્ટ છે આપણે આ બધા વિગ્રહોને ગમે તે રૂપે જોતા હોઈએ છતા એમાથી એવુ તરીઆવે કે વિભિન્ન વ શોની પ્રજાઓના વિગ્રહો હોય તો એકના એક વ શની પ્રજામા પણ આતરવિગ્રહો હોય પરતુ વિગ્રહો થયા તો કરતા જ હતા ભારતવર્ષમા ચાતુર્વર્ણ્ય પ્રજાના વિકાસમા પણ આ વિગ્રહોએ ઓછો ભાગ ભજવ્યો નથી ઊજળી પ્રજા તે બ્રાહ્મણ–ક્ષત્રિય વૈશ્યો અને ઊતરતી પ્રજા તે શૂદ્રો આ ચાર સજ્ઞાના મૂળમા પડેલો 'વર્ણ' શબ્દ ધ્યાન ખેચ્યા વિના રહેતો નથી તે તે પ્રજાનો રગ ત્યા તે પ્રજાનુ 'ધ્યાન'–એવો 'વર્ણ' શબ્દનો ધ્વનિ છે ગીતામા વહેતો મૂકવામા આવેલો સિદ્ધાત **चातुर्वर्ण्य मया सृष्टम् गुणकर्म विभागशः।** પણ આપણને કોઈ એક મૂળ વાત તરફ લઈ જવા પ્રેરે છે આમા 'રગ' કરતા ગુણ અને 'કર્મ'ની વાત બનિષ્ઠ સૂચવવામા આવી છે પરતુ આ બનિષ્ઠતા ભારત વર્ષમા આ વર્ણો સ્થિર થઈ ગયા પછીની હોવા વિશે શ કા રહેતી નથી, એ એવા સમયે કે જ્યારે બહારથી આવેલી વૈદિક આર્યોની ટોળીઓ પ્રદેશમા સ્થિર થઈ એટલુ જ નહિ, સ્થાનિક પ્રજાઓ સાથે પણ એક બીજાના ધર્મના તત્ત્વો, રીતરસમો, આચાર વિચારના આદાન પ્રદાનથી એકરૂપ બની ચૂકી આમ ન હોય તો બ્રાહ્મણોમા 'પ ચગૌડ' અને 'પ ચ દ્રવિડ' એવા પ્રકારોનુ અસ્તિત્વ સ ભવી શકે જ નહિ ઊજળિયાત બ્રાહ્મણોમા પણ ગોરા, ઘઉ ના, રાતોડી, ભીનેવાન કે તદ્દન શ્યામવર્ણના દર્શન થાય જ નહિ થાય છે એ હકીકત છે, અને તેથી 'આર્ય' એક વખતે વ શવાચક નામ હતુ તેમાથી એ પ્રજાવાચક નામ બન્યુ અને ભારતવર્ષમા રહેનારી ચતુર્વર્ણ પ્રજા કશા પણ ભેદભાવ વિના વિના 'આર્ય' પ્રજા તરીકે વ્યાપક બની ૧૯ મી સદીના પરમ સુધારક સ્વામી શ્રી દયાન દજીએ 'આર્યસમાજ'ની સ્થાપના કરી તે આર્યો સૌ આ ભારત વર્ષની વિવિધવર્ણી પ્રજા જ એ વિશે આજે કશો મતભેદ નથી અને તેથી જ હિ દુ સમાજમાથી ધર્માતરને કારણે વ્યાપક હિ દુધર્મના કોઈ એક સ પ્રદાયમાથી નીકળી બહારની કોઈ ધર્મ–સ પ્રદાયનો સ્વીકાર કર્યો હોય અને એ ફરી પોતાના સમાજમા પોતા ધર્મ સ પ્રદાયમાથી પાછો આવવા માગતો હોય તો એને માટે કોઈ અડચણ નથી, પ્રયાગમા વિશ્વહિ દુ પરિષદના પ્રથમ અધિવેશન વખતે પુરીના શ્રી શ કરાચાર્ય શ્રી નિર જનદેવ

સ્વામીએ સ્પષ્ટ જાહેરાત કરી તે પ્રમાણે કોઈ વિશિષ્ટ પ્રાયશ્ચિત્તની પણ જરૂર નથી

વ્યાપક હિંદુસમાજ વૈદિક યુગની પૂર્ણ જાહોજલાલીના સમયથી ભારત વર્ષમા અસ્તિત્વ પામ્યો, સ્થાનિક ધર્મ સપ્રદાયો સાથે એકરૂપ બન્યો, એને એણે સ્થાનિક અન્ય પ્રજાઓની રીતરસમોને પોતામા આમેજ કરી યજ્ઞયાગાદિકના મહત્ત્વવાળા આ વૈદિકધર્મમા મોડેથી કેટલીક જડતા દાખલ થઈ, અને કર્મકાડની એ જડતામા યજ્ઞો નિમિત્તે પશુહિંસા વગેરેનુ પ્રાબલ્ય વધી પણ્ તેના સમયે ભારતવર્ષમા ત્રણ મહાન ધર્મોનો ઉદ્દગમ થયો ૧ વૈદિક સાહિત્યની પરપરામા જ આધ્યાત્મિક મહત્ત્વ ધરાવતો 'ગીતા'મા વ્યક્ત થતો 'ભાગવત સપ્રદાય' ૨ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સપૂર્ણ ભારતીયતા ધરાવતો બૌદ્ધ સપ્રદાય, અને ૩ એવો જ જૈન સપ્રદાય ભારતીય પૌરાણિક માન્યતામા તો વિષ્ણુના મુખ્ય દશ અવતારોમા નવમા અવતાર તરીકે ગૌતમ બુદ્ધનુ સ્થાન છે એ સૂચક વસ્તુ છે અને જૈન સપ્રદાયના અનુયાયીઓ તો આજે પણ વૈદિક પરપરાના ધર્મસપ્રદાયોના અનુયાયીઓ સાથે એકરૂપ છે આ ત્રણ ધર્મોથી સ્વતત્ર રીતે ભારતવર્ષમા શાક્તો તાત્રિકો વીરશૈવો પાશુપતો વગેરે સપ્રદાયો વિકસ્યા, તો છેક છેલ્લા યુગમા પજાબમા ગુરુ નાનકના અનુયાયીઓનો શિષ્ય = 'શીખ' સપ્રદાય વિકસ્યો ભાગવત ધર્મ કે સપ્રદાયની સમાતર શ્રૌત સ્માર્ત સપ્રદાયપ્રણાલી આજ દિવસ સુધી અવિતરત ચાલુ રહી છે તો ભાગવત ધર્મના પણ રામાનુજીય, વિષ્ણુસ્વામીય, નિબાર્કીય, માધ્વ, વલ્લભસપ્રદાયી, ગૌડીય ચૈતન્ય મહાપ્રભુનો, સ્વામિનારાયણીય રાધાવલ્લભીય, રામાનદી, રામસનેહી મહાનુભાવી, વારકરી, પરણામી વગેરે પેટા સપ્રદાયો અસ્તિત્વમા છે આ કોઈ પણ ધર્મપ્રણાલીએ તેમજ સામાજિક રીતે અલગ નથી આ બધા સપ્રદાયો વિદેશી આક્રમણ નીચે કચડાતી દબાતી પ્રજાને તે તે પ્રદેશમા રક્ષણ આપવાને નિમિત્તે અસ્તિત્વમા આવ્યા છે, અને આ સાર સુધી એણે વિશાળ હિદુ ધર્મને અને સમાજને ભારે બળ આપ્યુ છે. બેશક મુસ્લિમ શાસન કાળમા બળાત્કાર થયેલા ધર્મપરિવર્તનને કારણે આ સમાજમાથી જ ભારત વર્ષના મુસ્લિમોનો વિકાસ થયો છે બહારથી આવેલા સૈયદો તુર્કો આરબો મોગલો વગેરે તો ઓછી સખ્યામા આવેલા અને આજે પણ ઓછી સખ્યામા છે ૧૬ મી સદીમાં પોર્ચુગીઝો આવ્યા અને એમણે દક્ષિણ ભારતમા ધીમે ધીમેધીમે

પ્રભુત્વ જમાવ્યુ અને ખ્રિસ્તીધર્મના બળજબરીથી ફેનાવો કર્યો. અંગ્રેજી રાજ્ય વખતે મિશનરીઓને ભારે છૂટો દોર મળ્યો ને, દેશી રજવાડાઓને અપવાદે, બ્રિટિશ પ્રાંતોમા નવા માર્ગે ફોસનાવી પટાવી, ગરીબોને દવા સાધનો અને બીજી સેવાઓ આપી ધીમે ધીમે આદિવાસી અજ્ઞાન પ્રજાઓમા પગદડો જમાવ્યો અને એ રીતે દેશી ખ્રિસ્તીઓનો એક મોટો સમાજ અસ્તિત્વમા આવ્યો સ્વાતંત્ર્ય મળતા ભારત અને પાકિસ્તાન એવી રીતે ભારતવર્ષના બે ટુકડા થયા એના પરિણામ સુવિદિત છે એ વખતે પણ ધર્માંતરનો પવન વાયો હતો ને પાકિસ્તાનમા બળાત્કારે ધર્મપરિવર્તન કરવામા આવ્યા હતા ભારતે 'બિન સાંપ્રદાયિક રાજ્ય' નો ઉદ્‌ઘોષ કર્યો છે અને એ રીતે પ્રત્યેક ધર્મવાળાને પોતપોતાના ધર્મ સંપ્રદાય પાળવાનો બંધારણથી હક્ક છે આના લાભ લઘુમતી ધર્મવાળાઓ સારી રીતે ઉઠાવી પોતાની જૂની રીતરસમોને વધુ વેગથી અમલી બનાવી રહ્યા છે, એક રીતે છૂટો દોર મળી ગયો છે, જ્યારે બહુમતિ હિંદુસમાજ જો કાંઈ કરવા વિચારે તો એ એની સાંપ્રદાયિકતા કહેવાઈ નિંદાને પાત્ર બને છે

યુરોપીય દોઢસે બસ્સે વર્ષના શાસનકાળમા જેને ભાગ્યે જ સફળતા મળી હતી તે યુરોપીય રીતરસમે સ્વાતંત્ર્ય મળ્યા પછીના અઢાર વર્ષના નાના ગાળામા સુશિક્ષિત અને સંસ્કૃત સમાજમા ભારે મજબૂત પગદડો જમાવ્યો છે આજે આપણો જુવાન કે આપણી યુવતિ યુરોપીય રીતરસમો અને રૂઢિઓને જાણ્યે અજાણ્યે વશ થઈ રહ્યા છે અને પોતાની જાતને 'હિંદુ' કહેવડાવતા પણ શરમાય છે, ભારતીય સુસંસ્કૃત સંસ્કૃતિ તરફ એને સૂગ ઉત્પન્ન થતી જાય છે અને યુરોપીય સંસ્કૃતિને પોતાનુ ચરમ લક્ષ્ય ગણી રહ્યા છે, મિશનરી નિશાળો અને કૉલેજોમા પોતાના બાળકોને દાખલ કરવાનુ જ વધુ પસંદ કરે છે, જ્યા આ ભારતીય હિંદુઓમા આડકતરી રીતે યુરોપીય સભ્યતા અને સંસ્કૃતિ જ રેડવામા આવે છે અને હિંદુત્વ-માથી દૂર લઈ જવામા આવે છે આસામમા નાગાલેન્ડ અને મિઝોલેન્ડનો પડકાર આ ગર્ભિત ઝેરનુ જ પરિણામ છે એ હવે સ્પષ્ટ થઈ ચૂક્યુ છે કોઈ પણ સાચા હિંદુને ઈતર કોઈ પણ ધર્મવાળા તરફ ભારતવર્ષના ઇતિહાસમા દ્વેષ કે ઝેર નોંધાયા નથી એ કોઈની આડે આવ્યો નથી, આવતો નથી, આવવા ચાહતો પણ નથી, પરંતુ જ્યારે એનો સમૂલોચ્છેદ કરવામા આવે ત્યારે જો સજાગ રહેવા સાવધાન બને તો એને નિંદાને પાત્ર તો ન જ કહી

શકાય માણસ પોતાનુ રક્ષણ કરવા ખડો રહે અને આક્રમક સામે પગલે ઉગામે તો એમ કરવાનો એનો જન્મસિદ્ધ હક્ક છે.

મુસ્લિમ શાસનકાળમા હિંદુસમાજની કેટલીક માન્યતાઓ એટલી જડતા સુધી પહોચી ગઈ કે જેને કારણે એનો દેહવિચ્છેદ વધુ સરળ બન્યો કેટલાક ઊભા થયેલા સામાજિક બધનોએ અને જડ આચાર-વિચારો ઉચ્ચ-નીચના ભેદને ભારે મજબૂત બનાવ્યો, જેને કારણે હડધૂત થયેલા તેમજ ધર્મપરિવર્તન પામેલાઓને પોતાના સમાજમા પાછ સ્થાન મેળવવાની ભારે મુશ્કેલી ઊભી થઈ આજે જ્યારે હવે એવા કોઈ શાસનનુ અસ્તિત્વ નથી ત્યારે મનમા ઘૂસી ગયેલી એવી જડતાને દૂર કરી આપણા માથી કોઈ પણ દૂર જઈ શકતુ નથી એવી પ્રબળ ભાવનાનો આપણે વિકાસ કરવાનો સમય પાકી ગયો છે અનાથોને, ત્યક્તાઓને, નિરાધારોને આપણા પોતાના જૂથમાથી ખસવા દેવાના નથી, એ ખસતા માલૂમ પડે તો એમને હૈયાધારણ આપી આપણામા ભેળવી લેવા હમેશા તત્પર રહેવુ પડશે સમાજમા સ્થાનને કારણે આ ઉચ્ચ અને નીચ એવા જે ભેદ ઊભા થયા છે તેને સદતર નાબૂદ કરવા પડશે નીતિમય જીવનનો જ સદા આદર કરવો રહેશે,પોતાના સ્વાર્થખાતર કોઈ પણ દેશજનને જરા જેટલુ નુકશાન પહોચે એને માટે સાવધાન બનવુ પડશે અત્યાર સુધી વિદેશોમા જનારાઓ તરફ સમાજ મા એક પ્રકારની સૂગ હતી તે દૂર થઈ છે, તો એનાથી ઊલટુ વિદેશોમાથી આપણા લોકો પાછા આવે છે તે આપણાથી વધુ મોટા અને સારા છે એવી એમની માન્યતાને એમણે દૂર કરવી પડશે દેશમા હોઈએ કે વિદેશમાં હોઈએ આપણે સૌ એક જ ભૂમિના સતાન છીએ એ આપણી ભાવના સદોદિત રહેવી જોઈશે તો જ હિદુસમાજ ને જે એની જાતના સમાજોમા વિશિષ્ટતા છે તે જળવાઈ રહેશે હિદુ સભ્યતા અને સસ્કૃતિની શ્રેષ્ઠતા આપણે વિદેશના વિદ્વાનો પાસે ભણવા જવાની આજે તો પરિસ્થિતિ છે એને બદલે એનો સાગોપાગ પરિચય આપણે અહીથી મેળવીએ તે જરૂરી બને છે આ હિદુસમાજ એ આપણો છે અને આગવો છે એ ભાવના આપણી સદા રહો



# સોમસુધા : વેદવાણી

અનવર આગેવાન

[ વિશ્વમાં વેદથી પ્રાચીન કોઈ સાહિત્ય નથી. પશ્ચિમનું પ્રાચીનમાં પ્રાચીન સાહિત્ય પણ મહાભારત કાળ પછીનું છે. આ દૃષ્ટિએ વેદ વિશ્વનો પ્રાચીનતમ જ્ઞાનભંડાર છે. માનવસંસ્કૃતિના ઉષઃકાળમાં આપણા તપસ્યમાન ઋષિઓએ સાધના દ્વારા 'પરમ જ્યોતિ' નો શબ્દરૂપે સાક્ષાત્કાર કર્યો, તે અનુભૂતિ દિવ્ય–વાણી રૂપે પ્રગટી છે. પરમ સત્યના તેજ પાથરતી આ વાણી–સોમસુધાનું રસમય દર્શન આ લેખમાં કરાવવાનાં ગ્યાન્યું છે.

વેદ એટલે ભારતવર્ષના સૌથી પ્રાચીન, વિશાળ અને સર્વમાન્ય ગ્રંથો. નિર્ભ્રાંત અને સ્વતઃ પ્રમાણ શાસ્ત્ર. ધર્મ–દર્શન, અધ્યાત્મ–નીતિશાસ્ત્ર, જ્ઞાન–વિજ્ઞાન, કલા–સાહિત્ય, સંગીત–સ્થાપત્યનું એકમાત્ર આદિ–ઉદ્‌ગમ. સભ્યતા અને સંસ્કૃતિનું મૂળ. સત્યનું બીજ. બ્રહ્મનો શબ્દ દેહ—'वेदो नारायणः साक्षात्, પરમનું દિવ્યગાન—देवस्य काव्यम् ।

કેટલાંક અર્વાચીન વિદ્વાનો માને છે કે, વેદ કાવ્ય નથી, કેવળ શાસ્ત્ર છે. વેદ ભાવનામૂલક નથી, કેવળ તત્ત્વમૂલક છે. પરંતુ, આ માન્યતા નિતાંત અસંગત અને અનૌચિત્યપૂર્ણ છે. કારણ કે, વેદ સર્વ શાસ્ત્રોનું પ્રેરણાસ્રોત છે, સાર–સર્વસ્વ છે. એનું પ્રતિપાદન પણ વિશેષતઃ કાવ્યાત્મક બાનીમાં થયું છે. કેટલેક સ્થળે તો એ કાવ્યધારા એટલી સ–રસ, સુકુમાર અને સૂક્ષ્મ બની ગઈ છે કે, જાણે તે પરમેશ્વર પ્રેરિત અધ્યાત્મ પ્રેમથી તરબોળ અલૌકિક મહાકાવ્ય !

આપણા પ્રાચીન ઋષિ–મુનિઓ અને દ્દષ્ટાઓએ જે મહાન, વ્યાપક, શાશ્વત અને અપૌરુષેય સત્યનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કર્યો તે દિવ્યાનુભૂતિમાંથી પ્રગટી જ્યોતિ સ્વરૂપ વેદવાણી, અનુભૂતિની મૂર્તિમંત ઋચાઓ.

વેદની અધિકાંશ ઋચાઓ જીવન માટે આશા, ઉત્સાહ, શ્રદ્ધા અને આનંદ પ્રેરનારી છે. ક્યાંયે વ્યર્થ–શુષ્ક વૈરાગ્યનો ઉપદેશ કે અસારતા ભરી વાત કરી નથી. વેદોએ હંમેશા જ્ઞાનપૂર્વક કર્મ કરવા અને કર્મને ઈશ્વરાર્પિત કરી, દુઃખમાંથી મુક્તિ મેળવવાનો જ આદેશ આપ્યો છે. માનવીની પ્રતિભાને એણે કેટલી મહાન અને ભવ્ય ગણી છે, તે આપણને આ ઋચા જ કહે છે—

द्योस्ते पृष्ठं पृथिवी सधस्थमात्मान्तरिक्ष
छ समुद्रो योनिः ।
विकशाय चक्षुषा त्वमितिष्ठ
पृतन्यतः ॥
[यजु. ११–२० ]

હે–મર્ત્ય ! તું તારી જાતને લઘુ માનતો નહિ. તું વિશાળ છે. વિસ્તૃત દ્યૌલોક તારું પૃષ્ઠ છે. અંતરિક્ષ તારો આત્મા છે. સમુદ્ર તારી યોનિ છે. ઉઘાડા નેત્રોથી જો, તું સમસ્ત પરિસ્થિતિઓ પર વિજય મેળવીશ !

એવો જ ઉદ્દઘોષ એક બીજીમાં સંભળાય છે.

**'હે મનુષ્ય ! તું સ્વયંભૂ છો. સ્વયં પ્રકાશિત છો. અનુકરણશીલ ન બન. તારી પ્રતિભાથી, વિવેકથી તારો જ્યોતિર્દીપ તું સ્વયં બન, તું જ તારી સૃષ્ટિનો સૂર્ય તું પોતે જ બન !'**

વેદની આ ઋચા આપણને આદેશ આપે છે કે, જો તારી પ્રેરણાના બાહ્ય દીપ મંદ બની ગયા હોય, તેનો પ્રકાશ ઝાંખો પડી ગયો હોય તો તારા અંતરાત્માના સૂર્ય પર વિશ્વાસ રાખ, શ્રદ્ધા ધર ! માનવમાત્રના અંતઃકરણમાં અનંત–જ્યોતિનો અક્ષય સ્રોત ઝગહળે છે. પરંતુ, આપણી પોતાની અજ્ઞાનતાએ દ્વાર વાસી દીધા છે એટલે જ વેદ કહે છે–તું જ તારો દીપ, તું જ તારો સૂર્ય બન અને તારી શક્તિમાં શ્રદ્ધા રાખ !

વેદની વાણી મનુષ્યના ચૈતન્યને જાગૃત કરે છે, કલ્યાણનો સ્વીકાર કરવા પ્રેરે છે—

भद्रं कर्णेभिः शृणुयाम देवा
भद्र पश्येमाक्षभि यत्रिजा।

[यजु. २५. ११]

—હે દેવ, જે કલ્યાણકર છે તે જ અમે કાનથી સાંભળીએ, અને કલ્યાણકર જ આંખોથી નિહાળીએ

માનવ માટે આવી બલિષ્ઠ પ્રાર્થના આવશ્યક છે કેમકે તેના મનનથી જ મનુષ્ય દેવત્વને પામી શકે છે

અને આ જીવનનો પથ કલ્યાણમય છે, કલ્યાણમા જ તેની સ્થિતિ છે, માટે—

तत्कृण्मो ब्रह्म वो गृहे
सज्ञान पुरुषेभ्य.।

[अथर्व. ३. ३०. ४]

—આવો, આપણે સૌ સાથે મળીને પ્રાર્થના કરીએ, જેથી મનુષ્યોમા પરસ્પર સુમતિ અને સદ્ભાવનાનો વિચાર થાય

ભારતીય દર્શનનુ એક વિશિષ્ટ લક્ષણ છે—સમાનભાવ એટલે જ વૈદિક ઋષિઓએ અનેક સ્થળે અનેકવાર ઘોષણા કરી છે—

अज्येष्ठासोऽकानिष्ठास.
एत संभ्रातर. वावृधुः सौभागाय।
युवापिता स्वपा रुद्र एषां,
सुदुघा पृश्नि. सुदिना मरुभ्द्य.॥

[ऋग् .५ ६०.५]

—જગતમા કોઈ મોટુ નથી, કોઈ નાનુ નથી સર્વ મનુષ્યો પરસ્પર ભાઈ-ભાઈ છે બધુ સાથે હળી-મળીને જીવન સુખમય બનાવવાનો પ્રયત્ન કરો મનુષ્યમાત્રના પિતા પરમેશ્વર અને માતા પ્રકૃતિ છે

પરતુ, સમાનતાના આ ઈશ્વરી આદેશની આજે કેવી ઘોર અવહેલના થઈ રહી છે! અસખ્ય ભેદભાવોની કેવી તોતીગ દિવાલો માનવીની સકુચિતતાએ ખડી કરી છે?—એ સામે વેદ તો પોકારી પોકારી કહે છે—

शृण्वन्तु सर्वे अमृतस्य पुत्रा.।

—પ્રત્યેક મનુષ્ય પરમેશ્વરનો અમૃતપુત્ર હોવાથી સહુ સરખા છે.

આ સમાનતાને જીવનવ્યાપી બનાવવા, સમાજના સામૂહિક કલ્યાણ માટે વેદ આપણને કહે છે—

संगच्छध्वं संवद्ध्वं सं वो
मनांसि जानताम् ।
देवा भागं यथा पूर्वे
संजनाना उपासते ॥
समानो मंत्रः समितिः समानी
समानं मनः सह चित्तमेषाम् ।
समानं मन्त्रमभि मन्त्रये वः समानेन
वो हविषा जुहोमि ॥
समानीवाकूतिः समाना
हृदयानि वः ।
समानस्तु वो मनो यथा वः
सुसहासति ॥

[ऋ. १०. १९१. २-४]

—સુખ અને ઐશ્વર્યના અભિલાષી મનુષ્યો, તમે એક સુનિશ્ચિત માર્ગ પર પરસ્પર હળી-મળીને ચાલો. પરસ્પર પ્રેમથી વાર્તાલાપ કરો. તમારા મન પરસ્પર અનુકૂળ બનીને સહયોગથી જ્ઞાન પ્રાપ્ત કરો. જે રીતે શ્રેષ્ઠ વિદ્વાન પુરુષ પરસ્પર મળીને અનેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી પરમ ઐશ્વર્ય અને આનંદ મેળવે છે એ જ રીતે તમે પણ પ્રાપ્ત કરો.

હે મનુષ્યો, તમારા વિચાર સમાન હો. તમારી સભા-સમિતિઓ સમાન હો. તમારા ચિત્ત એકબીજાને અનુકૂળ હો. ઉપદેશ સ્વરૂપ મારું વેદજ્ઞાન તમારે માટે સમાન રૂપે છે. હું તમને સહુને જીવન-સામગ્રી સમાનભાવે પ્રદાન કરું છું.

હે મનુષ્યો, તમારા સંકલ્પ સમાન હો, તમારા હૃદય એક સરખા હો. તમારા મન પરસ્પરને અનુકૂળ હો, જેથી પરસ્પરના સહયોગથી મળનારા ઐશ્વર્ય અને આનંદ તમને પ્રાપ્ત થાઓ!

આથી વધુ ઉદાત્ત પ્રાર્થના સમસ્ત માનવ માટે વિશ્વમાં બીજે ક્યાં ળશે? વિશ્વ–માનવસમાજની એકતા, મૈત્રી અને કલ્યાણની પ્રાર્થના વેદની દર સૌ પ્રથમ ધ્વનિત થઈ હતી. મનુષ્ય–મનુષ્ય મિત્ર છે, સર્વ ભાઈઓ , કોઈ કોઈનું શત્રુ નથી–આવી ઉદારવાણી જ વેદવાણી છે:

मित्रस्य मा चक्षुषा सर्वाणि
भूतानि समीक्षन्ताम्।
मित्रस्याहं चक्षुषा सर्वाणि
भूतानि समीक्षन्ताम्॥

[यजु. ३६-१८]

—સકલ સંસાર મને મિત્રની દૃષ્ટિએ નિહાળે હું સર્વ પ્રાણીને મિત્રભાવે નિરખું. અમે બંને એકબીજાને મિત્રની દૃષ્ટિએ નિહાળીએ.

વિશ્વમૈત્રીની આથી ઉચ્ચતર પ્રાર્થના કદાચિત જ કોઈ અન્ય ગ્રંથમાં હશે.

આ ભવ્ય અને ભદ્ર જીવનની પ્રાપ્તિ માટે ઋષિહૃદય પ્રાર્થે છે–

यन्मे छिद्रं चक्षुषो हृदयस्य मनसो
वातितृण्णं बृहस्पतिर्मे तद्दधातु।
शं नो भवतु भुवनस्य यस्पतिः॥

—હે વિશાળ જગતના સ્વામી, મારા ચક્ષુ, હૃદય અને મનમાં જે ઈ ઊણપ હોય તેને પૂરી કરી દો. હે ભુવનલોક, તમે મારા માટે લ્યાણકારી બનો! અને–

मधुमन्मे निक्रमणं
मधुमन्मे परायणम्।
वाचा वदामि मधुमद्
भूयासं मधु संदृशः॥

—મારું નિકટ હોવું મધુમય હો, મારું દૂર જવું મધુમય હો. હું વાણીથી મધુર બોલું અને સર્વત્ર મધુમય જોનાર બનું.

આવા મધુર મંગલ જીવનની આરાધના કરતા ઋષિ આગળ કહે છે–

कृधी न उर्ध्वान् चरथाय जीवसे।

—ભગવન્! જીવનયાત્રામાં અમને સમુન્નત કરો!

भद्रं नो अपि वातय मनः ।

—ભગવન્! એવી પ્રેરણા આપો, જેથી અમારું મન ભદ્રમાત્રનું અનુકરણ કરે!

સાથે, મનુષ્યના મનની પ્રેરણા પણ કલ્યાણમયી બનો–

यस्मान्न ऋते किञ्चन
कर्म क्रियते ।
तन्मे मनः शिव
संकल्पमस्तु ॥

જે (બુદ્ધિથી) પ્રેરિત થઈને મનુષ્ય કલ્યાણને ગ્રહણ કરી શકે છે, ગાયત્રી મંત્રમાં એ 'શ્રી'ના ઉદ્‌બોધન માટે પ્રાર્થના કરવામાં આવી છે.

સત્ય જીવનનો આધાર છે. સત્ય શાશ્વત છે. સત્ય જ પરબ્રહ્મનું સ્વરૂપ છે. સત્ય પર જ પૃથ્વી પ્રતિષ્ઠિત છે. વેદમાં પણ એ સત્યનું જ જયગાન છે.

सत्येनोत्तभिता भूमिः   अ. १४.१.१.
ऋतं च सत्यं चामीद्धात्तप सोऽध्यजायत ।
ऋ. १०.१८०.१.

—સૃષ્ટિથી પહેલાં જે હતું તે છે સત્ય, ઋત. પરિપૂર્ણ તપસ્યાથી સત્યનો ઉન્મેષ થયો હતો.

સત્ય તથા ધર્મના પાલનથી જ મનુષ્ય પૃથ્વીને ભોગવી શકે છે.

सत्यं वृहत् ऋतम् उग्रं दीक्षा तपो ब्रह्म
यज्ञः पृथिवीं धारयन्ति ।
सा नो भूतस्य भव्यस्य पत्‍नुरं लोकं
पृथिवी नः कृणोतु ॥
[ अथर्व० १२.१.१. ]

—સત્ય, બૃહત્ તથા કઠોર ન્યાય, દીક્ષા, તપ, જ્ઞાન, ત્યાગ–પૃથ્વીને ધારણ કરે છે. ભૂત, ભવિષ્યની અધીશ્વરી પૃથ્વી અમને સ્થાન આપો છે.

વેદમા એક તરફ છે શાંતિ, સ્વસ્તિ અને શિવની વાણી—જે માનવીને શાંત–અદ્વૈત પરમ સત્તા ભણી લઈ ચાલે છે. તો બીજી તરફ છે જીવન-સમરમાં ઝૂઝવા સત્ય, શ્રદ્ધા અને સ્વાધીનતાનું ભાતું બંધાવે છે—

सत्य च मे श्रद्धा च मे जगच्च मे
धनं च मे विश्वं च मे महश्व मे
क्रीडा च मे मोदश्च मे जातं च मे
जनिष्यमाणं च मे सूक्तं च मे...

—यजु.

સત્ય મારું હો, શ્રદ્ધા હો,
જંગમ-પ્રાણી હો, ધન હો;
સ્વાધીનતા હો, તેજ હો,
ક્રીડા હો, સુવચન હો, સુકર્મ હો

આ રીતે માનવને ઉદ્યમ અને આનંદ પ્રત્યે ઉન્મુખ કરતી વેદવાણી કહે છે—

आरोहतायर्जुरस्तं
वृणाना अनुपूर्व
यतमाना यथिस्थ ।

–અ૦ ૧૨.૨.૨૪.

– જીવન રૂપી રથ પર આરોહણ કરો, જરાને વરણ કરો, ઉદ્યમ-શીલ થઈને બધા મળીને ચાલતા રહો।

જ્ઞાન અને ઉપાસનાની પેઠે કર્મ પણ જીવનવિકાસની કેડી છે—

कुर्वन्नेवेह कर्माणि
जिजीविषेच्छतः समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति
न कर्म लिप्यते नरे ॥

—यजु.

હે મનુષ્ય, તુ કર્તવ્ય-કર્મ કરતા જ જીવવાની ઈચ્છા રાખ. એમાં જ તારુ કલ્યાણ છે. કર્મ-બંધનથી બચવાનો એ જ ઉપાય છે.

અને આ કર્મદ્વારા ઉત્તરોત્તર આત્મ–વિકાસ સાધતા રહેવું, એમાં જ જીવનની સાચી સાર્થકતા છે.

उद्वयं तमसस्परि स्वः
पश्यन्त उत्तरम्।
देवं देवत्रा सूर्यमगन्म
ज्योतिरुत्तमम् ॥

અજ્ઞાનથી પ્રકાશ તરફ આગળ વધતા અમે ઉત્તરોત્તર સમુન્નતિ પામીએ.

વેદમા કર્મની શાંત–સુમધુર ને સહજવાણી ગૂંજી છે, તેમ શૌર્ય ને સ્વાર્પણની સિંહ ગર્જના પણ ઋષિકંઠેથી સંભળાય છે.

गोत्रभिदं गोविदं वज्रबाहुं जयन्तमज्म
प्रमृणन्तु मोजसा।
इमं सजाता अनुवीरयध्व मिन्द्रं सखायो
अनु सरभध्वम् ॥
[ऋ. १०. १०३. ६]

–ઇન્દ્ર મેઘને ચીરનારો અને ગાયોને મેળવનારો (રક્ષનારો) છે. તેના હાથમાં વજ્ર છે. તે અસ્થિર શત્રુ સૈન્યને પોતાના તેજ વડે જીતે છે અને સંહારે છે.

હે વીરો, તમે પણ એમને આગળ કરી વીરતા બતાવો. સખા લોકો એમને અનુકૂળ બનીને પરાક્રમ દેખાડો!

એ જ રીતે રાષ્ટ્રપ્રેમ અને ધર્મથી તરબોળ ઉદ્‌ઘોષ ગગનભેદતો ઊઠે છે.

उपस्थास्ते अनमीवा अयक्ष्मा
अस्मभ्यं सन्तु पृथिवि प्रसूताः
दीर्घं न आयुः प्रतिबुध्यमाना
वयं तुभ्यं बलिहृतः स्याम ॥

–હે માતૃભૂમિ, તારા જે પ્રદેશ છે, તે રોગ, ક્ષય અને ભય રહિત હો, અમે દીર્ઘાયુ તથા સદા જાગૃત રહીએ અને પ્રાણની બાજી હથેળીમાં લઈ તારે કાજે સર્વસ્વ ન્યોચ્છાવર કરવા સદૈવ તત્પર રહીએ.

આ છે અમર જીવનની મૃત્યુંજય વાણી. કેવળ દીર્ઘ જીવન જ માનવીનું એકમાત્ર કામ્ય નથી, તે જીવન ગૌરવથી, ઉદ્યમથી અને અદીનતાથી યુક્ત હોય–એજ મનુષ્યની એકમાત્ર પ્રાર્થના છે.

સંસારની સમરભૂમિ પર મનુષ્યને ડગલે ને પગલે બાધા, વિઘ્ન અને સંકટોનો સામનો કરવો પડે છે. આ સંગ્રામ–સંસારસંઘર્ષમાં વિજય થવા માટે મનુષ્ય હૃદયની આ સિવાય કઈ પ્રાર્થના હોઈ શકે ?

अश्मन्वती रीयते संरमद्व्मुत्तिष्ठत प्र
तरता सखाय:
अत्रा जहाम ये असन्नशेवा:
शिवान्वयमुत्तरेमाभि वाजान ॥

–પથ્થરોથી ભરી (સંસાર રૂપી) પૂર્ણ નદી વહી રહી છે. મિત્રો, સહનશક્તિથી આગળ વધો : તમારા મસ્તક ઉન્નત રહો. જે આપણી પ્રતિકૂળ છે, એનો આપણે ત્યાગ કરીએ. નદી પાર કરીને આપણે કલ્યાણ-મયી શક્તિને પ્રાપ્ત કરીશું.

આ પ્રમાણે વેદમાં આપણને માનવજીવનના ઉન્નત અને ભવ્ય આદર્શો જોવા મળે છે. એટલે જ વેદનું આટલું ગૌરવ અને મહિમા છે. વેદના ઋષિઓની આર્ષદૃષ્ટિ માનવજીવનના તમામ પાસાઓને આરપાર સ્પર્શી છે અને એના પારસ–સ્પર્શમાંથી જીવનના મૂલ્યો કુંદન બની ગયાં છે. અખિલ જ્ઞાનના ભંડાર સમા આ વેદો જીવનનો વરણીય આધાર છે, આદર્શ છે અને એ માર્ગે મનુષ્ય માત્ર અમરત્વને પામવા સમર્થ બને છે. એવી અપૂર્વ છે આપણી આ વેદ–વાણી !



# શ્રદ્ધાનું મહત્વ

શિવકુમાર શાસ્ત્રી

"શ્રદ્ધાવાન્ લભતે જ્ઞાનમ્ ॥"

શંકા રહિત આંધળી શ્રદ્ધા જ સફલ જ્ઞાન આપે છે.

તર્ક વિતર્ક અને ક્ષણે ક્ષણે શંકાઓ જેના મનમાં ઉદ્ભવે છે, તે શ્રદ્ધાદેવીની કૃપા પ્રાપ્ત કરી શકતો નથી. એક લક્ષ્ય ઉપર શ્રદ્ધા રાખ્યા પછી વચમાં ગમે તેવાં વિઘ્નો આવે છતાં શ્રદ્ધા છૂટે નહિ, અને આગંતુક વિઘ્નોને સહન કરી નિશ્ચિન લક્ષ્ય ઉપર અભાવ ન થાય તો જ શ્રદ્ધા સફળ થાય અને ધારેલી મનની ધારણાઓ પાર પડે. એકલવ્ય ગુરુ દ્રોણાચાર્ય પાસે વિદ્યા સંપાદન કરવા માટે ગયો પરંતુ ગુરુ દ્રોણાચાર્યે પ્રારંભમાં જ તેનો અનાદર કર્યો, અને જ્ઞાન આપવાની સ્વમુખે ના પાડી. છતાં એકલવ્યે શ્રદ્ધા ગુમાવ્યા સિવાય દ્રોણાચાર્યની મૂર્તિ બનાવી અને તે જ ગુરુ દ્રોણ છે તેવી શ્રદ્ધાશક્તિની (તર્ક, વિતર્ક અને શંકા રહિત) સ્થાપના કરી. તેજ બળે તેનું લક્ષ્ય જે જ્ઞાન મેળવવાનું હતું તે જ જ્ઞાન (જે ગુરુના પટ્ટશિષ્ય અર્જુનને ન મળ્યું) પોતે સહેલાઈથી મેળવ્યું. અને એકલવ્યની સાથે જ્યારે અર્જુનનો પરિચય થયો ત્યારે દ્રોણાચાર્યને અને અર્જુનને શુદ્ધ, સાત્વિક અને અભેદ એવી સાચી શ્રદ્ધા શક્તિનાં દિવ્ય દર્શન એકલવ્યમાં થયાં ત્યારે ઘણા લાંબા સમયથી તેમનામાં ગુપ્તરૂપે રહેલો વિદ્યાનો (જ્ઞાનનો) અહંકાર નષ્ટ થયો. શ્રદ્ધા શક્તિ ભેદાભેદ રહિત છે.

શ્રદ્ધા રાખનાર વ્યક્તિએ પ્રથમ તો ધૈર્યની શક્તિને કેળવવી જરૂર

છે 'ધૈર્યશક્તિ પ્રાપ્ત કરનાર જ સાચી શ્રદ્ધા રાખી શકે છે તેનો પૂર્ણ મધુરો સ્વાદ ભોગવવા માટેનો અધિકારી થઈ શકે છે શ્રદ્ધાને અપનાવ્યા પછી નજીકના થોડા સમયમા તેનુ ફળ ન દેખાય તેમજ કોઈપણ પૂર્વકર્મના અવરોધોને કારણે તેમા નિષ્ફળતા સાપડે તેથી એમ ન માનુ કે મારુ ધારેલુ લક્ષ્ય પાર નહિ પડે જો એમજ માનવા તૈયાર થઈએ તો પછી ભગીરથ રાજાએ જે ધ્યેય પાર પાડવામા પોતાના પિતૃઓ પૂરેપૂરા નિષ્ફળ નિવડયા હતા, તેવુ જાણવા હોવા છતા એ ભગીરથ રાજાએ સપૂર્ણ ઉત્સાહ અને સાત્વિક શ્રદ્ધાને જ મનમા સપૂર્ણ તાકાતથી સ્થિર કરી પિતૃઓની જ નીતિ અપનાવી ગગા વતરણનુ ભગીરથ કાર્ય પૂર્ણ કર્યુ તે ન બન્યુ હોત પરતુ તેમને શ્રદ્ધાને હૃદયમા સ્થિર કરી ધૈર્ય અને ઉત્સાહથી કાર્ય સિદ્ધ કર્યુ અને ભગીરથ કહેવાયા કેટલીક વાર શ્રદ્ધા રાખ્યા પછી પોતાના પૂર્વકર્મનો ક્ષય ન થાય ત્યા સુધી ધીરજ રાખીને સમય વ્યતિત કરવો પડે છે અને કર્મક્ષય થયા પછી તરત જ વિના વિલબે શ્રદ્ધાથી આરભેલ કાર્યમા નિસદેહ સફળતા મળે છે પૂજ્ય ગાધીજી શ્રદ્ધાવાન પુરુષ હતા તેમનુ જીવન ઉદાહરણરૂપ છે

શ્રીમદ્ ભગવદ્ગીતાના છેલ્લા આખરી ભગવદ્વચન

**यत्र योगेश्वर: कृष्णो यत्रपार्थो धनुर्धर:**

**तत्र श्रीर्विजयो भूतिर्ध्रु नीतिर्मतिर्मम ॥७८॥ श्री.भ गी.अ१८**

ગાધીજીએ જગત દૃષ્ટિમા સિદ્ધ કરી બતાવ્યુ અને પોતાના નિશ્ચય મુજબ જ અહિસાના આશ્રયે ભારતવાસીઓને સાચુ સ્વરાજ્ય પ્રાપ્ત કરાવ્યુ એજ બતાવી આપે છે કે

ધૈર્યતા સાથેની શ્રદ્ધા કાળે કરીને પણ અલભ્ય એવી દિવ્ય વસ્તુઓની પ્રાપ્તિ કરાવી આપે છે જો શ્રદ્ધામા શક્તિ ન હોત તો તે શ્રદ્ધા દેવીની કૃપા પ્રાપ્ત કરવા માટેનો મત્ર સપ્તશતી ચડીપાઠના પાચમા અધ્યાયમા અને દેવીસૂક્તમા (**या देवी सर्वभूतेषु श्रद्धा रूपेण सस्थिता**) માર્કન્ડેય ઋષિને આપવાની ઈચ્છા અને પ્રેરણા ઉદ્ભવત જ નહી દરેક પ્રાણીમાત્રમા શ્રદ્ધા દેવી તો રહેલા જ છે પણ તેમનો અનુભવ કરવાનો પ્રયત્ન (ગમે તે કારણવશાત પ્રમાદવશ થઈને) સહેજે આપણે કરતા નથી જો મનુષ્ય શ્રદ્ધાપૂર્વક પ્રયત્નવૃત્તિને સતેજ કરી જીવનમા અનુસરે તો પોતાના જીવનના ઘણા કઠિન કાર્યો પણ સહેલાઈથી પાર પાડી અને ધારેલા ધ્યેયને સિદ્ધ કરી શકે તેમા સહેજે શકાને સ્થાન નથી